श्रीकृष्णाय नमः ।

श्रीगोपीजनवल्लभाय नमः ।

श्रीमदाचार्यचरणकमलेभ्यो नमः ।






## श्रीमद्वल्लभाचार्यचरणप्रणिता ।

## (दशम-उत्तरार्ध-सात्त्विक-साधन-प्रकरणम् ।)

## द्वाविंशोऽध्याय : ।

द्वाविंशे धर्मरक्षार्थं धर्मस्थानगतिर्हरे ।
सर्वसंमतियुक्तस्य शोभा युक्ता निरूप्यते ॥१॥
एका कृतिर्हरेरत्र बहुकार्यनिरूपिका ।
निर्धार्यते सर्वसुखा धर्मे सर्वाधिकारिणी ॥२॥

## દશમ સ્કંધ ઉત્તરાર્ધ

## "સાત્વિક પ્રમેય પ્રકરણ"

## અધ્યાય બાવીસમો

કારિકાઓ :

કારિકા-૧: બાવીસમાઅધ્યાયમાં ધર્મનું રક્ષણ કરવા માટે સૈન્ય વિગેરે બધું આડંબર સહિત હરિનું શોભાવાળું ધર્મસ્થાનમાં ગમન કહેવામાં આવે છે. (૧)

કારિકા-૨: હરિની એક કૃતિ ઘણાં કાર્ય કરનારી છે, સર્વેને સુખ

આપનારી અને ધર્મના વિષયમાં સર્વ અધિકારવાળી હોવાનો અહીં નિર્ણય કરવામાં આવે છે.(૨)

पूर्वाध्यान्ते भगवद्वाक्यं शिरसा स्वीकृतम्, ततो भगवदिच्छानुसारेणैव कथने मन्त्रित्वं व्याहन्येतेति पूर्वापरानुसंधानार्थं उद्धवस्य प्रकरणज्ञानपूर्वकं उत्तरारम्भमाह इत्युदीरितमिति।

श्रीशुक उवाच -

इत्युदीरितमाकर्ण्य देवर्षेरुद्धवोब्रवीत् ।

सभ्यानां मतमाज्ञाय कृष्णस्य च महामतिः ॥१॥

दूतवाक्ये न कस्यापि विवाद इति देवर्षेरुदीरितमित्युक्तम् । भगवद्वाक्यश्रवणानन्तरमुत्तरस्य वक्तव्यत्वेपि पुनर्नारदवाक्यानुसंधानात् तत्समाधानार्थमेव उद्धवोब्रवीत् । धर्मब्राह्मणावेव पुष्टिमार्गे बाधकौ, तयोः प्रतिविधानं किंचित्पुष्टिविरोधार्थेनेति प्रकरणार्थे विवादे हि मन्त्रिणो वचनमिति पक्षद्वयं निरूपयति सभ्यानां मतमाज्ञाय कृष्णस्य चेति । सभ्यानां मतं युद्धार्थं गमनं मुख्यं धर्मार्थं पश्चात् । दुःखा भावसुखयोः आदौ दुःखं प्रतिविधातव्यमिति, भगवतोप्येवं मतं चकाराद्विपरीतं च । एवं पौर्वापर्यसंदेहे निर्णयार्थमस्य बुद्धिरस्तीत्याह महामतिरिति । भक्तिमार्गनारदयोः कोपः प्रतिविधातव्यः, मर्यादा च स्थाप्या यावच्छक्यम् । अतो धर्मब्राह्मणमर्यादात्रयमेकत्र विरुध्यते, अपरत्र भक्तिमार्ग एवैकः ॥१॥

अतो बहूनामनुग्रह इतिन्यायेन वक्तव्यमति निश्चित्य पक्षद्वयमनुवदति यदुक्तमिति।

ગયા અધ્યાયના અંતે ઉદ્ધવે ભગવાનના વાક્યને માથા પર સ્વીકાર્યું. પછી ભગવાનની ઈચ્છા મુજબ ઉત્તર કહેવામાં આવે તો ઉધ્ધવના મંત્રીપણાની ખામી થાય તેથી આગળપૂર્વક પાછળના વિષયના અનુસંધાન ઉદ્ધવના ઉત્તર આપવાનો આરંભ કરે છે. એમ નીચેના શ્લોકથી કહે છે.

શ્લોકાર્થ -૧ : એ પ્રમાણે દેવર્ષિ નારદનું કહેવું સાંભળીને અને સભ્યો અને શ્રીકૃષ્ણનો મત જાણીને ઘણી બુદ્ધિવાળા ઉદ્ધવે નીચે પ્રમાણે કહ્યું. (૧)

ભાવાર્થ, સુબોધિનીજી : દૂતના વચન સંબંધમાં કોઈને પણ વિરોધ ન હતો. તેથી 'દેવર્ષિનું કહેવું' શબ્દ યોજેલ છે. ભગવાનનું વચન સાંભળ્યા પછી ઉત્તર કહેવાજોઈતો હતો. છતાં પણ પાછું નારદના વચનનું અનુસંધાન થવાથી તેમનું સમાધાન કરવા માટે જ ઉદ્ધવે કહ્યું.

"ધર્મ અને બ્રાહ્મણ જ પુષ્ટિમાર્ગમાં બાધ કરનારા છે". તેઓનું સમાધાન કાંઈક પુષ્ટિના વિરોધવાળા અર્થથી થાય છે. એવો આ પ્રકરણનો અર્થ છે. મતભેદ હોય ત્યારે મંત્રીનું વચન આદરવાળું હોવાથી સભ્યોનો અને શ્રીકૃષ્ણનો મત જાણીને" એમ મત જણાવે છે. યુદ્ધ માટે જવું મુખ્ય છે. પછી ધર્મ માટે જવું. દુઃખનો નાશ અને સુખ પૈકી પહેલાં દુઃખનો ઉપાય કરવો જોઈએ એવો સભ્યોનો મત હતો. ભગવાનનોપણ એવો મત હતો. 'ચ અને' શબ્દ વડે તેથી વિરૂધ પણ મત હતો. એવી રીતે પહેલાં અને પાછળથી કરવાના કાર્યમાં સંદેહ થવાથી તેનો નિર્ણય કરવાની આ ઉદ્ધવમાં બુદ્ધિ હતી એમ જાણી 'ઘણી બુદ્ધિવાળા' એવું વિશેષણ યોજેલ છે. ભક્તિમાર્ગના અને નારદના કોપનું સમાધાન કરવું જોઈએ અને બની શકે ત્યાંસુધી મર્યાદા નભાવવી જોઈએ. તેથી એક બાજુએ ધર્મ, બ્રાહ્મણ અને મર્યાદા એ ત્રણનો વિરોધ થાય છે. બીજી બાજુએ એકલા ભક્તિમાર્ગનો જ વિરોધ થાય છે. (૧)

તેથી ઘણા ઉપર ઉપકાર થાય એવા નિયમ પ્રમાણે ઉત્તર કહેવો જોઈએ એવો નિર્ણય કરીને હવે કહે છે.

**उद्धव उवाच-यदुक्तमृषिणा देव साचिव्यं यक्ष्यतस्त्वया ।**
**कार्यं पैतृष्वसेयस्य रक्षा च शरणैषिणाम् ॥२॥**




देवेति संबोधनम् । साचिव्यं मन्त्रोपदेशः, न तु युद्धेन सहायकरणम्, अलौकिकप्रकारस्तु मन्त्रे न वक्तव्यः, अतः साचिव्यमेव नारदेनोक्तमनुवदति । 'कर्तुः शास्तुरनुज्ञातुः' इति वाक्यात् तथाकरणे धर्मः । पैतृष्वस्रयकार्यकरणं

लौकिकम्, तस्मादत्र लोकवेदौ विरुद्धौ न भवत इति द्वयं निरूपितम् । द्वितीयः पक्षः शरणैषिणां रक्षा । चकाराद्बन्धूनां वाक्यं च । तथासति द्वयोरैक्यं यथा भवति तथा कर्तव्यम् ॥२॥

तत्र यज्ञो मोचने विनियोक्तुमशक्य इति मोचनमेव यज्ञे विनियोक्तव्यमित्याह यष्टव्यमिति ।

<u>શ્લોકાર્થ - ૨ :</u> હે દેવ! ઋષિએ જે ઉપાય કહ્યો તે આપે યજ્ઞ કરનાર ફોઈના દીકરાનું કાર્ય કરવું અને શરણ ઈચ્છનારાઓનું રક્ષણ કરવું.(૨)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> હે દેવ ! એ સંબોધન છે. 'साचिव्यं' એટલે મંત્રનો ઉપદેશ પણ યુદ્ધ વડે સહાય કરવાનું નહિ મંત્રમાં અલૌકિક પ્રકાર કહેવો યોગ્ય નથી. તેથી નારદે કહેલાં ઉપાય જ ફરીથી કહે છે. ઉપદેશ આપનાર અને અનુમોદન કરનારને સમાન ફલ થાય છે. એ વાક્ય પ્રમાણે ફરી અનુમોદન કરવાથી ધર્મ થાય છે. ફોઈના દીકરાનું કાર્ય કરવાનું એ લૌકિક છે.તેથી એ બે કહેલાં છે.

બીજો પક્ષ 'શરણ ઈચ્છનારાઓનું રક્ષણ' અને 'ચ અને' શબ્દ હોવાથી બંધુઓના વચન પ્રમાણે વર્તન કરવું તે છે. એ પ્રમાણે હોવાથી બે પક્ષોમાં વિરોધ ન રહે તે પ્રમાણે કરવું જોઈએ.(૨)

તે પૈકી રાજાઓને છોડાવવામાં યજ્ઞનો ઉપયોગ કરવો અશક્ય હોવાથી, છોડાવવાનું કાય યજ્ઞમાં કરવું એમ નીચેના શ્લોકથી કહે છે.

**यष्टव्यं राजसूयेन दिक्चक्रजयिना विभो ।**
**अतो जरासुतजय उभयार्थो मतो मम ॥३॥**

दिशां चक्रं दश दिशः, तत्र जयशीलेन राजसूयः कर्तव्यः, अत एव स एव जरासंधं घातयिष्यति, यज्ञार्थं वधे तु न दोषः, एवं सति ये दोषास्ते अग्रे परिहर्तव्याः । आदौ यज्ञार्थं तद्वधं स्थापयति अतो जरासुतजय इति। तर्हि भक्तिमार्गोबाधित एवेत्याशङ्कायामाह उभयार्थ इति । यज्ञार्थं मोचनार्थं च,

अयं पक्षो मम संमतः। युक्तश्चायम्, नारदादेः कोपाभावात् ॥३॥

अस्मिन् पक्षे दोषान् परिहरति अस्माकं चेति सार्धाभ्याम् ।

શ્લોકાર્થ - ૩ : હે શક્તિમાન ! સર્વ દિશાઓમાં જય પ્રાપ્ત કરનારે રાજસૂર્ય યજ્ઞ કરવો જોઈએ. તેથી જરાના પુત્ર જરાસંધને જીતવો એ બંને પ્રયોજન સિદ્ધ કરનારો યજ્ઞ હોવાનું હું માનું છું. (૩)

ભાવાર્થ, સુબોધિનીજી : દિશાઓનું ચક્ર એટલે દશ દિશાઓ. તેમાં જય પ્રાપ્ત કરનારે રાજસૂય યજ્ઞ કરવો જોઈએ. તેથી જ તે યજ્ઞ જરાસંધનો વધ કરાવશે. યજ્ઞના નિમિત્તથી વધ કરવામાં આવે તો દોષ લાગતો નથી. એમ છતાં જે દોષ હશે તો ભવિષ્યમાં દૂર થશે. તેથી યજ્ઞના પ્રયોજન માટે તેનો વધ કરવાનું સિદ્ધ કરે છે.

પ્રયોજન માટે તેનો વધ કરવાનું સિદ્ધ કરે છે. 'ત્યારે ભક્તિમાર્ગનો નાશ જ થાય' એવી શંકામાં 'બંને પ્રયોજન સિદ્ધ કરનારો' શબ્દ યોજેલ છે. યજ્ઞનું પ્રયોજન અને રાજાઓને છોડાવવાનું પ્રયોજન સિદ્ધ કરનારો આ પક્ષ છે તે હું માનુ છું. આ પક્ષ યોગ્ય છે કારણ કે આમાં નારદ વિગેરેનો કોપ થતો નથી. (૩)

નીચેના શ્લોકથી આરંભી અઢી શ્લોકથી દોષો દૂર કરે છે.




अस्माकं च महानर्थो ह्येतेनैव भविष्यति ।
यशश्च तव गोविन्द राज्ञो बन्धाद्विमुञ्चतः ॥४॥

पराक्रमेण जरासंधवधे तद्धनमस्माभिः प्राप्तव्यम्, यज्ञार्थवधपक्षे तु तस्याभावः । पूर्वं भगवद्धनं च तेनापहृतं यवनजयोद्धवं तस्य प्रत्यावृत्तिश्चकारार्थः मोचितेभ्यश्च, एतत्सर्वमपि यज्ञार्थवधेनापि भविष्यतीत्याह एतेनैव भविष्यतीति । तेन धनेन मोचिता भक्ताः पोषणीया इति । अन्यसंमेलनाद्यशो न भविष्यतीत्याशङ्क्याह यशश्च तव गोविन्देति । चकारात्प्रतिज्ञा 'अभयं सर्वभूतेभ्यः' इति । बन्धाद्विमोचनं न तद्वधमात्रेण भवति, तत्पुत्रेणापि तत्संभवात् । अतो विशेषतो मोचनं हेतुत्वेनोपदिशति राज्ञो बन्धादिति । राज्ञो

**राजशरीराणि आत्मनश्च बन्धादुभयविधात्, विशेषतो मोचनं तदेव, विमुञ्चतस्तव ॥४॥**

नन्‌ को विशेषः ऋषिरेव वक्तव्य आवश्यको जरासंधवधः तं कृत्वा समागमिष्यतीति, अस्मिन् पक्षे स्त्रीभिः सह लीलया गमनं बाध्यते । मर्यादायामवश्यश्चायं पक्ष इति वक्तुं जरासंधस्वरूपमाह द्वाभ्यां स वै दुर्विषह इति।

*શ્લોકાર્થ -૪ : આથી આપણને ઘણું ધન પ્રાપ્ત થશે અને હે ગોવિંદ ! રાજાઓને બંધનમાંથી મુક્ત કરાવનાર અને આપને યશ પ્રાપ્ત થશે. (૪)*

ભાવાર્થ, સુબોધિનીજી : પરાક્રમથી જરાસંધનો વધ કરવામાં આવતાં તેનું ધન આપણને પ્રાપ્ત થશે. પરંતુ યજ્ઞના પ્રયોજન માટે વધ કરવામાં આવે ત્યારે તે પ્રાપ્ત ન થાય 'ચ અને' શબ્દનો એવો અર્થ છે. પહેલાં યવનના જયથી પ્રાપ્ત થયેલું ભગવાનનું ધન તે જરાસંધ લઇ ગયેલ હતો તે આપણને પાછું મળશે અને રાજાઓને મુકત કરવાથી તેમની પાસેથી જરાસંધે લીધેલું ધન પણ આપણને મળશે. 'આથી જ થશે' શબ્દોથી કહેલું છે. આ બધુંએ ધન યજ્ઞના પ્રયોજન માટે વધ કરવાથી થશે. કારણ કે તે ધનથી મુક્ત કરાયેલ ભક્તોનું પોષણ કરવાનું છે.

બીજાઓ સાથે ભળવાથી યશ પ્રાપ્ત નહિ કરવાનું છે. બીજાઓ સાથે ભળવાથી યશ પ્રાપ્ત નહિ થાય એવી શંકા થાય તેથી ઉતરાર્ધ કહેલો છે. 'ચ અને' શબ્દથી સર્વ પ્રાણીઓને અભય આપવાનું મારૂ વ્રત છે.'' એ પ્રતિજ્ઞા કહેલી છે. જરાસંધનો માત્ર વધ કરવાથી બંધનમાંથી મુકત થવાનું થતું નથી કારણ કે તેનો પુત્ર પણ બંધન કરે તેવું સંભવે તેથી 'રાજાઓને બંધનમાંથી મુકત કરનાર' શબ્દોથી પ્રયોજન કહેલું છે. તેઓને મુકત કરવાનો ઉપદેશ છે. આપનું પ્રયોજન રાજાઓના દેહો અને આત્માઓને બે પ્રકારથી બંધનમાંથી મુકત કરાવવાનું છે.

ઋષિને જ કહેવું કે જરાસંધનો વધ જરૂરી છે. તે કરીને પછી આપીશ. તેમાં શું ભેદ? એવો વિચાર થાય તેથી આ પક્ષમાં ઋષિને કહીને જરાસંધનો વધ

કરવા પહેલાં જવામાં સ્ત્રીઓ સાથે લીલાથી જવામાં પ્રતિબંધ થાય છે. અને મર્યાદા પ્રમાણે આ પક્ષ જરૂરી છે એમ કહેવા માટે નીચેના શ્લોક કહે છે.(૪)

**स वै दुर्विषहो राजा नागायुतसमो बले ।**
**बलिनामपि चान्येषां भीमं समबलं विना ॥५॥**



केनापि यादवेन स सोढुं न शक्यः । यतो राजा क्षत्रियः अनपोह्यः प्रायेण, एतदलौकिकं बलम् । लौकिकमप्याह **नागायुतसम** इति । बलविषये अयुतहस्तिसमः । एतादृशा अन्येऽपि सन्तीति तद्व्यावृत्त्यर्थमाह **बलिनामपि चान्येषामिति** । महाबलिनां सर्वेषामेवायं मिलितानां समः । चकाराद्ब्राह्मणादिवरसिद्धमपि तस्य बलम् । तर्हि मर्यादायामवध्य एवेत्याशङ्क्याह **भीमं समबलं विनेति** । भीमोप्येतादशः तथापि यथा जयस्तदग्रे वक्ष्यते ॥५॥

किंच तस्यान्यदपि वरप्राप्तं सामर्थ्यमस्तीत्याह **द्वैरथे स तु जेतव्य इति** ।

*<u>શ્લોકાર્થ -૫</u> : બલમાં દશ હજાર હાથીઓ સમાન અને બીજા બલવાનોની પણ સમાન તે રાજા સમાન બલવાળા ભીમસેન સિવાય કોઈથી જીતી શકાય એમ નથી જ.(૫)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી</u> : તે કોઈ પણ યાદવથી સહન ન થઈ શકે એવો છે. કારણ કે તે રાજા ક્ષત્રિય હોઈ હણી શકાય તેવો નથી. તેનું બલ અલૌકિક છે.'દશ હજાર હાથીઓની સમાન' વિશેષણથી તે કહે છે. બલના વિષયમાં દશ હજાર હાથીઓની સમાન છે. આવા બીજાઓ પણ છે. તેથી તેઓથી ભેદ બતાવવા 'બીજા બલવાનોની પણ સમાન' વિશેષણ યોજેલ છે. 'ચ અને' શબ્દથી એમ કહેલું છે કે તેને બ્રાહ્મણોના વરદાનોથી મળેલું બલ છે. 'ત્યારે મર્યાદા પ્રમાણે હણી ન શકાય તેવો જ હશે' એવી શંકા થાય તેથી 'સમાન બલવાળા ભીમ વિના' એવા શબ્દો યોજેલ છે. ભીમ પણ આવો જ છે. છતાં પણ ભીમનો જય જે રીતે થાય તે આગળ કહેશે. (૫)

તેનામાં બીજું પણ બલ વરદાનથી પ્રાપ્ત થયેલ છે. તે નીચેના શ્લોકથી

કહે છે.

**द्वैरथे स तु जेतव्यो मा शताक्षौहिणीयुतः ।**
**ब्रह्मण्योऽभ्यार्थितो विप्रैर्न प्रत्याख्याति कर्हिचित् ॥६॥**

द्वन्द्वयुद्धेनैव जेतव्यः न त्वपरिमिताक्षौहिणीयुतः । अनेन तस्य सेनाधिक्यमपि सूचितम् । एवं तस्य गुणानुक्त्वा एको गुणः समयविशेषे दोषत्वमापद्यत इति तदाह ब्रह्मण्य इति । स्वभावतो हि ब्राह्मणहितकारी, अभ्यर्थितश्चेन्न प्रत्याख्याति कर्हिचिदिति । कपटं ज्ञात्वापि धर्मदाढर्यादिदमेकं तस्य मारणे छिद्रम् । ॥६॥

तर्हि क्षत्रियाणां किमायातमित्याशङ्क्योपायमाह ब्रह्मवेषधर इति ।

<u>શ્લોકાર્થ - ૬:</u> તે તો દ્વન્દ્ર યુદ્ધમાં જીતવા યોગ્ય છે. સેંકડો અક્ષૌહિણીવાળો જીતવા યોગ્ય નથી. બ્રાહ્મણોનો હિતકારી બ્રાહ્મણો માગે ત્યારે કોઈ સમયે ના પાડતો નથી. (૬)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> દ્વન્દ્ર યુદ્ધમાં જીતવા યોગ્ય છે. પરંતુ અનંત અક્ષૌહિણીવાળો જીતવા યોગ્ય નથી. તેથી તેની સેના ઘણી હોવાનું સૂચવે છે.

તે પ્રમાણે તેના ગુણો કહીને અમુક સમયે એક ગુણ દોષરૂપ બનતરા હોવાથી ઉત્તરાર્ધથી તે કહે છે કે તે સ્વભાવથી બ્રાહ્મણોનો હિતકારી છે. જો બ્રાહ્મણો માગે તો કોઈ પણ સમયે ના પાડતો નથી. બ્રાહ્મણનું કપટ જાણવા છતાં ધર્મમાં દઢ શ્રદ્ધાવાળો હોવાથી તેને ના પાડતો નથી. હણવા માટે આ એક તેની ખામી છે. (૬)

ત્યારે ક્ષત્રિયોનું શું થાય? એવી શંકા થાય તેથી નીચેનો શ્લોક કહે છે.

**ब्रह्मवेषधरो गत्वा तं भिक्षेत वृकोदरः ।**
**हनिष्यति न संदेहो द्वैरथे तव संनिधौ ॥७॥**

कञ्चुकाद्यभावसहितं सोपवीतवस्त्रद्वयं तिलकादिसहितं ब्रह्मवेषः । यद्यपि तेजो न संदयितुं शक्यं तथापि प्रार्थितदाने मारणे च सामर्थ्यमाह तव

संनिधाविति॥७॥

नन्वहं परब्रह्म चेत् तदोदासीनः सर्वात्मा च, विष्णुश्चेत्पालक एव न घातकः । तेजसा आप्यायनपक्षे ब्रह्मण्ये न वैष्णवं तेजः प्रभवति, अतः कथं वध इति चेतत्राह निमित्तं परमीशस्येति।

શ્લોકાર્થ -૭: બ્રાહ્મણનો વેશ ધારણ કરેલ ભીમે તેની પાસે જઈનેમાગવું. આપણી હાજરીમાં દ્વન્દ્વ યુદ્ધમાં તેને હણશે એમાં શંકા નથી.(૭)

ભાવાર્થ, સુબોધિનીજી : ઉપરનું વસ્ત્ર કંચુક વિગેરે નહિ રાખતાં જનોઈ સાથે બે વસ્ત્રો ધોતી - ઉપકરણો અને તિલકવાળો બ્રાહ્મણનો વેશ હોય છે. જો કે બ્રાહ્મણનું તેજ પ્રાપ્ત કરી શકાય એમ નથી. છતાં પણ માગેલું આપે ત્યારે ભીમ તેને હણશે.'એમ આપની હાજરીમાં' શબ્દોથી કહેલ છે. જો હું પરબ્રહ્મ હોઉં તો પક્ષપાત વિનાનો અને સર્વનો આત્મા છું. વિષ્ણું હોઈ રક્ષણ કરનારો છું. હણનારો નથી. ભીમને મારા તેજથી પુષ્ટ કરૂં એવો વિચાર થતો હોય તો બ્રાહ્મણના હિતકારી ઉપર વિષ્ણુના તેજની શક્તિ ચાલતી નથી. તેથી ભીમ તેનો વધ કેવી રીતે કરશે? એવી શંકામાં હવે કહે છે.(૭)

**निमित्तं परमीशस्य विश्वसर्गनिरोधयोः ।**
**हिरण्यगर्भः शर्वश्च कालस्यारूपिणस्तव॥८॥**

ईश्वरः कालरूपोपि भवान्, संनिधिमात्रेणैव स्वाभीष्टसमये विश्वमेवोत्पादयसिहंसि च, ब्रह्मरुद्रयोस्तु खड्गादिवन्निमित्तत्वमेव, यतः कालस्य तव कालेनाक्रोडितानामेवो,त्पत्तिप्रलयौ । यथा कर्मक्रोडीकृतानां पितृव्याघ्रौ सृष्टिप्रलययोर्निमित्तमेव । नन्वहमेव चेत्सर्वदा मारकस्तदा कथं सर्वेषामनुपलम्भ इति तत्राह अरूपिण इति । स एव त्वमिदानीं रूपमधिकमित्यर्थः ॥८॥

नन्वेवमपि तथा यशो न भविष्यतीत्याशङ्कायामाह गायन्ति ते विशदकर्मेति।

શ્લોકાર્થ -૮: વિશ્વની ઉત્પત્તિ અને લયમાં બ્રહ્મા અને શંકર આપ રૂપવિનાના કાલરૂપ ઈશ્વરના માત્ર નિમિત્ત છે.(૮)

ભાવાર્થ, સુબોધિનીજી : આપ ઈશ્વર અને કાલરૂપ પણ છો.માત્ર તમારી હાજરીથી જ પોતે ઈચ્છેલા સમયે આખા વિશ્વને આપ ઉત્પન્ન કરો છો. તેનો લય પણકરો છો. બ્રહ્મા અને શંકર તો તલવાર વિગેરેની પેઠે માત્ર નિમિત્ત જ છે. કારણ કે આપ કાલરૂપ છો અને કાલે પોતાના ઉદરમાં સમાવેલાઓનો જ ઉત્પત્તિ અને લય થાય છે. જેમ કર્મ આપના ઉદરમાં સમાવેલાઓના જ જન્મ અને મરણમાં પિતા અને વાઘ માત્ર નિમિત્ત છે. તેમ આપ કાલે પોતાના ઉદરમાં સમાવેલાઓનાં ઉત્પત્તિ અને લયમાં બ્રહ્મા અને શંકર માત્ર નિમિત્ત છે.

જો હું સદા હણનારો હોઉં તો બધા મને કેમ જોતા નહિ હોય? એવી શંકા થાય તેથી 'રૂપ વિનાના' વિશેષણ યોજેલું છે. તે કાલ આપ જ છો હમણાં આપમાં રૂપ વધારાનું છે એવો અર્થ છે. (૮)

**गायन्ति ते विशदकर्म गृहेषु देव्यो**
**राज्ञां स्वशत्रुवधमात्मविमोक्षणं च ।**
**गोप्यश्च कुञ्जरपतेर्जनकात्मजाया :**
**पित्रोश्च लब्धशरणा मुनयो वयं च ।।९।।**

तव यशः पूर्वमेव लोकत्रये व्याप्य तिष्ठति किमद्योत्पादनक्लेशेनेति वाक्यार्थः । अनेन भगवतो भगवदीयानां वा भगवत्त्वाद्भगवदीयत्वाच्च सिद्धमेव यशो न नूतनमुत्पादनीयम् । ते विशदकर्म हिरण्यकशिपु-रावणवधादिरूपं देव्यो देवस्त्रियः सहजं भगवच्चरित्रं स्वशत्रूणां हिरण्यकशिपुप्रभृतीनां वधं आत्मनो वन्दीकृतानां विशेषेणाविघातो मोचनं च स्वस्वगृहेषु गायन्ति ते गृहेषु वा । देव्यो नरकासुरगृहीताः । पूर्ववत् सर्वं योजनीयम् । ते राज्ञामुग्रसेनादीनां देव्यो वा भाविनि भूतवदुपचारेण वा मोक्ष्यमाणानाम् । किंच । अन्येऽपि बहवो गायन्तीत्याह गोप्यश्चेति। चकारात्संबन्धिस्त्रियोपि, स्वशत्रोः शङ्खचूडादेर्वधं

अविद्यालज्जादीनां वा । यथा स्वशत्रोर्वधं गायन्ति एवं कुञ्जरपतेरपि गजेन्द्रस्य शत्रोर्नक्रस्य वधं अविद्यालज्जादीनां वा । यथा स्वशत्रोर्वधं गायन्ति एवं कुञ्जरपतेरपि गजेन्द्रस्य शत्रोर्नक्रस्य वधं तथा जनकात्मजायाः सीतायाः शत्रोः रावणस्य, पित्रोरपि देवकीवसुदेवयोः शत्रोः कंसस्य। एवं प्राकृता अपि स्वस्यान्यस्य वा त्रिविधा गायन्ति । तथा अन्येपि त्रिविधा गायन्तीत्याह लब्धशरणा मुनयो वयं च । कर्मिणो ज्ञानिनो भक्ताः । लब्धशरणा इति विशेषणं वा सर्वत्र, 'मा भैष्टेत्यभयारावौ' 'तस्मान्मच्छरणं गोष्ठम्' 'एतद्व्रतं मम' इत्यादिवाक्यसहस्रैः। पाण्डवा लब्धाशरणा इति केचित् । मुनयोपि दण्डकारण्यवासिनः विश्वामित्रादयश्च, वयं सर्वे एव भक्ताः। चकारान्निर्गुणा अपि अन्यशत्रुवधं गायन्ति । तस्मात्सिद्धैव कीर्तिरित्यर्थः ॥९॥

नन्वलौकिकोपायेन राज्ञां मोचनं शीघ्रं कृत्वा कथं न यागार्थं गम्यत इत्याशङ्क्याह जरासंधवध इति।

<u>શ્લોકાર્થ -૯:</u> *દેવીઓ અને ગોપીઓ આપનું શરણ પ્રાપ્ત કરાયેલા, મુનીઓ અને અમે ઘરોના રાજાઓના પોતાના, ગજેન્દ્રના, સીતાના અનેઆપના માતાપિતાના શત્રુઓના વધરૂપ અને પોતાના છુટકારરૂપ આપના ઉજ્જવલ યશનું ગાન કરે છે.(૯)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> આપનો યશ ત્રણે લોકમાં પ્રસરેલો રહે છે. તેથી હવે તેને ઉત્પન્ન કરવાના કલેશનું શું પ્રયોજન ? એવો વાક્યનો અર્થ છે. આથી એમ જણાવે છે કે ભગવાનનો અથવા ભગવાનના સેવકોનો યશ ભગવાન તરીકે અથવા ભગવાનના સેવક તરીકે પ્રસિદ્ધ જ છે. નવો ઉત્પન્ન કરવાનો નથી.

હિરણ્યકશિપુ અને રાવણના વધ વિગેરે રૂપ આપનું ઉજ્જવલ કર્મ છે. દેવીઓ એટલે દેવની સ્ત્રીઓ પોતાના શત્રુ હિરણ્યકશિપુ વિગેરેના વધરૂપ ભગવાનના સહજ ચરિત્રનું અને બંધનમાં નાખેલીઓના અને ખાસ કરીને અવિદ્યામાંથી કરેલા પોતાના છુટકારાનું પોત પોતાના ઘરમાં ગાન કરે છે. અથવા 'ત' આપના ઘરમાં નરકાસુરે બંધનમાં નાખેલી દેવીઓ અથવા

આપના રાજાઓ ઉગ્રસેન વિગેરેની દેવીઓ ગાન કરે છે. અથવા ભવિષ્યમાં થવાના વૃતાંતનો થયેલો તરીકે ઉપયોગ કરીને જરાસંધના કેદખાનામાંથી છુટા કરવાના રાજઓની દેવીઓ ગાન કરે છે.

વળી બીજા પણ ઘણાએ આપના યશનું ગાન કરે છે. એમ 'અને ગોપીઓ' શબ્દથી કહે છે.

'ચ અને' શબ્દથી એમ કહે છે કે સંબંધવાળી સ્ત્રીઓ પણ શંખચૂડ વિગેરે અથવા અવિદ્યા, લજ્જા વિગેરે પોતાના શત્રુના વધરૂપ ચરિત્રનું ગાન કરે છે. એવી રીતે ગજેન્દ્રના પણ શત્રુ મઘરના વધરૂપ તેમજ 'जनकात्मजायाः' સીતાના શત્રુ રાવણના વધરૂપ અને 'પિત્રોઃ' માતપિતા દેવકી અને વસુદેવના શત્રુ કંસના વધરૂપ ચરિત્રનું ગાન કરે છે.

તેવી રીતે ત્રણ પ્રકારના કર્મ કરનારા, જ્ઞાનવાળા અને ભકતો પણ ગાન કરે છે. 'એમ શરણ પ્રાપ્ત કરાએલાઓ મુનીઓ અને અમે' શબ્દોથી કહેલ છે. 'અથવા ભય અને પામો' એવી ભય દૂર કરનારી બુમો પાડતા ૧૦-૩૧-૨૮ તેથી મારે શરણે આવેલા ગોષ્ઠનું રક્ષણ કરૂં. ૧૦-૨૨-૨૮ આ મારૂં વ્રત છે. વિગેરે હજારો વાકયોને લીધે 'શરણ પ્રાપ્ત કરેલાઓ' એ વિશેષણ બધે સ્થળે લેવું કેટલાક કહે છે કે 'શરણ પ્રાપ્ત કરેલા' એટલે પાંડવો વળી દંડકારણ્યમાં રહેનારા વિશ્વામિત્ર વિગેરે મુનીઓ અને અમે બધાએ ભકતો ગાન કરીએ છીએ.

'ચ' અને શબ્દથી એમ કહેલું છે કે નિગુણ ભકતો પણ બીજાના શત્રુઓના વધનું ગાન કરે છે. તેથી આપની કિર્તિ પ્રસિદ્ધ જ છે. એવો અર્થ છે. (૯)

અલૌકિક ઉપાય વડે રાજાઓને તરત કેદખાનામાંથી છોડાવીને યજ્ઞ માટે કેમ ન જવું? એવી શંકા થાય તેથી હવે કહે છે.

**जरासंधवधः कृष्ण भूर्यर्थायोपकल्पते ।**
**प्रायः पाकविपाकेन तव चाभिमतः क्रतुः ॥१०॥**

कृष्णेति कालरूपस्यैतदेव कृत्यमिति सूचितम् । केवलं संबोधनं

वक्तृत्वाभिनिवेशात् प्रमादात् पापक्षयार्थं वा । भूर्यर्थायेत्यनेकप्रयोजनाय । भक्तद्रोहे विनश्यतीति भक्तिमार्गसिद्धिः शरणागतरक्षा यज्ञः कीर्तिः पूर्ववैरप्रतीकारः भूमाहरण-मित्यादिसहस्रप्रयोजनानि सिध्यन्ति । भक्तिमार्गश्च सर्वेभ्योतिरिच्यते । किंच । प्रायः पाकविपाकेनेति । जरासंधकर्मणां परिपाकस्य विपाकेन समाप्त्या । पापविपाकेन वा बहुद्रोहद्, राजसूयो हि भूमेर्निर्वीरत्वं संपादयति तेन कारणेन तवाप्यभिमतः क्रतुः। चकारात्क्रतुश्च भूर्यर्थायोपकल्पते शिशुपालवध-दुर्योधनमानभङ्गाद्यर्थत्वात् ॥१०॥

प्रकारान्तरेण वध्यो न भवतीत्यनेनैव युद्धार्थमुद्युक्ता निवारिताः । सिद्धत्वाद्यशोपेक्षा च निवारिता । मोचनार्थं समायातीति शङ्कायां प्रमथनाथार्थं प्रथममेव दद्यात् अत उद्धववाक्यमेव सर्वतोभद्रमिति भगवता तदेव गृहीतमित्याह इत्युद्धववच इति।

<u>શ્લોકાર્થ -૧૦:</u> *હે શ્રીકૃષ્ણ ! જરાસંધનાવધથી ઘણાં પ્રયોજનો સિદ્ધ થશે. ઘણા ભાગે તેનું કર્મ પાકવાનું પૂર્ણ થવાથી તે થશે. તેનો કર્મોના કારણે તેનો નાશ થશે.(૧૦)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી</u> : હે શ્રીકૃષ્ણ ! સંબોધનથી એમ સૂચવે છે કે કાલરૂપ આપનું આ કાર્ય છે. બોલવામાં એકતાન થવાથી પ્રમાદને લીધે અથવા પાપનો ક્ષય કરાવવા આવું 'કૃષ્ણ' સાદુ સંબોધન કહેલ છે. 'भूर्यर्थाय'એટલે ઘણા પ્રયોજનો સિદ્ધ થાય. એ માટે ભક્તનો દ્રોહ થાય જરાસંધનો વિનાશ થશે એટલે ભક્તિમાર્ગનું સ્થાપન. શરણે આવેલાનું રક્ષણ. યજ્ઞ, કીર્તિ, પહેલાના વૈરનો બદલો વાળવો, ભૂમીના ભારનું હરણ વિગેરે હજારો પ્રયોજનો સિદ્ધ થશે. અને ભક્તિમાર્ગ બધા પ્રયોજનોથી ઉત્તમ છે. વળી 'पापविपाकेन' એટલે જરાસંધના કર્મોનું ફળ પૂર્ણ થવાથી અથવા ઘણાનો દ્રોહ કરવાના કારણે રાજસૂય યજ્ઞ; ભૂમિને વીર વિનાની કરેછે.તે કારણને લીધે તમને યજ્ઞ ઈષ્ટ છે. 'ચ વળી' શબ્દથી એમ કહેલું છે કે યજ્ઞમાં પણ શિશુપાલનો વધ, દુર્યોધનના માનનો ભંગ થવાનો હોવાથી તેથી પણ ઘણા પ્રયોજનો સિદ્ધ થશે.



બીજા પ્રકારે જરાસંધ હણી શકાય એમ નથી. એમ કહ્યું તેથી યુદ્ધ માટે તત્પર થયેલાને અટકાવ્યા. અને યશ પ્રસિદ્ધ છે એમ કહયું તેથી તે ઉત્પન્ન કરવાની જરૂર નથી. શ્રીકૃષ્ણ રાજાઓને છોડાવવા પધારે છે એવી શંકા જરાસંધને થાય તો તેમના પધાર્યા પહેલાં જ તે શંકરને બલિદાન આપે તેથી ઉદ્ધવનું વચન જ સર્વ પ્રકારે કલ્યાણકારી હોવાથી ભગવાને તેને જ સ્વીકાર્યું એમ નીચેના શ્લોકથી કહે છે. (૧૦)

**श्रीशुक उवाच-**

**इत्युद्धववचो राजन् सर्वतोभद्रमच्युतम् ।**
**देवर्षिर्यदुवृद्धाश्च कृष्णश्च प्रत्यपूजयन् ॥११॥**

एवं कापट्येन वधे न किंचिद्दूषणम् । 'मायेत्यसुरा' इति श्रुतेः । 'तद्धैतान् भूत्वावति' इति च । कापट्यव्यतिरेकेण न दैत्यवधः सिद्ध्यतीति न कापट्यस्वीकरणं दोषाय। राजन्निति संबोधनं राजधर्मोपि तादृश इति ज्ञापनार्थम् । सर्वतोभद्रता निरूपितैव । अच्युतमिति न च्युतं कापि क्षतिर्यत्रेति । भगवद्रूपोयं प्रकारः निर्दोषपूर्णगुणरूपः ।अत एव सर्वेषां संमतं जातमित्याह देवर्षिरिति, यादवेषु वृद्धाः, चकारादन्येऽपि । तरुणानां परं शौर्योत्सिक्तानां नागतं मनसीति सूचितम् । कृष्णश्चेति चकाराद्वसुदेवादयो भगवद्भक्ताश्च । प्रतिपूजनं साधु साध्विति वचनम् ॥११॥

अथ भिन्नप्रक्रमेण लौकिकानां सुखार्थं गृहस्थितक्लेशाभावाय निर्गमनोत्सवं निरूपयति अथेति सार्द्धे षड्भिः।

*શ્લોકાર્થ -૧૧: હે રાજન ! સર્વ પ્રકારે કલ્યાણકારી, ખામી વિનાનું ઉદ્ધવનું વચન દેવર્ષિએ અને વૃદ્ધ યાદવોએ અને શ્રીકૃષ્ણે સ્વીકાર્યું.(૧૧)*

ભાવાર્થ, સુબોધિનીજી : 'માયા એ અસુરો છે' એવા શ્રુતિના વચનને લીધે અને તે પ્રકારે આમનું રક્ષણ કરે છે એ રીતે કપટથી વધ કરવામાં કાંઈ પણ દોષ નથી.'કાપટ્ય વિના દૈત્યનો વધ થઈ શકતો ન હોવાથી કાપટ્ય કરવામાં દોષ થતો નથી.''

રાજાનો ધર્મ પણ તેવો જ છે. એમ જણાવવા હે રાજન્ ! એવું સંબોધન કહેલું છે. ઉદ્ધવનું વચન કલ્યાણકારી હોવાનું જણાવેલું છે. **'अच्युतम्'** એટલે જેમાં કાંઇ **'च्युतम्'** ખામી નથી તેવું.

જરાસંધનાવધનો પ્રકાર દોષ વિનાનો અને પૂર્ણ ગુણવાળો ભગવદ્રૂપ છે. દેવર્ષિઓ, યાદવોમાં વૃદ્ધ હતા તેમને 'ચ' અને શબ્દ હોવાથી બીજાઓએ પણ સ્વીકાર કર્યો.પરંતુ યુવાન યાદવોના મનમાં તે આવ્યું નહિ. એમ સૂચવેલ છે. શ્રીકૃષ્ણ માંના 'અને' શબ્દથી વસુદેવ વિગેરે અને ભગવાનના ભકતો કહેલા છે. 'સ્વીકારવું' એટલે બહુ સારૂં, બહુ સારૂં, એમ કહેલું છે.(૧૧)

પછી જુદા પ્રકારના આરંભથી નીચેના શ્લોકથી આરંભી છ શ્લોકથી લૌકિક પુરૂષોને સુખ થાય અને ઘરમાં રહેવાનું દુઃખ ન થાય તે માટે દ્વારકામાંથી બહાર પધારવાના ઉત્સવનું વર્ણન કરે છે.

**अथादिशत्प्रयाणाय भगवान् देवकीसुतः ।**
**भृत्यान् दारुकजैत्रादीननुज्ञाप्य गुरून् विभुः ॥१२॥**

लौकिक्यैषा भाषा । देवकीसुत इति स्त्रीप्रभृतीनां सुखदायकः । भृत्या अन्तरङ्गसेवकाः कर्मकराः । जैत्रोपि जयशीलः कश्चिद्रथयोजकः। गुरून् पित्रादीन् ब्राह्मणान् वा । विभुरिति सर्वकरणसमर्थः ॥१२॥

<u>શ્લોકાર્થ-૧૨:</u> *પછી સમર્થ ભગવાન દેવકીના પુત્રે વડીલોની પરવાનગી લઈ, દારૂક જૈત્ર વિગેરે સેવકોને પ્રયાણ કરવાની આજ્ઞા આપી.(૧૨)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> આ લૌકિક ભાષા છે. 'દેવકીના પુત્રે' એટલે સ્ત્રીઓને.સુખ આપનારે. 'भृत्या' એટલે સેવકો, 'જૈત્ર' જય પ્રાપ્ત કરવાના સ્વભાવવાળો રથ જોડનાર હતો. વડીલો એટલે પિતા અથવા બ્રાહ્મણો 'વિભુ' સમર્થ એટલે સર્વ કરવાની શક્તિવાળો. (૧૨)

**निर्गमय्यावरोधान् स्वान् ससुतान् सपरिच्छदान्।**
**संकर्षणमनुज्ञाप्य यदुराजं च शत्रुहन् ।**
**सूतोपनीतं स्वरथमारुहद्गरुडध्वजः ॥१३॥**



प्रथमत एवान्तःपुरस्त्रियो निर्गमय्य, अवरोधोन्तःपुरस्त्रियः पुल्लिङ्गनिर्देशः स्त्रीभावाभावाय । संकर्षणः सहायार्थम्, यदुराजः उग्रसेनः। अनेन राजसतामसौ परित्यज्य अन्ये सर्वे निर्गता इति सूचितम् । शत्रुहन्निति बहिर्मुखताभावाय, प्रद्युम्नादयोपि कौतुकाद् भगवद्रथमानयेयुः, भगवान् वा कौतुकादन्यरथमारोहेत्, स्त्रीभिः परिवृतो वा गच्छेदतः सूतोपनीतं स्वरथमित्युक्तम् । गरुडध्वजत्वान्न सहायापेक्षा ॥१३॥

શ્લોકાર્થ -૧૩: હે શત્રુને હણનાર, પુત્રો સહિત સેવકો સાથે પોતાની પત્નીઓને વિદાય કરીને, સંકર્ષણ અને યાદવોના રાજાની પરવાનગી લઈને, સારથિએ, આણેલા પોતાના ગરૂડની ધજાવાળા રથમાં બિરાજ્યાં. (૧૩)

ભાવાર્થ, સુબોધિનીજી : આરંભમાં અન્તઃપુરની સ્ત્રીઓને વિદાય કરીને ભગવાન રથમાં બિરાજ્યાં. 'अवरोधः' એટલે અન્તઃપુરની સ્ત્રીઓ સંકર્ષણ અને સહાય કરનારાહતા. યાદવોના રાજા ઉગ્રસેન તેમની પરવાનગી લીધી. આથી એમ સૂચવે છે કે રાજસ્ અને તામસને રાખીને બીજા બધા હસ્તિનાપુર જવા ઉપડયા. 'હે શત્રુને હણનાર' એવું સંબોધન પરિક્ષિત્ બર્હિમુખ ન થાય તે માટે કહેલું છે. પ્રદ્યુમ્ન વિગેરે રમત કરવા બીજાના રથમાં બિરાજે અથવા સ્ત્રીઓમાં વીંટાઈ પધારે તેથી તેમ ન હતું તે જણાવવા 'સારથિએ આણેલા પોતાના રથમાં' એવા શબ્દો યોજેલા છે. ભગવાન ગરૂડની ધજાવાળા રથમાં હોવાથી તેમને સહાય કરવાની જરૂર ન હતી. (૧૩)

**ततो रथद्विपभटसादिनायकैः करालया परिवृत आत्मसेनया ।**
**मृदङ्गभेर्यानकशङ्खगोमुखैः प्रघोषघोषैः ककुभो निराक्रमत् ॥१४॥**

ततः सेनासहितः नानाविधवाद्यसहितोपि दिशां प्रतिध्वनिसहितोपि निराक्रमत्। सादयोश्ववाराः । चतुरङ्गनायकैः सहिता दर्शनमात्रेणैव भयजनिका केवलं भगवत एव सेना ॥१४॥

ततः असाधारणीनां च प्रयाणप्रकारमाह नृवाजीति द्वाभ्याम्।

શ્લોકાર્થ -૧૪: પછી રથો, હાથીઓ, સૈનિકો, અશ્વોના સમુહો અને નાયકોથી ભયંકર પોતાની સેનાથી વીંટાઇ, મૃંદગ, ભેરી, નગારાં, શંખ અને શૃંગવાજિંત્ર સાથે તેમના અવાજનો દિશમાંથી પડતા પડધા સાથે ભગવાન બહાર પધાર્યા. (૧૪)

ભાવાર્થ, સુબોધિનીજી : પછી સેના સાથે, જુદા પ્રકારનાં વાજીંત્રો સાથે, દિશાઓમાંથી પડતા પડધાની સાથે ભગવાન બહાર પધાર્યા. અશ્વોના સમુહો, ચાર અંગ અને નાયકોવાળી ભગવાનની સેના જ માત્ર જોવાથીજ ભય ઉત્પન્ન કરે તેવી હતી. (૧૪)

પછી નીચેના શ્લોકથી આરંભી બે શ્લોકથી પતિવાળી સ્રીઓ અને વેશ્યાઓના જયનો પ્રકાર કહે છે.

**नृवाजिकाञ्चनशिबिकाभिरच्युतं सहात्मजाः पतिमनु सुव्रता ययुः।**
**वराम्बराभरणविलेपनस्रजः सुसंवृता नृभिरसिचर्मपाणिभिः ॥१५॥**

नृशब्देन नरयानं दोला, वाजिनोश्वाः केवलाः शकटयोजिताश्च, काञ्चनशिबिकाश्चतुर्दोलाः चोंडोल इति भाषायां नृभिर्वाजिभिर्वा युक्ताः अच्युतं पतिमनु सुव्रताः पतिव्रताः रुक्मिण्यादयः सपुत्रा ययुः । चतुर्विधालंकरणयुक्ताः मार्गेऽपि स्वतोपि रक्षिताः नृभिरपि सुसंवृताः ॥१५॥

साधारणीनामाह नरेति ।

શ્લોકાર્થ -૧૫: સુંદર વ્રતવાળી, ઉત્તમ વસ્રો, આભરણો, લેપો અને માલાવાળી, હાથમાં ઢાલ તલવારવાળા, મનુષ્યોથી, સારી રીતે વીંટાયેલા સ્રીઓ પુત્ર સહીત માણસો અને અશ્વોથી વહન થતી સુવર્ણની પાલખીઓમાં બેસી અચ્યુત પતિની પાછળ ગઇ. (૧૫)

ભાવાર્થ, સુબોધિનીજી : 'नृ' એટલે માણસો. શબ્દથી માણસોથી વહન થતું વાહન પાલખી કહેલ છે. 'वाजिनः' એટલે અશ્વો, એકલા અને વાહને જોડેલા. 'काञ्चनशिबिका' એટલે માણસોથી અથવા અશ્વો વહન થતી

રાજકીય પાલખી. ભાષામાં 'પોંડલ' કહે છે. અચ્યુત પતિની પાછળ રૂકિમણી વિગેરે સુંદર વ્રતવાળી એટલે પતિવૃતાઓ પુત્રો સહિત ગઈ. તેઓ ચાર પ્રકારના અલંકારો ધારણ કરેલી,પોતાની પણ રક્ષાએલી અને મનુષ્યોથી પણસારી રીતે રક્ષાએલી વીંટાયેલી હતી. (૧૫)

નીચેના શ્લોકથી વેશ્યાનો જવાનો પ્રકાર કહે છે.

**नरोष्ट्रगोमहिषखराश्वतर्यनःकरेणुभिः परिजनवारयोषितः।**
**स्वलंकृताःकटकुटिकम्बलाम्बराद्युपस्कारा ययुरधियुज्य सर्वशः ॥१६॥**

नरादिभिरष्टभिः परिजना वारयोषितश्च निर्गताः, गावो वृषभाः। अश्वतरी, अनः शकटं, करेणुः करिणी, सर्वा एव स्वलंकृताः । तासां जातिस्वभावसामग्रीं वर्णयति कटकुटीति । कटानामेव कुटी कटः पटकुटी वा, कम्बलादयो वृष्टिनिवारकाः । तासां कृष्णमन्विति न नियमः किंतु सर्वश एव ॥१६॥

सामान्यतो भगवत्कटकं वर्णयति समुद्रतुल्यतया बलमिति ।

*<u>શ્લોકાર્થ -૧૬:</u> સેવકો અને વેશ્યાઓ સારી રીતે અલંકાર કરી ઘાસની ઝુંપડીઓ, કામળાઓ, વસ્ત્રો વિગેરે રાચરચીલા લઈ તેને વાહન સાથે બાંધી, માણસ, ઊંટ, બળદ, પાડા, ગધેડાં ખચ્ચર, ગાડાં અને હાથણીઓ પર સર્વ તરફ ગઈ.(૧૬)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> માણસ વિગેરે આઠ પ્રકારના વાહનોની સેવકો અને વેશ્યાઓ સારી રીતે અલંકાર કહેલાં હતાં. ઘાસની ઝુંપડીઓ અને ઘાસ અને વસ્ત્રોની ઝુંપડી, કામળાઓ વિગેરે વરસાદને અટકાવનારાં સાધનો છે. શ્રીકૃષ્ણની પાછળ જવું એવો તેમનો નિયમ ન હતો. પરંતુ તે સર્વ તરફ જ ગઈ. (૧૬)

નીચેના શ્લોકમાં સમુદ્ર સાથે સરખાવી સૈન્યનું વર્ણન કરે છે.

**बलं बृहद्ध्वजपटछत्रचामरैर्वरायुधाभरणकिरीटवर्मभिः।**
**दिवांशुभिस्तुमुलरवं बभौ रवेर्यथार्णवः**
**क्षुभिततिमिङ्गिलोर्मिभिः ॥१७॥**

वस्त्रैरायुधैः सूर्यरश्मिभिस्त्रिविधैर्बभौ उपर्याच्छादकाः बृहन्तो ध्वजादयः। पटसहितानि छत्राणि भिन्नानि वा, आयुधानि आभरणानि किरीटानि कवचानि च । तुमुलो रवो यत्रेत्यन्तःशौर्यम्, तस्यापरिमितत्वाय यथार्णव इति। क्षुभितास्तिमिङ्गिलाः ऊर्मयश्च ॥१७॥

एवं निर्गण्य नारदवाक्यमिव कृत्वा ततोग्रे नारदं प्रेषयामासेत्याह अथो मुनिरिति ।

*श्लोकार्थ -१७: તીવ્ર ઘોષવાળું તે સૈન્ય દિવસે સૂર્યના કિરણોથી મોટી ધજાઓનાં વસ્ત્રો, છત્રો અને ચામરોથી, ઉત્તમ આયુધો આભરણો, મુકુટો અને કવચોથી ખળભળાટ કરતા મઘરો અને મોજાંઓથી સમુદ્ર શોભે તેમ શોભતું હતું.(૧૭)*

ભાવાર્થ, સુબોધિનીજી : વસ્ત્રો, આયુધો અને સૂર્યના કિરણો એ ત્રણ પ્રકારથી શોભતું હતું. ઉપર છાયા કરનારી મોટી ધજાઓ હતી. વસ્ત્રોવાળાં છત્રો હતાં.આયુધો, આભરણો, મુકુટો અને કવચો 'તીવ્ર ઘોઘાંટ હતો જેમાં' એ વિશેષણથી જણાવેલ છે. તે હદ વગરનું હતું એમ જણાવવા 'સમુદ્રની પેઠે' એમ કહેલું છે. ખળભળાટ કરતા મઘરો અને મોજાઓથી સમુદ્ર શોભે તેમ તે સૈન્ય શોભતુ હતું.(૧૭)

એવી રીતે બહાર પધારીને નારદના વચન મુજબ થોડુ કરીને નારદને આગળ મોકલ્યા એમ હવે કહે છે.

**अथो मुनिर्यदुपतिना सभाजितः प्रणम्य तं हृदि विदधद्विहायसा।**
**निशम्य तद्व्यवसितमाहृतार्हणो मुकुन्दसंदर्शननिर्वृतेन्द्रियः ॥१८॥**

भिन्नप्रक्रमः समाधिभाषार्थः । भगवन्तं विहाय भक्तस्य पुरतो

गमनमनुचितमित्याशङ्क्याह तं हृदि विदधदिति । **विहायसा** तु आकाशमार्गेण, तस्य भगवतो व्यवसायं गमनात्मकं **निशम्य** निर्धारितं श्रुत्वा। बहिरन्तश्चानन्दपूर्णो निर्गत इति वक्तुं विशेषणद्वयम्, **आहृतमर्हणं** यस्मै मुकुन्दसंदर्शनेन निर्वृतानीन्द्रियाणि यस्य । एवं स्वतः कार्यतश्च सिद्धो गत इत्यर्थः ॥१८॥

ततो दूतसमाधानमाह राजदूतमिति ।

*<u>શ્લોકાર્થ-૧૮:</u> પછી યદુપતિથી આદર પામેલા, તેમનો નિર્ણય જાણેલા મુકુંદના દર્શનથી તૃપ્ત થયેલા, ઈંદ્રિયોવાળા મુકુંદે પૂજન સ્વીકારી, પ્રણામ કરી. આકાશમાર્ગે ગયા. (૧૮)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> સમાધિ ભાષા જણાવવા માટે જુદો આરંભ કહેલો છે. ભક્તે ભગવાનને મૂકી દઈ તેમની આગળ જવું યોગ્ય નથી. એવી શંકા થાય તેથી તેમને 'હૃદયમાં ધારણ કરી' શબ્દો યોજેલો છે. આકશ માર્ગે ગયા છે. એટલે ભગવાનનો યજ્ઞમાં જવારૂપ નિર્ણય નક્કિ થયેલો સાંભળીને બહારથી અને અંદરથી ભરપુર થઈ ગયા. એમ જણાવવા 'જેમનું પૂજન કહેલું છે' તૃપ્ત થયેલ ઈંદ્રિયો જેમની એવો બે વિશેષણો યોજેલાં છે. એવી રીતે પોતાની જાતે અને કાર્યથી પૂર્ણ થઈ ગયા એવો અર્થ છે. (૧૮)

પછી દૂતનું સમાધાન કર્યું તે નીચેના શ્લોકથી કહે છે.

**राजदूतमुवाचेदं भगवान् प्रीणयन् गिरा ।**
**मा भैष्ट दूत भद्रं वो घातयिष्यामि मागधम् ॥१९॥**

इदं वक्ष्यमाणम्, वाक्येनैव तस्य प्रीतिं जनयन् मा भैष्टेतिवाक्यं मध्यमपुरुषबहुवचनं राज्ञः प्रति। दूतेति केवलस्यैव संबोधनं तथा कथनाय । अन्यथा भगवतैव राजानो बोधिता इति दूतो व्यर्थः स्यात्, न केवलं मोचनं किं तु वो भद्रमपीत्याशीः। हेतुभूतं कर्तव्यमाह घातयिष्यामीति ॥१९॥

ततो दूतकर्तव्यतादिकमाह इत्युक्त इति ।

શ્લોકાર્થ -૧૯: રાજાઓના દૂતને ભગવાને વાણીથી આનંદ પમાડતાં આ કહ્યું હે દૂત ! તમો ડરો નહિ. તમારૂં કલ્યાણ થશે. હું જરાસંધનો વધ કરાવીશ.(૧૯)

ભાવાર્થ, સુબોધિનીજી : 'આ' એટલે ઉત્તરાર્ધમાં કહેવાનું છે તે વચનથી જ તેને આનંદ પમાડતાં તમો ડરો નહિ એમ રાજાઓને ઉદ્દેશી કહેલું છે. હે દૂત ! એ સંબોધન એકલા દૂતને જ કહેલું છે.તેમ ન કહે તો ભગવાને જ રાજાઓએ જણાવેલું થાય. એટલે દૂત નકામો થાય. તમો રાજાઓને છોડાવીશ એટલું જ નહિ પરંતુ તમારૂં કલ્યાણ પણ થશે. એવો આર્શિવાદ પણ છે. હું 'જરાસંધનો વધ કરાવીશ' એમ કહેલું છે. (૧૯)

નીચેના શ્લોકમાં દૂતનું કાર્ય કહે છે.



**इत्युक्तः प्रस्थितो दूतो यथावदवदन्नृपान् ।**
**तेपि संदर्शन शौरेः प्रत्यैक्षन्त मुमुक्षवः ॥२०॥**

यथावज्ज्ञातानुपूर्व्या । श्रुतानां मनोवृत्तिमाह तेपीति । भगवतैव मोक्ष इति भगवत्संदर्शनमेव काङ्क्षन्तः स्थिताः । अयमेव मोक्षोपायः सर्वेषामिति सूचितम् ॥२०॥

इन्द्रप्रस्थपर्यन्तं भगवत आगमनमाह आनर्तेति द्वाभ्यां स्थलजलोत्तरणप्रयत्नभेदात् ।

શ્લોકાર્થ -૨૦ : એમ કહેલો દૂત ગયો.તેણે રાજાઓને જે થયેલ તે અનુક્રમે કહ્યું. મોક્ષ ઈચ્છનારા તેઓ પણ શૌરિના દર્શનની રાહ જોવા લાગ્યા.(૨૦)

ભાવાર્થ, સુબોધિનીજી : 'યથાવત' એટલે જે થયેલ તે અનુક્રમે. તે સાંભળેલા રાજાઓના મનની ઈચ્છા ઉત્તરાર્ધથી કહેલી છે. ભગવાનથી મોક્ષ પ્રાપ્ત થાય તેમ હોવાથી તેઓ 'ભગવાનના દર્શનની જ ઈચ્છા રાખતા હતા. બધાને માટે આજ મોક્ષનો ઉપાય છે.' એમ સૂચવેલું છે. (૨૦)

નીચેના શ્લોકથી આરંભી બે શ્લોકથી ભૂમિ અને જલ ઉત્તરી જવાના

ભેદથી ભગવાન ઈંદ્રપ્રસ્થ સુધી પધાર્યા તેનું વર્ણન કરે છે.

**आनर्तसौवीरमरूंस्तीर्त्वा विनशनं हरिः ।**
**गिरीन्नदीरतीयाय पुरग्रामव्रजाकरान् ॥२१॥**

आनर्तो द्वारकादेशः, सौवीरः सुराष्ट्रदेशः, मरवो मरुदेशः । ततो विनशनं कुरुक्षेत्रदेशः । अल्पपरिभ्रमणेनागमनं पर्वतवनाद्यभावात् । यतो हरिः, गिरीन् रैवतकादीन, तत्प्रभवा नदीश्च अतीयाय पादगत्यैवातिक्रान्तवान् । पुरग्रामव्रजाकराश्चत्वारो भेदाः जनस्थानानाम् ॥२१॥

<u>શ્લોકાર્થ -૨૧ :</u> *દ્વારકાં, સૌરાષ્ટ્ર, મારવાડ, કુરૂક્ષેત્ર વટાવી પર્વતો અને નદિઓ ઓળંગી હરિએ શહેરો ગામડાંઓ, નેસડાઓ, ખાણો ઓળંગ્યા.(૨૧)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> **'आनर्त'** દ્વારકેશ, સૌરાષ્ટ્ર દેશ, **'मरवः'** મારવાડ **'विनशनं'** કુરૂક્ષેત્ર દેશ, વટાવ્યા. થોડો ફેર ફરીને પધારવાનું પર્વતો, વનો વિગેરે ન હોય તેમાટે કહેલ કારણ કે શ્રીકૃષ્ણ દૂઃખ દૂર કરનાર છે. ગિરનાર વિગેરે પર્વતો, તેમાંથી નીકળતી નદીઓ ચરણથી ચાલીને જ ઓળંગી, શહેરો, ગામડાંઓ, નેસડાઓ અને ખાણો એ ચાર જુદા જુદા માણસોને રહેવાનાં સ્થાનોછે. (૨૧)

**ततो दृषद्वतीं तीर्त्वा मुकुन्दोथ सरस्वतीम्।**
**पाञ्चालानथ मत्स्यांश्च शक्रप्रस्थमथागमत् ॥२२॥**

दृषद्वती सरस्वती च तदानीमतिगम्भीरनद्यौ । दृषद्वतीसरस्वत्योर्मध्ये । मुकुन्द इति पदमग्रे तत्र मोक्षं दास्यतीति सूचयति। अथेत्यग्रे शनैर्गमनं सूचितम् । पाञ्चालदेशो मत्स्यदेशश्च मध्येमार्ग एवांशभेदेनेति विमर्शः । शक्रप्रस्थमिन्द्रपस्थं अन्वर्थसंज्ञा स्थानस्येति ज्ञापयितुं तथा वचनम् ॥२२॥

ततो निकटे समागमने युधिष्ठिरस्य स्नेहपूर्वकं कृत्यमाह तमागतमिति चतुर्भिः ।

*શ્લોકાર્થ -૨૨ : પછી દષદ્વતી ઉતર્યા, પછી મુકુંદ સરસ્વતી પછી પંચાલ અને મત્સ્ય ઓળંગી પછી ઇંદ્રપ્રસ્થ આવ્યા. (૨૨)*

ભાવાર્થ, સુબોધિનીજી : દષદ્વતી અને સરસ્વતી તે સમયે બહુ ઉંડી નદીઓ હતી. એ બેની વચ્ચે મુકુંદ શબ્દ છે તેથી એમ સૂચવે છે કે ભવિષ્યમાં તે સ્થળે મોક્ષનું દાન કરશે **'अथ પછી'** શબ્દથી ધીરે ધીરે આગલ જવાનું સૂચવેલ છે. પાંચાલદેશ અને મત્સ્ય દેશ વિભાગના ભેદથી માર્ગની અંદર જ હતા. એવો નિર્ણય થાય છે. ઇંદ્રપ્રસ્થ સ્થાનનું અર્થ પ્રમાણે નામ હતું. તે પ્રમાણે શબ્દ યોજેલ છે.(૨૨)

પછી ભગવાન સમીપ પધારતાં,યુધિષ્ઠિરે સ્નેહપૂર્વક કાર્ય કર્યું તે ચાર શ્લોકથી કહે છે.



**तमागतमुपाकर्ण्य प्रीतो दुर्दर्शनं नृणाम्।**
**अजातशत्रुर्निरगात्सोपाध्यायः सुहृद्वृतः ॥२३॥**

नृणां प्रारिमात्रस्य दुर्दर्शनमित्यलभ्यलाभोक्तिः । अजातशत्रुरिति भगवद्दर्शनाधिकारः। विद्यापरिजनाभिमानाभावाय सोपाध्यायः सुहृद्वृत इति॥२३॥

*શ્લોકાર્થ -૨૩ : પ્રાણીઓને જેમનાં દર્શન દુર્લભ છે.તેવા તેમને પધારેલા સાંભળીને,અજાતશત્રુ ઉપાધ્યાયો સાથે મિત્રોથી વીંટાઇ બહાર નીકળ્યા. (૨૩)*

ભાવાર્થ, સુબોધિનીજી : 'પ્રાણી માત્રને જેમનાં દર્શન દુર્લભ છે.' એમ પ્રાપ્ત ન થઇ શકે એવો લાભ કહેલ છે. 'અજાતશત્રુ' નામથી ભગવાનના દર્શનનો અધિકાર જણાવેલો છે.

તેને વિદ્યાનું અને સેવકોનું અભિમાન નહતું એમ જણાવવા 'ઉપાધ્યાયો સાથે મિત્રોથી વીંટાઇ' શબ્દો કહેલા છે.(૨૩)

**गीतवादित्रघोषेण ब्रह्मघोषेण भूयसा।**
**अभ्ययात्स हृषीकेशं प्राणः प्राणमिवादृतः ॥२४॥**

ततो निकटमागतः । गीतादिसहितः यतः स प्रसिद्धः निकटागमनयोग्यः। ननु भक्त्या मध्ये विकलः कथं न जातः कथमागत इति शङ्कां वारयति हृषीकेशमिति । इन्द्रियाधिपतित्वादिन्द्रियाण्येव गतानि न तु तत्प्रयत्नः तत्र जात इत्यर्थः । स्वत एव गमने दृष्टान्तः प्राणः प्राणमिवेति । बहिर्निर्गतः प्राणः यथानायासेन प्राणमेव समागच्छति । ततः परमादरयुक्तो जातः ॥२४॥

निकटे समागतस्य कृत्यमाहे दृष्ट्वेति ।

<u>શ્લોકાર્થ -૨૪ :</u> મોટા ગીત અને વાજીંત્રોના અવાજ સાથે અને વેદના અવાજ સાથેજેમ પ્રાણ પ્રાણની પાસે આવે તેમ આદરવાળો થઈ તે હૃષિકેશની પાસે આવ્યો. તે આવવા યોગ્ય પ્રસિદ્ધ પુરૂષ હતો. (૨૪)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> ભક્તિને લીધે રસ્તામાં તે વ્યાકુલ કેમ ન થયો? એ શંકાનું 'હૃષિકેશ' શબ્દથી નિવારણ કરે છે. ભગવાન ઈંદ્રિયોના અધિપતિ હોવાથી યુધિષ્ઠિરની ઈંદ્રિયો જ તેમની પાસે ગઈ. પરંતુ તેને કોઈ પ્રયાસ કરેલો નહિ એવો અર્થ છે. 'જેમ પ્રાણ પ્રાણની પાસે આવે' શબ્દોથી પોતાની મેળે પ્રયત્ન વિના જવાનું દૃષ્ટાંત કહેલું છે. જેમ બહાર નીકળેલો પ્રાણ પ્રયાસ વગર પ્રાણની પાસે જ જાય છે. તેમ યુધિષ્ઠરનું કાર્ય કહે છે.(૨૪)

**दृष्ट्वा विक्लिन्नहृदयः कृष्णं स्नेहेन पाण्डवः ।**
**चिराद्दृष्ट प्रियतमं सस्वजे स्म पुनः पुनः ॥२५॥**

स्मेति प्रसिद्धे । अन्यथा जीवस्यैवं धाष्टर्यं वर्णयितुमनुचितम् । भगवता कथमङ्गीकृतमिति शङ्कां वारयितुमाह विशेषेण क्लिन्नहृदय इति । तस्य विचाराभावेनालिङ्गने हेतुः प्रियतममिति । पुनः पुनरिति अन्तरानन्देन बहिः संमूढता सूचिता॥२५॥

ततो यज्जातं तदाह दोर्भ्यामिति

<u>શ્લોકાર્થ -૨૫ :</u> શ્રીકૃષ્ણના દર્શન કરીને પ્રેમથી ઘણા ભીંજાયેલા હૃદયવાળો પાંડવ સમયે જોયેલા ભગવાનને વારંવાર ભેટયો. (૨૫)

<u>ભાવાર્થ, સુબોધિનીજી</u>: **'स्म'** શબ્દ પ્રસિદ્ધ માટે યોજેલ છે. તેમ પ્રસિદ્ધ ન હોય તો જીવની આવી ઉદ્ધતાઈનું વર્ણન કરવું યોગ્ય નથી. ભગવાને તેને ભેટવાનો સ્વીકાર કેમ કર્યો? એવી શંકામાં 'ઘણા ભીંજાયેલા હૃદયવાળો' વિશેષણ યોજેલું છે. તેનું વિચાર કર્યા વગર ભેટવાનું કારણ 'ઘણા પ્રિય શબ્દથી' કહેલું છે. 'વારંવાર' શબ્દથી અંદરના આનંદને લીધે બહારનું ભાન નથી એમ સૂચવેલ છે.(૨૫)

**दोर्भ्यां परिष्वज्य रमामलालयं मुकुन्दगात्रं नृपतिर्हताशुभः ।**
**लेभे परां निर्वृतिमश्रुलोचनो**
**हृष्यत्तनुर्विस्मृतलोकविभ्रम ॥२६॥**

**रमायाः अमलमालयम् । अनेन लौकिकन्यायेनापि दोषाभावाय सुखाय च हेतुरुक्तः । मुकुन्दगात्रमिति मोक्षानन्दोपि । ततः सर्वपापक्षयः, ततः परमानन्दस्फूर्तिरन्तर्बहिर्लोचनयोः शरीरे च तदुल्लासः, ततो लौकिकमोहनिवृत्तिः ॥२६॥**

**उत्तमाधिकारित्वादस्यैतावन्निरूप्य ततो न्यूनं भीमकृत्यं निरूपयति तं मातुलेयमिति ।**

<u>શ્લોકાર્થ-૨૬</u>: *શ્રીકૃષ્ણના દર્શન કરીને પ્રેમથી ઘણા ભીંજાયેલા હૃદયવાળા પાંડવ સામે જોયેલા ભગવાનને વારંવાર ભેટ્યા. (૨૬)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી</u> : લક્ષ્મીના નિર્મલ ધામરૂપ મુકુંદના અંગને બે હાથથી ભેટી રાજા પાપરહિત થયો. ઘણો આનંદ પામ્યો તેની આંખમાં આંસુ આવ્યાં, શરીરમાં હર્ષ થયો અને તેને લૌકિક ચપલતાનું સ્મરણ ન રહ્યું.(૨૬)

**तं मातुलेयं परिरभ्य निर्वृतो भीमः स्मयन्प्रेमजवाकुलेन्द्रियः।**
**यमौ किरीटी च सुहृत्तमं मुदा प्रवृद्धबाष्पाः**
**परिरेभिरेऽच्युतम्॥२७॥**

संबन्ध एव तस्य हृदये प्रतिभातः तथापि वस्तुसामर्थ्यान्निर्वृतिः,

भगवत्संबन्धाद्धलाविर्भावे जाते । स्मयन् मन्दहासं कुर्वन् । ततोधिकारित्वात्प्रेमजवेनाकुलानीन्द्रियाणि यस्य। यमौ माद्रीपुत्रौ, तयोरपि लौकिकत्वाद्धीमानन्तरं कथनम्। किरीटी अर्जुनः । तत्र चकारः राजधर्ममन्यधर्मं च समुच्चिनोति । परिष्वङ्गे हेतुः सुहृत्तममिति मुदा । प्रवृद्धाबाष्पा इत्यविचारे । भगवांस्त्वच्युत इति न कापि तस्य क्षतिरित्यनुमोदनं सूचितम् ॥२७॥

प्रेमकार्यं निरूप्य लौकिकं कृत्यमर्जुनादीनां निरूपयति अर्जुनेनेति-द्वाभ्याम् ।

<u>શ્લોકાર્થ-૨૭:</u> પ્રેમના વેગને લીધે વ્યાકુલ થયેલી ઇંદ્રિયોવાળો ભીમ મંદ હસતાં તે મામાના પુત્રને ભેટી આનંદ પામ્યો. આનંદને લીધે વધી પડેલ આંસુઓવાળા બે માદ્રીના પુત્રો અને અર્જુન પણ અચ્યુતને ભેટયા. (૨૭)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> આ ભીમના હૃદયમાં સંબંધ જ આવ્યો. છતાં પણ ભગવાનના સામર્થ્યને લીધે તેને આનંદ થયો. તેનામાં બલ પ્રગટ થતાં મંદ હાસ્ય કરતાં, પ્રેમના વેગને લીધે વ્યાકુલ થયેલી ઇંદ્રિયો જેની તેવો તે થયો. '**यमौ**' એટલે માદ્રીના બે પુત્રો. તેઓ પણ લૌકિક સ્નેહવાળા હોવાથી અને '**किरीटी**' એ બધાએ ભગવાનને ભેટવાનું કહેલ છે. 'ઉત્તમ સ્નેહી' શબ્દથી ભેટવાનું કારણ અને 'આનંદથી વધી પડેલ આંસુઓવાળાં વિશેષણથી ભેટવાનું કારણ જણાવેલ છે. ભગવાન તો અચ્યુત હોવાથી તેમના ભેટવાથી તેમને કાંઇ હાની થવાની નથી તેથી તેનું અનુમોદન કરેલ છે.

પ્રેમના કાર્યનું વર્ણન કરી બે શ્લોકથી અર્જુનનું લૌકિક કાર્ય કહે છે. (૨૭)

**अर्जुनेन परिष्वक्तो यमाभ्यामभिवादितः ।**
**ब्राह्मणेभ्यो नमस्कृत्य वृद्धेभ्यश्च यथार्हतः ॥२८॥**

समस्यालिङ्गनम्, कनिष्ठौ चेदभिवादनम्, अतः अर्जुनेन परिष्वक्तः

यमाभ्यां चाभिवादितः। ततो भगवान् भीमादयो ज्येष्ठा इति तान् सर्वानेव नमस्करोतीत्याह ब्राह्मणेभ्यो नमस्कृत्य वृद्धेभ्यश्चेति । यथार्हतः यथायोग्यतः ॥२८॥

**मानितो मानयामास कुरुसृञ्जयकैकयान् ।**
**सूतमागधगन्धर्वान् बन्दिनश्चोपमन्त्रिणः ॥२९॥**

सर्वैर्मानितः सर्वानेव मानयामास । 'ये यथा मां प्रपद्यन्ते' इति लौकिकभावेन प्रपन्नान् लौकिकभावं बोधयतीति निरूप्यते । कुरवः सृञ्जयाः कैकया सात्त्विकादिभेदा इव त्रिविधा निरूपिताः । बन्धुत्वोपजीवकानुक्त्वा विद्योपजीवकानाह सूतमागधगन्धर्वानिति । गन्धर्वा गायकाः, उपमन्त्रिणः परिहासकर्तारः समीचीनाः ॥२९॥

ततो भगवता मानिताः भगवन्तं मानयामासुरित्याहुर्मृदङ्गेति ।

<u>શ્લોકાર્થ-૨૮-૨૯ :</u> *અર્જુને આલિંગન કરેલા માદ્રીના બે પુત્રોએ નમન કરેલા ભગવાને બ્રાહ્મણો અને વૃદ્ધોને યોગ્યતા પ્રમાણે નમન કરી, સન્માન પામી, સૂતો કૈકૈયો, ભાટો, ગાંધર્વો, બંદિજનો અને વિદૂષકોને માન આપ્યું. (૨૮-૨૯)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> સમાન વયવાળા આલિંગન કરે અને મોટી વયવાળા હોય તો તેમને નમન કરે તેથી 'અર્જુને આલિંગન કરેલા' અને માદ્રીના બે પુત્રોને નમન કરેલા' વિશેષણો કહેલા છે.

પછી ભીમ વિગેરે પોતાથી મોટા હોવાથીભગવાન તે બધાને નમન કરે છે. એટલે 'બ્રાહ્મણો અને વૃદ્ધોને નમન કરી' શબ્દોથી કહેલું છે. યોગ્યતા પ્રમાણે કર્યું.

બધાથી સન્માન પામેલા ભગવાને બધાને માન આપ્યું. તેથી 'જેઓ મને જે પ્રમાણે ભજે છે. (ભગવદ ગીતા-૪-૧૧) એ નિયમ પ્રમાણે લૌકિક ભાવથી શરણે આવેલા તરફ ભગવાન લૌકિક ભાવ જણાવે છે.

કૌરવો, સંજયો અને કૈકયો એ ત્રણ પ્રકારના સગપણ પર આધાર

રાખનારોનું નિરૂપણ કરી સૂતો, ભાટો, ગાંધર્વો વિગેરે વિદ્યા ઉપર ન ભાવ કરનારા કહ્યા છે. ગંધર્વો એટલે ગાન કરનારાઓ. વિદૂષકો એટલે આનંદ કરાવનારાઓ છે. (૨૯)

પછી ભગવાને માન આપેલાઓએ ભગવાનને માન આપ્યું.

**मृदङ्गशङ्खपटहवीणापणवगोमुखैः।**
**ब्राह्मणाश्चारविन्दाक्षं तुष्टवुर्ननृतुर्जगुः ॥३०॥**

चकारात् क्षत्रियादयोपि । अरविन्दाक्षमिति दृष्ट्यैवाप्यायिताः । ज्ञानिनस्तुष्टुवुः । भक्ता ननृतुः, जगुः कर्मिणः सामगाः ॥३०॥

दर्शनस्थानकृत्यमुपसंहारन्नग्रिमकृत्यमाह एवं सुहृद्भिरिति ।

*શ્લોકાર્થ-૩૦ : બ્રાહ્મણોએ મૃદંગ, શંખ, ઢોલ, વીણા, નગારાં અને શીંગડાઓથી ભગવાનની સ્તુતિ કરી નૃત્ય કર્યું અને ગાન કર્યું. (૩૦)*

ભાવાર્થ, સુબોધિનીજી : 'ચ અને' શબ્દથી ક્ષત્રિયોએ પણ સ્તુતિ કર્યાનું કહેલું છે. ભગવાને બધાને દષ્ટિથી જ પુષ્ટ કર્યા. જ્ઞાનીઓએ ભગવાનની સ્તુતિ કરી. ભક્તોએ નૃત્ય કર્યું અને કર્મમાર્ગીઓએ ગાન કર્યું. (૩૦)

ભગવાનના દર્શન થયાં તેનો ઉપસંહાર કરે છે.

**एवं सुहृद्भिः पर्यस्तः पुण्यश्लोकशिखामणिः।**
**संस्तूयमानो भगवान्विशालंकृतं पुरम् ॥३१॥**

एवंभूतैः सुहृद्भिः पर्यस्तो व्याप्तस्तैरेव संस्तूयमानः पुरमविशत् । भगवतो महतो नगराद्बहिरेव स्थातुं युक्तं कथमन्तःप्रवेशनमिति शङ्कां वारयति पुण्यश्लोकशिखामणिरिति । पुण्यश्लोका युधिष्ठिरादयः तेषां शिखामणिर्मुकुटमणिः । भगवतः प्रवेशाभावे कोपि पुण्यश्लोको न प्रविशेदिति तदनुरोधेन प्रार्थनया प्रविष्ट इत्यर्थः । भगवत्त्वादनन्यत्वम्, सर्वैरेव स्तूयमानत्वान्न लज्जा । सर्वानुमोदनार्थं विशेषणमलंकृतमिति ॥३१॥

भगवत्प्रविष्टं पुरं वर्णयति द्वाभ्यां संसिक्तेति ।

*શ્લોકાર્થ-૩૧ : સ્નેહીઓથી વીંટાયેલા, પવિત્ર કીર્તિવાળાઓના મુકુટના મણિરૂપ ભગવાને સ્તુતિ કરતાં શણગારેલા શહેરમાં પ્રવેશ કર્યો. (૩૧)*

ભાવાર્થ, સુબોધિનીજી : એવા સ્નેહીઓથી વીંટાયેલા તેમનાથી સ્તુતિ કરાતા ભગવાને શહેરમાં પ્રવેશ કર્યો.

ભગવાન મોટા હોવાથી, તેમને શહેરની બહાર જ રહેવું યોગ્ય હતું. તો તેમને શહેરની અંદર પ્રવેશ કેમ કર્યો? એવી શંકામાં 'પવિત્ર કીર્તિવાળાઓના મુકુટના મણિરૂપ'' શબ્દોથી નિવારણ કરે છે. યુધિષ્ઠિર વિગેરે પવિત્ર કીર્તિવાળા હતા. તેઓના મુકુટના મણિરૂપ ભગવાન શહેરમાં પ્રવેશ ન કરે તો પવિત્ર કીર્તિવાળો કોઈપણ તેમાં પ્રવેશ કરે નહિ.તેથી તેઓનો વિચાર કરી અથવા તેમની પ્રાર્થનાથી ભગવાને શહેરની અંદર પ્રવેશ કર્યો એવો અર્થ છે.

શ્રીકૃષ્ણ ભગવાન હોવાથી અદ્વિતીય હતા. બધાથી સ્તુતિ કરાતા હોવાથી તેમને શહેરમાં પ્રવેશ કરવામાં લજ્જા ન હતી. તેમાં બધાની સંમતિ હતી એમ જણાવવા 'શણગારેલા' એ શબ્દોથી વિશેષણ યોજેલું છે. (૩૧)

નીચેના બે શ્લોકથી ભગવાને પ્રવેશ કરેલા શહેરનું વર્ણન કરે છે.

**संसिक्तवर्त्म करिणां मदगन्धतोयै-**
**श्चित्रध्वजैः कनकतोरणपूर्णकुम्भैः।**
**मृष्टात्मभिर्नवदुकूलविभूषणस्र-**
**ग्गन्धैर्नृभिर्युवतिभिश्च विराजमानम् ॥३२॥**



करिणां मदगन्धतोयैः संसिक्तवर्त्मेति अधो वर्णितम् । कनकतोरणैः पूर्णकुम्भैश्चेत्युपरि । मध्ये वर्णयति मृष्टात्मभिरति । मृष्टा उद्वर्तनादिभिः शोधिताः आत्मानो देहा येषां, नवानि दुकूलानि स्रजो माला गन्धाश्च येषां एतादृशैर्नृभिर्युवतिभिः स्त्रीपुरुषैर्विराजमानमिति साधारणपुरुषाणां शोभा निरूपिता। प्रसिद्धपुरुषाणां तु पुरमेव शोभाकरम् ॥३२॥

साधारणं पुरं वर्णयित्वा राजगृहात्मकं वर्णयति उद्दीप्तेति।

શ્લોકાર્થ-૩૨ : હાથીઓના મદની ગંધવાળા જલોથી, જેના માર્ગમાં છંટકાવ કરેલો હતો અને જે રંગ બેરંગી ધજાઓથી, સુર્વણના તોરણોથી ભરેલા કુંભોથી, શુદ્ધ કરેલા દેહવાળા નવા વસ્ત્રો, ભૂષણો માલાઓ અને સુંગધિ લેપો ધારણ કરેલા પુરૂષો અને સ્ત્રીઓથી શોભતાં શહેરમાં પ્રવેશ કર્યો. (૩૨)

ભાવાર્થ, સુબોધિનીજી : હાથીઓના મદની ગંધવાળા જલોથી માર્ગમાં છંટકાવ કરેલો હતો. એમ વર્ણન કર્યું. 'સુર્વણના તોરણોથી' અને ભરેલા કુંભોથી' એમ ઉપરના ભાગનું વર્ણન કર્યું. સ્નાન વિગેરેથી શુદ્ધ કરેલ 'आत्मनः' દેહો હતા. જેઓના નવા વસ્ત્રો, માલાઓ અને સુંગધી લેપો ધારણ કરેલા હતા. પુરૂષોની શોભા કહી. પ્રસિદ્ધ પુરૂષોને તો શહેર જ શોભો કરનારૂં હતું. (૩૨)

સાધારણ શહેરનું વર્ણન કરી, નીચેના શ્લોકથી રાજાના મહેલરૂપનું વર્ણન કરે છે.

**उद्दीप्तदीपबलिभिः प्रतिसद्मजाल-**
**निर्यातधूपरुचिरं विलस-त्पताकम्।**
**मूर्धन्यहेमकलशै रजतोरुश्रृङ्गै-**
**र्जुष्टं ददर्श भवनैः कुरुराजधाम॥३३॥**

राजगृहाः सर्वे भोगस्थानभूता इति तत्र उद्दीप्ता दीपा वलयश्च पुष्पमण्डलानि पूजासाधनानि भवन्ति । प्रतिसद्म सर्वेष्वेव गृहेषु ये जाला गवाक्षाः तन्मार्गेण निर्याता ये धूपास्तै रुचिरम् । विलासयुक्ताः पताका यस्मिन् । सात्त्विकराजसतामसोत्कर्षो निरूपितः क्रमेण पदत्रयेण । गृहाणां स्वाभाविकोत्कर्षमाह मूर्धन्येति । गृहमूर्धनि स्थितैः हेमकलशैः, राजतानि उरु श्रृङ्गाणि च तैर्जुष्टं सेवितम्, ज्ञापकत्वेन तानि स्थितानि । अयमर्थः । भगवान् दूरादेव दीपविशेषैः पताकाभिः सुवर्णकुम्भैः राजतश्रृङ्गैश्च राजगृहमिदमिति ज्ञातवानित॥३३॥

ततः पुरं प्रविष्टस्य भगवतः प्रकारन्तरेण स्वरूपं वर्णयितुं तत्रत्यानां

औत्सुक्यमाह प्राप्तं निशम्येति।

શ્લોકાર્થ-૩૩ : પ્રદીપ્ત કરેલા દીપકો અને પુષ્પના મંડલોવાળો, બધા ઘરના જાળીઓમાંથી બહાર નીકળતા ધૂપને લીધે સુંદર વિલાસવાળી, પતાકાવાળો, શિખર પર રહેલા સુર્વણના કલશોવાળા અને ચાંદીના મોટા શિખરોવાળા મકાનોવાળો કુરૂ રાજનો મહેલ ભગવાને જોયો. (૩૩)

ભાવાર્થ, સુબોધિનીજી : રાજાના બધા ઘરો ભોગ કરવાનાં સ્થાન બનેલાં હોવાથી, તેમાં પ્રદીપ્ત કરેલા દીપકો અને પુષ્પના મંડલવાળું આ પૂજાના સાધનો છે. બધાએ ઘરોની અંદર જે જાળીઆં હતાં તે માર્ગથી નીકળેલા જે ધૂપો તેમનાથી સુંદર હતું. વિલાસવાળી પતાકાઓ હતી જેમાં તેવું હતું. આ ત્રણ પદોથી અનુક્રમે સાત્વિક, રાજસ, તામસ સરસાઈ કહેલી છે. ઘરોના શિખર ઉપર રહેલા જે સુર્વણના કલશો અને ચાંદીના મોટા શિખરો જેમાં હતાં તેવો મહેલ હતો. એવો અર્થ છે કે ઉત્તમ દીપકો, પતાકાઓ, સર્વુણના કુંભો અને ચાંદીનાં શિખરોથી ભગવાને દૂરથી જ જાણ્યું કે આ રાજાનો મહેલ છે. (૩૩)

નીચેના શ્લોકમાં ત્યાંના રહેવાસીનો ઉત્સાહ કહે છે.

प्राप्तं निशम्य नरलोचनपानपात्र-
मौत्सुक्यविश्लथितकेशदुकूलबन्धाः।
सद्यो विसृज्य गृहकर्म पतींश्च तल्पे
द्रष्टुं ययुर्युवतयः स्म नरेन्द्रमार्गे॥३४॥




नराणां यानि लोचनानि लावण्यामृतसारज्ञानयुक्तानि तेषां लावण्यामृतपाने भगवान्पानपात्रं यत्रत्यं रूपामृतं चक्षूंषि पिबन्ति । ततो रूपदर्शनेन उन्मथिताशयानां देहवैक्लव्यामाह औत्सुक्येति। दर्शने दर्शनानन्तरं वा या उत्सुकता औत्सुक्यं तेन विश्लथिताः केशदुकूलयोर्बन्धा यासाम्, केशबन्धापगमे मनोवैक्लव्यम्, दुकूलबन्धापगमे देहकार्श्यम्, अन्तर्वहिःक्लेशो निरूपितः । ततः पूर्वावस्थायां स्थातुमशक्ताः सद्य एव

गृहकर्म पतींश्च तल्पे त्यक्त्वा क्रियाः क्रियाफलानि च त्यक्त्वा नरेन्द्रस्यैव मार्गे राजमार्गे युवतयो भगवन्तं द्रष्टुं ययुः । तल्पे पतीनां निरूपणान्न ते भगवद्भक्ताः । राजा तु भगवत्संमुखं गत इति पतिगृहेभ्यः राजमार्ग एव श्रेष्ठ इति तत्रैव निविष्टा येन भगवान् द्दश्येतेत्यर्थः । गृहाः कर्माणि पतयश्चेति वा । तामसादिभेदास्त्रयः त्यागार्हा एव । अर्थाद्राजमार्गो गुणातीत एव भवति ॥३४॥

अत एव तत्र गतानां भगवर्शनं जातमित्याह तस्मिन्निति ।

*શ્લોકાર્થ-૩૪ : માણસોના લોચનનાં પાનના પાત્રને પધારેલા સાંભળીને ઉત્સાહને લીધે ઢીલા થયેલા કેશ અને વસ્ત્રોનાં બંધનવાળી યુવતીઓ ઘરના કામને અને પથારીમાં પતિઓને એકદમ તજીને દર્શન કરવા રાજમાર્ગ ઉપર ગઈ. (૩૪)*

ભાવાર્થ, સુબોધિનીજી : માણસોના લાવણ્યના અમૃતના સારના જ્ઞાનવાળા જે લોચનો, તેઓને લાવણ્યરૂપ અમૃતનું પાન કરવામાં ભગવાનના પાનનું પાત્ર છે. જેમાં ચક્ષુઓ સ્વરૂપ અમૃતનું પાન કરે છે. પછી રૂપના દર્શનથી ખળભળી ઉઠેલાં હૃદયવાળીઓના દેહનું વ્યાકુલપણણુ 'ઉત્સાહને લીધે ઢીલા થયેલા કેશ અને વસ્ત્રોના બંધનવાળી' શબ્દોથી કહેલ છે. ભગવાનના દર્શન સમયે જે ઉત્સાહ થયો તેને યુવતીઓ થઈ. કેશના બંધનો પડી જવામાં મનનું વ્યાકુલપણું અને વસ્ત્રોના બંધનો પડી જવામાં દેહનો શોષ કારણ હતાં. અંદર અને બહારની વ્યથા કહી.

પછી ઘરનાં કામને અને પથારીમાં પતિઓને એકદમ તજીને ક્રિયાના ફ્લોનો ત્યાગ કરીને રાજમાર્ગ ઉપર યુવતીઓ ભગવાનના દર્શન કરવા ગઈ.

પતિઓ પથારીમાં હોવાનું કહ્યું તેથી તેઓ ભગવાનના ભક્તો ન હતા. રાજા તો ભગવાન પાસે ગયેલો હોવાથી પતિઓનાં ઘરો કરતાં રાજમાર્ગ જ ઉત્તમ છે એમ વિચારથી ત્યાં રાજમાર્ગ ઉપર જ રહી જેથી ભગવાનના દર્શન થાય એવો અર્થ છે.ઘરો, કામ અને પતિઓને તજીને ગઈ. આ ત્રણ પ્રકારનાં ત્યાગ કરવા યોગ્ય જ છે. આથી રાજમાર્ગ નિર્ગુણ થાય છે. (૩૪)

તેથી જ ત્યાં રાજમાર્ગ ઉપર ગયેલાઓને ભગવાનના દર્શન થયાં એમ નીચેના શ્લોકથી કહે છે.

**तस्मिन्सुसंकुल इभाश्वरथद्विपद्भिः**
**कृष्णं सभार्यमुपलभ्य गृहाधिरुढाः ।**
**नार्यो विकीर्य कुसुमैर्मनसोपगुह्य**
**सुस्वागतं विदधुरुत्स्मयवीक्षणेन ॥३५॥**

चतुरङ्गसेनासंकुले तस्मिन् मार्गे सभार्यं भगवन्तमुपलभ्य गृहाधिरूढाः सत्यः आरोहदोषपरिहाराय कुसुमैर्विकीर्य विवाहमिव कृत्वा पश्चान्मनसोपगुह्य उत्स्मयवीक्षणेन हासपूर्वकनिरीक्षणेन सुष्ठु स्वागतं विदधुः, सर्वनिरूपणेन ह्यपराधक्षमा । तत्र विधानपूर्वकं भगवन्तं परिगृह्य प्रमाणविरोधं परिहृत्य आत्मानं भगवति योजयित्वा प्राप्तं भगवन्तं पूरितमनोरथं पूर्णमनोरथाः हासेनाधिकरतिं दास्याम इति सूचयन्त्यः मोहयन्त्यो वा ततः साभिलाषं भगवन्तं सम्यगागतमिति सन्माननां कृतवत्य इत्यर्थः ॥३५॥

एवं भगवति स्त्रीणां भावमुक्त्वा पुरुषाणां भावमाह तत्र तत्रेति ।

*શ્લોકાર્થ-૩૫ : હાથી, ઘોડા, રથ અને પાયદલોથી સારી રીતે ભરચક થયેલા તે રસ્તામાં ઘર ઉપર ચઢેલી સ્ત્રીઓએ પત્નીઓ સહીત શ્રીકૃષ્ણનાં દર્શન કરી, પુષ્પ વૃષ્ટિ કરીને મનથી ભેટીને હાસ્યવાળી દષ્ટિથી તેમનો ઘણો સારો સત્કાર કર્યો.(૩૫)*

ભાવાર્થ, સુબોધિનીજી : ચાર અંગોવાળી સેનાથી ભરચક થયેલા તે રસ્તામાં પત્નીઓ સહિત ભગવાનનાં દર્શન કરીને, ઘર પર ચઢેલી સ્ત્રીઓ જાણે કે ભગવાન સાથે વિવાહ કરતી હોય તેમ તેમની ઉપર પુષ્પની વૃષ્ટિ કરીને અને મનથી ભેટીને હાસ્યવાળી દષ્ટિથી ઘણો સારો સત્કાર કર્યો. કારણ કે આ બધું કરવાથી અપરાધની ક્ષમા થાય. તેથી ત્યાં વિધિ પ્રમાણે ભગવાનને પતિ તરીકે સ્વીકારી, પ્રમાણનો વિરોધ દૂર કરી ભગવાનમાં પોતાનો વિનીયોગ કરી જેમના મનોરથો પૂર્ણ કરેલા છે તેવા ભગવાનને પ્રાપ્ત કરી

પૂર્ણ થયેલ મનોરથવાળી થઈ, હાસ્યથી વધારે રતિનું દાન કરીશું એમ સૂચવતી અને મોહ પમાડતી સ્ત્રીઓએ 'ભલે પધાર્યા' એમ ભગવાનનું સન્માન કર્યું એવો અર્થ છે. (૩૫)

નીચેના શ્લોકમાં ત્યાંના રહેવાસીનો ઉત્સાહ કહે છે.

**तत्र तत्रोपसंगम्य पौरा मङ्गलपाणयः।**

**चक्रुः सपर्यां कृष्णाय श्रेणीमुख्या हतैनसः ॥३६॥**

**पौराः** पुरवासिनः सर्व एव कृष्णस्य सपर्यां पूजां चक्रुः। श्रेणीमुख्यानां विशेषमाह एकशिल्पोपजीविनः वणिग्विशेषाः **श्रेणीमुख्याः** ते भगवता तत्तच्छिल्पसहिता विशेषतो दृष्टाः सर्वात्मना **हतैनसो** जाता इत्यर्थः। मङ्गलद्रव्ययुक्तपाणित्वं तु समानमेव, सपर्या गन्धपुष्पादिभिः ॥३६॥

एवं सर्वैः सभाजनमुक्त्वा स्त्रीभिः कृतं मुकुन्दपत्नीनां पुनराह ऊचुरिति।

*શ્લોકાર્થ-૩૬ : નગરવાસીઓ અને જેમના પાપનો નાશ થયો હતો તેવા જુદીજુદી કલા ઉપર આજીવિકા ચલાવનાર મુખ્ય વાણીઆઓએ હાથમાં મંગલ દ્રવ્યો રાખી જુદે જુદે સ્થળે પાસે આવી શ્રીકૃષ્ણની પૂજા કરી. (૩૬)*

ભાવાર્થ, સુબોધિનીજી : નગરવાસીઓ બધાએ શ્રીકૃષ્ણની પૂજા કરી. જુદીજુદી કલા પર આજીવિકા ચલાવનાર મુખ્ય વાણીઆઓના સંબંધમાં કહે છે. એક કલા પર આજીવિકા ચલાવનાર અમુક વાણીઆઓ જુદીજુદી કલાઓ સાથે ભગવાનથી સારી રીતે જોવાયેલા તેઓ જેના પાપનો નાશ થયો હતો તેવા થયા એવો અર્થ છે. હાથમાં મંગલ દ્રવ્યોવાળા હોવુ એ તો બંનેમાં સરખું જ હતું. સુંગધિ દ્રવ્યો, પુષ્પો વિગેરેથી પૂજા કરી. (૩૬)

એવી રીતે બધાનું સ્વાગત કરી નીચેના શ્લોકમાં સ્ત્રીઓએ કરેલું મુકુંદની પત્નીઓનું સ્વાગત કહે છે.

**ऊचुः स्त्रियः पथि निरीक्ष्य मुकुन्दपत्नीस्तारा**

**यथोडुपसहाः किमकार्यमूभिः।**

**यच्चक्षुषां पुरुषमौलिरुदारहास-**
**लीलावलोककलयोत्सवमातनोति ॥३७॥**

स्त्रीत्वभक्तत्वाविशेषेऽपि एता एव धन्या न तु वयम्। यद्यपि वयमुपरि तथापि भगवान् भूमौ समागत इति भूमिरेव स्वर्ग इति निरूपयन्त्यो दृष्टान्तमाहुः **तारा यथोडुपसहा** इति । 'देवगृहा वै नक्षत्राणि' इति श्रुत्या तासामिन्द्रियाणां देववद्भोगाधिक्यंसूचितम्। केन धर्मेणायमर्थः प्राप्त इति तासां विमर्शनमाहुः **किमकार्यमूभिरिति** । ननु किमाश्चर्यं बह्वीनामेव तथाभावा-दित्याशङ्क्य तासां सर्वोत्तमफलभोगमाह **यच्चक्षुषामिति**। यासां चक्षुषां भगवान् स्वयमुत्सवमातनोति । भगवानेव सर्वकर्तेति किमाश्चर्यमिति शङ्कां वारयितुं भगवति विशेषमाह **पुरुषमौलिरिति** । न हि पुरुषोत्तमः क्रिया उत्सवं संपादयति तथा सत्युत्तमत्वमेव चिन्त्यं स्यात् । तत्रापि **उदारो** यो **हासः** सर्वेषामनायासेन सर्वपुरुषार्थदाता, तत्सहितो यो **लीलावलोकः** पूर्णसर्वपुरुषार्थोपि भक्तिज्ञानसहितः, उदारो गुणः त्रयाणां च हासलीला-वलोकानां तेषामपि या **कला** नैपुण्यातिशयः तेन स्वसर्वस्वेनापि तासां नेत्राणामुत्सवं करोतीति तासां महती स्तुतिः ॥३७॥

पुरवासिनां कृत्यमुक्त्वा अन्तःपुरवासिनामाह **अन्तःपुरजनैरिति**।

<u>શ્લોકાર્થ-૩૭</u> *જેમ ચંદ્ર સાથે તારા રહેલ હોય તેવી મુકુંદની પત્નીઓની માર્ગમાં જોઈને સ્ત્રીઓ કહેતી હતી કે આમને શું પુણ્ય કર્યું કે જેમના ચક્ષુઓને પુરૂષોમાં ઉત્તમ ભગવાન ઉદાર હાસ્ય સહિત વિલાસવાળી દષ્ટિની નિપુણતાથી આનંદ આપે છે.(૩૭)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી</u> : મુકુંદની પત્નીઓમાં સ્ત્રીપણું અને ભક્તપણું સમાન હોવા છતાં આજ મહાભાગ્યવાળાં છે. પરંતુ આપણે તેવા નથી. જો કે આપણે ઘર ઉપર છીએ છતાં પણ ભગવાન ભૂમી ઉપર પધારેલા હોવાથી ભૂમી જ સ્વર્ગ છે. 'જેમ ચંદ્ર સાથે તારા નક્ષત્રો રહેલ હોય તેવી' એવું દષ્ટાંત કહે છે. નક્ષત્રો દેવોના ઘર છે. એ શ્રુતિ પ્રમાણે મુંકુંદની પત્નીઓની ઈંદ્રિયો

દેવની પેઠે ભોગ કરનારી છે એમ દષ્ટાંતથી સૂચવેલું છે.

કયા ગુણથી આ લાભ તેમને પ્રાપ્ત થયો? આપને શું પુણ્ય કયું? એ શબ્દોથી કહે છે. મુકુંદની પત્નીઓ ઘણી હોવાથી તેમાં શું આશ્ચર્ય? એવી શંકા થાય તેથી ઉત્તરાર્ધથી તેમને થતો સર્વથી ઉત્તમ ફલનો ભોગ કહે છે. ભગવાન પોતે જેમનાં ચક્ષુઓને આનંદ આપે છે. ભગવાન જ સર્વ કરનારા હોવાથી તેમ કહે તેમાં શું આશ્ચર્ય ? એવી શંકામાં 'પુરૂષોમાં ઉત્તમ' શબ્દથી ભગવાનનું ઉત્તમપણું કહેલ છે. કારણ કે પુરૂષોત્તમ સ્ત્રીઓને આનંદ પ્રાપ્ત કરાવતા નથી. જો તેમ કરાવતા હોય તો તેમનું ઉત્તમપણું શંકાવાળું થાય તેમાં પણ બધાને પ્રયાસ વિના સર્વ પુરૂષાર્થો આપનાર જે ઉદાર હાસ્ય, ભક્તિ અને જ્ઞાનવાળી જે વિલાસવાળી દષ્ટિ ઉદાર ગુણ હાસ્ય, વિલાસ અને દષ્ટિ એ ત્રણેનો જે કલા એટલે ઘણી નિપુણતા તેઓના નેત્રોને આનંદ આપે છે. એમ ઘણી સ્તુતિ કરેલી છે.(૩૭)

નગરવાસીઓના કૃત્યને કહીને નીચેના શ્લોકમાં અન્તઃપુરમાં રહેનારનું કૃત્ય કહે છે.

**अन्तःपुरजनैः प्रीत्या मुकुन्दः फुल्ललोचनैः ।**
**ससंभ्रमैरभ्युपेतः प्राविशद्राजमन्दिरम् ॥३८॥**

**अन्तःकरणेन्द्रियशरीणि तेषां भगवत्पराणीति वक्तुं विशेषणत्रयम् । प्रीत्या फुल्ललोचनैः ससंभ्रमैरिति संभ्रमो देहधर्मः । एवं सर्वभावैः प्रपन्नैरभ्युपेतः सन् राजमन्दिरं प्राविशत् ॥३८॥**

**संमाननाया अविच्छेदं वक्तुं पृथादिकृतं संमानमाह पृथा विलोक्येति ।**

<u>શ્લોકાર્થ-૩૮ :</u> *પ્રીતિને લીધે પ્રફુલ્લ નેત્રોવાળાં અન્તઃપુરના માણસોએ ત્વરાથી સત્કાર કરતા મુકુંદે રાજમહેલમાં પ્રવેશ કર્યો. (૩૮)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> તે અન્તઃકરણના માણસોનાં અન્તઃકરણ, શરીર અને ઇંદ્રિયો ભગવાનમાં આસકત હતાં. પ્રીતિને લીધે, પ્રફુલ્લ નેત્રોવાળાં અને ત્વરાથી એ ત્રણ ગુણ દર્શાવનાર લક્ષણો કહેલાં છે. ત્વરા શરીરનો ગુણ છે.

એવી રીતે સર્વ પ્રકારે શરણે આવેલાઓથી સત્કાર પામી મુકુંદે રાજમહેલમાં પ્રવેશ કર્યો. (૩૮)

નીચેના શ્લોકમાં પૃથા વિગેરેમાં કહેલું સન્માન કહે છે.

**पृथा विलोक्य भ्रात्रेयं कृष्णं त्रिभुवनेश्वरम् ।**
**प्रीतात्मोत्थाय पर्यङ्कात्सस्नुषा परिषस्वजे ॥३९॥**

भ्रातृपुत्रोपि **कृष्णस्त्रिभुवनेश्वरः** महान् संबन्धीति **प्रीतात्मा** सती **सस्नुषा पर्यङ्कादुत्थाय परिषस्वजे** महति लज्जाभये भवतः ते च परित्यज्य परिष्वङ्गाज्जातिदेहधर्मनिवृत्तिः । पर्यङ्कादुत्थायेति सुखसाधनपरित्यागः। सस्नुषेति निरन्तरत्वम् । अन्तःकरणप्रीत्या दोषाभावपूर्वकं सर्वगुणा निरूपिताः । पर्यङ्कस्थितिः भगवत्कृपां सूचयति । भगवदर्थं गृहकार्ये स्थिताया विकलाया वा पर्यङ्के स्थितिः । एतावदेव तयोः कृत्यं प्रेम्णा विकलयोर्नाधिकम् ॥३९॥

ततो गृहागते भगवति राज्ञः कृत्याह गोविन्दमिति ।

શ્લોકાર્થ-૩૯ : ભાઈના પુત્ર, ત્રણ ભુવનના ઈશ્વર શ્રીકૃષ્ણને જોઈને પ્રસન્ન ચિત્તવાળી થઈ, પૃથા પુત્ર વધૂઓ સાથે પલંગમાંથી ઉઠી તેમને ભેટી.(૩૯)

ભાવાર્થ, સુબોધિનીજી : શ્રીકૃષ્ણ ભાઈના પુત્ર હોવા છતાં ત્રણ ભુવનના ઈશ્વર હોઈ પૃથા પ્રસન્ન ચિત્તવાળી થઈ, પુત્ર વધૂઓ સાથે પલંગમાંથી ઉઠી તેમને ભેટી અને આમ કરવામાં શરમ અને ભય થાય. તે બેનો ત્યાગ કરીને ભેટવાથી જાતીના અને દેહના ધર્મો દૂર કર્યા. 'પલંગમાંથી ઉઠી' શબ્દોથી સુખના સાધનોનો ત્યાગ કહેલો છે. 'પુત્ર વધૂઓ સાથે' શબ્દથી સુખના સાધનોનો ત્યાગ કહેલો છે. 'પુત્ર વધૂઓ સાથે' શબ્દથી શુદ્ધ ભાવ જણાવેલો છે. અન્તઃકરણની પ્રસન્નતાથી દોષો નહિ હોવાનું અને સર્વ ગુણો હોવાનું કહેલું છે. પલંગમાં હોવાનું ભગવાનની કૃપા છે. ભગવાન માટે ઘરના કામમાં રહેનારી ભગવાન માટે વ્યાકુલ થયેલી પલંગમાં રહે. આટલું જ તે બેનું કાર્ય હતું. પ્રેમથી વ્યાકુલ થયેલીઓને વધારે કરવાનું ન પછી ભગવાન ઘેર પધારતાં

રાજાએ કરેલ કૃત્ય કહે છે. (૩૯)

**गोविन्दं गृहमानीय देवदेवेशमादृतः ।**
**पूजायां नाविदत्कृत्यं प्रमोदोपहतेन्द्रियः ॥४०॥**

देवमात्रेऽपि गृहागते महती पूजा कर्तव्या भगवांस्तु देवानामपि देवः तस्मिन्नप्यागते स्वयमेव गृहानानीय पूजायां कर्तव्यायां आदरे विद्यमानेऽपि सति कृत्यं कर्तव्यं नाविदत्। भगवद्व्यतिरेकेण तस्यान्यत्र पूजासाधने दृष्ट्यभावात् । बलाच्चित्तप्रेरणे वैकल्यसंभवात् न पूजाज्ञानम् । प्रमोदेन च उपहतानीन्द्रियाणि सुखासक्तानि न क्रियायां प्रवर्तन्त इत्यर्थः ॥४०॥

एवं सर्वेषु प्रेम्णा विकलेषु सत्सु भगवत्कृत्यमाह पितृष्वसुरिति ।

<u>શ્લોકાર્થ-૪૦ :</u> દેવોના ઈશ ગોવિંદને ઘેર લાવીને આદરવાળો થઈ ઘણા આનંદને લીધે પરવશ થયેલી ઈંદ્રિયોવાળાએ પૂજામાં કરવાનું કાર્ય જાણ્યું નહિ.(૪૦)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> મારા દેવોના ઈશ ગોવિંદને ઘેર લાવીને આદરવાળો થઈ ઘણા આનંદને લીધે પરવશ થયેલી ઈંદ્રિયોવાળાએ પૂજામાં કરવાનું કાર્ય જાણ્યું નહિ.કારણ કે ભગવાન સિવાય બીજામાં પૂજાના સાધનમાં તેની દષ્ટિ ન હતી. જબરજસ્તીથી ચિત્તને પૂજામાં પ્રેરવામાં આવે તો ન્યૂનતા રહેવાનો સંભવ થવાથી પૂજાનું જ્ઞાન રહે નહિ અને ઘણા આનંદને લીધે પરવશ થયેલી ઈંદ્રિયો સુખમાં આસક્તિવાળી થઈ. તેમની કામ પૂજામાં પ્રવૃત્તિ થતી ન હતી એવો અર્થ છે.(૪૦)

એવી રીતે પ્રેમને લીધે બધા વિવશ થયા ત્યારે ભગવાને કરેલું કાર્ય નીચેના શ્લોકથી કહે છે.

**पितृष्वसुर्गुरुस्त्रीणां कृष्णश्चक्रेभिवादनम् ।**
**स्वयं च कृष्णया राजन्भगिन्या चाभिवन्दितः ॥४१॥**

येन भगवच्चरित्रेण मोहकेन तेषां सवास्था दूरे भवति अन्यथाग्रिमकार्यं न

स्यात् तच्चरित्रमाह । स्वापेक्षया ज्येष्ठानां स्त्रीणां पितृष्वसुश्च भगवानभिवादनं चक्रे । ततस्तासां देहधर्मयुक्तानां कृत्यमाह स्वयं चेति । स्त्रीत्वेक-गृहत्वैकगोत्रत्वादिभिः सर्वा एकभावमापन्ना इति वृद्धनमस्कारेष्वन्यासामपि देहधर्मसंवधः । कृष्णा द्रौपदी । भगिनी सुभद्रा चकारादन्या अपि ॥४१॥

ततो भगवत्पत्नीनां पूजामाह श्वश्रेति ।

**श्वश्रा संचोदिता कृष्णा कृष्णपत्नीस्तु सर्वशः।**
**आनर्च रुक्मिणीं सत्यां भद्रां जाम्बवतीं तथा ॥४२॥**
**कालिन्दीं मित्रविन्दां च शैब्यां नाग्नजितीं सतीम् ।**

पृथया संप्रेषिता कृष्णा । सर्वशः सर्वप्रकारेण, कृष्णपत्नीरर्चयामास । तु शब्देन न्यूनाधिकभावेन पूजा निवारिता । समुदायेन पूजां निवारयितुं प्रत्येकं नामान्याह रुक्मिण्यादिपदैः । सत्या सत्यभामा, शैब्या लक्ष्मणा, नाग्नजित्येव सती सत्या । एवमष्टमहिष्यो नाम्ना निरूपिताः ॥४२॥

षोडशसहस्राण्यवशिष्टानि एकभावापन्नत्वात् समुदायेनाह अन्याश्चेति ।

श्लोकार्थ-४१-४२ : હે રાજન ! દ્રૌપદીએ વંદન કરેલા શ્રીકૃષ્ણે ફોઈને અને વડીલોની સ્ત્રીઓને વંદન કર્યું. (૪૧-૪૨)

ભાવાર્થ, સુબોધિનીજી : પોતાના કરતાં મોટાઓની સ્ત્રીઓને અને ફોઈને ભગવાને વંદન કર્યું.પછી દેહવાળી થયેલુંનું તે સ્ત્રીઓનું કૃત્ય ઉત્તરાર્ધથી કહે છે. એક ઘરમાં રહેનારી સ્ત્રીપણાથી, એક ગોત્રવાળી હોવાથી, બધીઓએ એક સ્થિતિ પ્રાપ્ત કરેલી હોવાથી વૃદ્ધ સ્ત્રીઓને નમસ્કાર કરવાથી પણ બીજી સ્ત્રીઓને દેહનો સંબંધ થયો. 'कृष्णा' એટલે દ્રૌપદિબેન એટલે સુભદ્રા. 'ચ અને' શબ્દથી બીજી સ્ત્રીઓ કહેલી છે. નીચેના શ્લોકમાં ભગવાનની પત્નીઓની પૂજા કરી તે કહે છે.(૪૧-૪૨)

**अन्याश्चाभ्यागता यास्तु वासःस्रङ्मण्डनादिभिः ॥४३॥**

किं बहुना प्रद्युम्नादिपत्न्योपि याः काश्चन समागताः ताः सर्वा एव वासः-स्रङ्मण्डनादिभिः आनर्चेतिसंवन्धः ॥४३॥

तात्कालिकं पूजाविशेषमुक्त्वा राज्ञः स्थिरं कृत्यमाह सुखं निवासयामासेति ।

શ્લોકાર્થ-૪૩ : સાસુએ પ્રેરેલી દ્રૌપદીએ તો શ્રીકૃષ્ણની પત્નીઓ રૂક્મિણી, સત્યા, ભદ્રા,જાંબવતી, કાલિન્દી અને મિત્ર વિંદા, શૈબ્યા,સતી નાગ્નજીતી અને બીજીઓ આવેલી તેમની વસ્ત્રો માલાઓ અને આભુષણોથી પૂજા કરી.(૪૩)

ભાવાર્થ, સુબોધિનીજી : પૃથાએ મોકલેલી દ્રૌપદિએ સર્વ પ્રકારે શ્રીકૃષ્ણની પત્નીઓની પૂજા કરી. વત્તા ઓછા પ્રેમથી પૂજા કરી ન હતી. એક સમુહમાં પૂજા કરી ન હતી એમ જણાવવા રૂક્મિણી વિગેરે શબ્દોથી નામો કહેલાં છે. **'सत्या'** એટલે સત્યભામા. શૈબ્બા એટલે લક્ષ્મણ. નાગ્નજીતી જ સત્યા. એવી રીતે આઠ પટરાણીઓ નામથી જણાવી. (૪૩)

સોળહજાર બાકી રહી. તેઓએ એક સ્થિતિ પ્રાપ્ત કરેલી હોવાથી તેંતાલીસમા શ્લોકમાં સમુહથી કહે છે. વધારે કહેવાથી શું? પ્રદ્યુમ્ન વિગેરેથી સ્ત્રીઓ પણ આવેલી.તે બધીને વસ્ત્રો, માલાઓ અને આભુષણોથી પૂજા કરી. એવા વાક્યનો સંબંધ છે. તે સમયની ઉત્તમ પૂજા કહીને રાજાએ કહેલ કૃત્ય કહે છે.

**सुखं निवासयामास धर्मराजो जनार्दनम् ।**
**ससैन्यं सानुगामात्यं सभार्यं च नवं नवम् ॥४४॥**

वस्तुतस्तु सुखरूपं भगवन्तं स्थापयित्वा स्वयं सुखी जात इत्यर्थः । जनार्दनमविद्यानाशकम् । यथैव भगवतो मनःप्रीतिर्भवति तथा स्थापितवान् । न केवलं भगवतः किंतु सर्वेषामित्याह ससैन्यमिति । भगवतश्चत्वार्यङ्गानि सैन्यं सेवकाः अमात्या भार्याश्चेति । तत्सहितं प्रत्यहं नवं नवं यथा भवति॥४४॥

एवं सर्वभावेन सेवायां क्रियमाणायां लौकिकधर्माभिनिविष्टे राजनि भगवता यत्कृत्यं तदाह तर्पयित्वेतिद्वाभ्याम् ।

શ્લોકાર્થ-૪૪ : ધર્મરાજાએ સુખરૂપ જનાર્દનનો સૈન્ય,સેવકો, અમાત્યો અને પત્નીઓ સાથે નવા નવા જણાય તેમ વાસ કરાવ્યો.(૪૪)

ભાવાર્થ, સુબોધિનીજી : વાસ્તવીક રીતે તો ભગવાનનો સુખરૂપ વાસ કરાવીને ધર્મરાજાએ પોતે સુખી થયો. જનાર્દન એટલે અવિદ્યાનો નાશ કરનાર. જેમ ભગવાનનું મન પ્રસન્ન થાય તેમ વાસ કરાવ્યો. બધાનો વાસ સૈન્ય, સેવકો અને અમાત્યાનો અને પત્નીઓ સાથે' શબ્દથી કહેલું છે. આ ઉપર બતાવેલ ભગવાનના ચાર અંગો છે. તેમની સાથે ભગવાન દરરોજ નવા નવા જણાય તેમ વાસ કરાવ્યો. (૪૪)

એવી રીતે સૂંપાર્ણ સેવા કરતાં રાજા લૌકિક ધર્મમાં આસકત થયો.

**तर्पयित्वा खाण्डवेन वह्निं फाल्गुनसंयुतः ।**
**मोचयित्वा मयं येन राज्ञे दिव्या सभा कृता ॥४५॥**

देवेष्वग्निः प्रधानभूत इति खाण्डवेन तमादौ तर्पयामास । दैत्याधिपतिं भयं च मोचयामास । एवं देवासुररूपाणीन्द्रियाणि स्वाधिदैविकतर्पणेन तृप्तानि सन्ति युधिष्ठिरं प्रकारमाह येन मयेन राज्ञे दिव्या सभा कृतेति। क्त्वाप्रत्ययान्तयोः उवासेत्यनेन संवन्धः ॥४५॥

न केवलं कृत्यैव तं सुखीचकार किंतु स्थित्यापीत्याह उवासेति ।

**उवास कतिचिन्मासान्राज्ञः प्रियचिकीर्षया ।**
**विहरन्रथमारुह्य फाल्गुनेन भटैर्वृतः ॥४६॥**

कतिचिन्मासानिति कार्यान्तरमकृत्वा राज्ञः प्रियार्थं निरन्तरं राजसन्निधान एवोवास मासचतुष्टयमिति विमर्शः शयनकाल एव तादृश इति। निर्बन्धेन स्थितिं वारयति विहरन् रथमारुह्येति । तत्रत्यान् स्वकीयांश्च प्रीणयन्निति वक्तुं फाल्गुनेन भटैर्वृत इत्युक्तम् । फाल्गुनस्तत्रत्योपलक्षकः । भटाः स्वकीयाः उभयैर्वृतः वेष्टनेन निरन्तरं सर्वेषां सुखदानं निरूपितम् ॥४६॥

न केवलं कृत्यैव तं सुखीचकार किंतु स्थित्यापीत्याह उवासेति ।

इति श्रीभागवतसुबोधिन्यां श्रीमल्लक्ष्मणभट्टात्मजश्रीवल्लभदीक्षितविरचितायां दशमस्कन्धोत्तरार्धे द्वाविंशाध्यायविवरणम् ॥२२॥

શ્લોકાર્થ-૪૫ : અર્જુન સાથે મળી માંડવ વનથી અગ્નિને તૃપ્ત કરી જેને રાજાને માટે દિવ્ય સભા કરી તે મયને અગ્નિમાંથી મુક્ત કરાવીને રાજાનું પ્રિય કરવાની ઈચ્છાથી અર્જુન અને સૈનિકોથી વીંટાયેલા એમાં બેસી વિહાર કરતાં કેટલાક મહીના ભગવાન ત્યાં રહ્યા.(૪૫)

ભાવાર્થ, સુબોધિનીજી : દેવોમાં અગ્નિ મુખ્ય હોવાથી આરંભમાં તેને ખાંડવવનથી તૃપ્ત કર્યો અને દૈત્યોના અધિપતિ 'મયને' અગ્નિમાંથી મુક્ત કરાવ્યો. દેવરૂપ અને અસુરરૂપ ઈંદ્રિયો પોતાના આધિદૈવિકની તૃપ્તિથી લૌકિક અને વૈદીક ભાવથી યુધિષ્ઠિરને સર્વ પ્રકારે તૃપ્ત કરશે. 'જે મયે રાજાને માટે દિવ્ય સભા કરી' એમ મયે કહેલો ઊપકાર કહેલો છે. ભગવાને યુધિષ્ઠિરને માત્ર કાર્યથી સુખી કર્યો નહિ પરંતુ ત્યાં રહીને પણ સુખી કર્યો.

'કેટલાંક મહીના' શબ્દોથી તે જણાવેલ છે. બીજું કાર્ય ન કરતાં રાજાનું પ્રિય થાય તે માટે ભગવાને રાજાની પાસે નિરંતર રહ્યા. ચાર માસ રહ્યા. એવો નિર્ણય થાય છે. ભગવાનને શયન કરવાનો સમય જ તેટલો છે. 'રથમાં બેસી વિહાર કરતાં' શબ્દોથી એમ જણાવે છે કે ભગવાન બંધનથી રહ્યા ન હતા. ત્યાંના લોકોને અને પોતાના સેવકોને આનંદ આપતાં રહ્યા હતા.' અર્જુન અને સૈનિકોથી વીંટાયેલા' શબ્દોથી એમ કહેલું છે. અર્જુન તેના લોકોને સૂચવેલા કહેલો છે. સૈનિકો પોતાના સેવકો છે. તે બંનેથી વીંટાયેલા ભગવાન રહ્યા. તે સદા સુખનું દાન કરતા એમ સૂચવેલું છે.(૪૬)

"દશમ સ્કંધ ઉત્તરાર્ધ

અધ્યાય - ૨૨ મો

સાત્વિક સાધન પ્રકરણ

સંપૂર્ણ"

श्रीकृष्णाय नमः ।
श्रीगोपीजनवल्लभाय नमः ।
श्रीमदाचार्यचरणकमलेभ्यो नमः ।






## श्रीमद्वल्लभाचार्यचरणप्रणिता ।

## (दशम-उत्तरार्ध-सात्त्विक-साधन-प्रकरणम् ।)

## त्रयोविंशोऽध्यायः ।

निरोधः सात्त्विकानां हि सगुणानां निरूपितः ।
धर्मप्रसङ्गे शुद्धानां तेषां दुःखं निवार्यते ॥१॥
त्रयोविंशे जरासंधवधः क्लेशहरो महान् ।
निरूप्यते यतः सर्वसात्त्विकाः सुखिनोऽभवन् ॥२॥
त्रिविधाः सात्त्विकाः प्रोक्ता राजानो यादवास्तथा ।
पाण्डवाश्च ततस्तेषु द्वयोरिष्टो वधः स्फुटः ॥३॥
पाण्डवानामिष्टतायै प्रसङ्गोप्यत्र रूप्यते ।
भक्तानां कर्मिणां चेत्स्यादिष्टं मागधनाशनम् ॥४॥
तदैव नाशनं युक्तं ब्रह्मण्यस्य दयावतः ।
ब्राह्मणस्याप्यालभनं यज्ञार्थं हि निरूप्यते ॥५॥
ब्राह्मण्ये तत्र को मर्षः क्षत्रिये विमुखे हरेः ।

# દશમ સ્કંધ ઉત્તરાર્ધ પૂર્વાર્ધ

# "સાત્વિક સાધન પ્રકરણ"

## અધ્યાય તેવીસમો

"પાંડવોના રાજસૂય યજ્ઞનું આયોજન અને જરાસંધનો ઉદ્ધાર"

કારિકાઓ :

કારિકા-૧ : સગુણ સાત્વિકોનો નિરોધ કહ્યો. ધર્મના પ્રસંગમાં શુદ્ધ સાત્વિકોનાં દુઃખનું નિવારણ કરવામાં આવે છે. (૧)

કારિકા-૨ : તેવીસમા અધ્યાયમાં દુઃખ હરનારો પ્રભાવવાળો જરાસંધનો વધ કહેવામાં આવે છે. જેનાથી બધા સાત્ત્વિકો સુખી થયા. (૨)

કારિકા-૩ : રાજાઓ, યાદવો અને પાંડવો એમ ત્રણ પ્રકારના સાત્ત્વિકો કહેલા છે. તે પૈકી બંનેનો જરાસંધનો વધ ઈષ્ટ છે. (૩)

કારિકા-૪ : પાંડવોને તે ઈષ્ટ હોવાનું જણાવવા અહીં પ્રસંગ પણ જણાવવામાં આવે છે. જો માગધનો નાશ ભક્તોને અને કર્મમાર્ગીઓને ઈષ્ટ હોય તો જ બ્રાહ્મણનું હિત કરનાર દયાળુ માગધનો વધ યોગ્ય ગણાય. (૪)

કારિકા-૫ : કારણ કે યજ્ઞ માટે બ્રાહ્મણનો વધ કરવામાં આવે છે. તો તે વિષયમાં બ્રાહ્મણનું હિત કરનાર હરિથી વિમુખ ક્ષત્રિયના વધથી શા માટે અટકવું? (૫)

पूर्वाध्यान्ते स्वगृहे भगवन्तं सुखेन स्थापितवानित्युक्तम् । ततो यदर्थं स्थापनं तद्विज्ञापनार्थं प्रसङ्गमाह एकदा त्विति द्वाभ्याम् । साधारणासाधारणसंबन्धिसहभावभेदात्।

श्रीशुक उवाच -

**एकदा तु सभामध्य आस्थितो मुनिभिर्वृतः ।**
**ब्राह्मणैः क्षत्रियैर्वैश्यैर्भ्रातृभिश्च युधिष्ठिरः ।।१।।**

**आचार्यैः कुलवृद्धैश्च ज्ञातिसंबन्धिबान्धवैः ।**
**श्रृण्वतामेव चैतेषामाभाष्येदमुवाच ह ।।२।।**

एकान्ते विज्ञापनमभिमाननिवर्तकं न भवतीति संभावनायां सर्वसंनिधानं निरूप्यते । एकदा शुभलग्ने, तुशब्दः कालान्तरससंनिधानं वारयति। आस्थित उत्थितः । धर्मार्थमेव विज्ञापनमिति ज्ञापयितुमादौ मुनीनां सहभावः । अन्ये साधारणा ब्राह्मणाः त्रयो वर्णाः क्रमेण निरूप्यन्ते । शूद्रस्तु यज्ञे अनवक्लृप्तः। भ्रातरो भीमादयः, चकाराद्दुर्योधनादयश्च ।।१।।

आचार्या द्रोणादयः, कुलवृद्धाः भीष्मादयः, ज्ञातयोन्ये गोत्रजाः।संबन्धिनो विवाह्याः । बान्धवा दूरस्थाः सर्व एव । तद्द्वारा तत्स्त्रीणामभ्यनुज्ञा सिद्धेति न कस्यापि परोक्षता । सर्वे सावधानाः श्रृण्वन्त एव स्थिताः । एवकारेण व्यासङ्गो निवार्यते चकारेणानुद्दिष्टानामपि । आभाष्य हे कृष्ण स्वामिन्नित्युक्त्वा। एवमभिमानपरित्यागः आश्चर्यायेति हेत्युक्तम् ।।२।।

विज्ञापनामाह क्रतुराजेनेति ।

ગયા અધ્યાયના અંતે એમ કહેલું છે કે યુધિષ્ઠિરે ભગવાનને પોતાના ઘરમાં પ્રભુને સુખ થાય તેવી રીતે રાખ્યા. પછી જે પ્રયોજનથી રાખ્યા તે જણાવવા માટે સાધારણ અને અસાધારણ સંબંધિઓની હાજરીના ભેદથી નીચેના બે શ્લોકથી કહે છે.

*<u>શ્લોકાર્થ -૧-૨ :</u> એક સમયે સભાની અંદર ઉભા થઈને, મુનિઓ, બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો અને ભાઈઓ, આચાર્યો અને કુલના વૃદ્ધ પુરૂષો, સગાંઓ અને બંધુઓથી વીંટાયેલા યુધિષ્ઠરે બધાના સાંભળતાં જ શ્રીકૃષ્ણને સંબોધીને નીચે પ્રમાણે કહ્યું. (૧-૨)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> એકાંતમાં કરેલી વિજ્ઞપ્તિ અભિમાન મટાડનારી હોતી નથી. એવાવિચારથી સર્વની હાજરીમાં કહેવામાં આવે છે. 'એક સમયે' એટલે શુભ લગ્ન હતું ત્યારે 'તુ' શબ્દથી અશુભ સમય સમીપમાં ન હોવાનું

જણાવેલું છે. 'आस्थिताः' એટલે ઉભા થઈને યજ્ઞ માટે જ વિજ્ઞપ્તિ હતી. આરંભમાં બ્રાહ્મણોની હાજરી કહેલી છે. અનુક્રમે ત્રણે વર્ણો હાજર હોવાનું કહેલ છે. શુદ્ર તો યજ્ઞમાં અધિકાર વિનાનો છે. ભીમ વિગેરે અને 'ચ અને' શબ્દ વડે દુર્યોધન વિગેરે ભાઈઓ પણ હાજર હતા.(૧)

દ્રોણ વિગેરે આચાર્યો, ભીષ્મ વિગેરે 'કુલના વૃદ્ધ પુરૂષો' સગાંઓ એટલે ગોત્રમાં ઉત્પન્ન થયેલા બીજાઓ, સંબંધિઓ એટલે વિવાહથી સગાં બનેલાઓ અને બધા દૂર રહેનારા બંધુઓ હાજર હતા. તે બંધુઓની મારફત તેઓની સ્ત્રીઓની સંમતિ પ્રાપ્ત થઈ. તેથી કોઈ પણ ગેરહાજર ન હતું. બધાના સાવધાન થઈ સાંભળતાં જ કહ્યું. સંબોધીને એટલે હે શ્રીકૃષ્ણ ! હે સ્વામી ! એમ કહીને અભિમાનનો ત્યાગ કર્યો તે આશ્ચર્યકારક છે એમ જણાવવા --- 'ए' શબ્દ યોજેલ છે. (૨)

નીચેના શ્લોકમાં વિજ્ઞપ્તિ કહે છે.

**युधिष्ठिर उवाच -**

**क्रतुराजेन गोविन्द राजसूयेन पावनीः ।**

**यक्ष्ये विभूतीर्भवतस्तत्संपादय नः प्रभो ॥३॥**

गोविन्देति संबोधनमिन्द्र एव यष्टव्य इति मर्यादास्थापनार्थम् । यथा राजा पुरुषाणां तथा राजसूयो यज्ञानामिति क्रतुराजत्वम् । यद्यपि नारदेन त्वां यक्ष्यतीत्युक्तं तथापि सर्वरूपस्य परिच्छेदः समायातीति भगवदंशानामेव विभूतिरूपाणां देवानां यागं निरूपयति पावनीस्तव विभूतीर्यक्ष्य इति । पावनीरित्याधिदैविकीः दैत्यसंवन्धव्यावृत्त्यर्थं वा । तत्तस्मात् तद्वा यजनं नोस्माकं संपादय । सामर्थ्याय संबोधनम् ॥३॥

ननु भगवद्भक्ता न किंचन वाञ्छन्ति 'पुंसां किलैकान्तधियाम्' इति शास्त्रानुसारेणापि भगवदीयानां कार्यसिद्धिः तत्कथं प्रार्थनेत्याशङ्क्याह त्वत्पादुके इति ।

*શ્લોકાર્થ - ૩ : હે ગોવિંદ ! ઉત્તમ યજ્ઞ રાજસૂયથી આપની પાવન કરનારી વિભૂતિઓનું પૂજન કરવાનો છું. હે પ્રભો ! અમને તે સિદ્ધ કરાવો. (૩)*

ભાવાર્થ, સુબોધિનીજી : ઈન્દ્રજ પૂજન કરવા યોગ્ય છે એવી મર્યાદાનું સ્થાપન કરવા હે ગોવિંદ ! એવું સંબોધન કરેલ છે. જેમ પુરૂષોમાં રાજા તેમ યજ્ઞોમાં રાજસૂય હોવાથી તે ઉત્તમ યજ્ઞ છે. જો કે નારદે યુધિષ્ઠર આપનું પૂજન કરશે એમ કહેલ છે.. છતાં પણ તેમ કરવાથી સર્વરૂપવાળા ભગવાનની હદ બંધાય તેથી આપની પાવન કરનારી વિભૂતિઓનું પૂજન કરવાનો છું. ભગવાનના અંશો જ વિભૂતિરૂપ હોવાનું કહેલું છે. 'પાવન કરનારી' એટલે આધિદૈવિક, દૈત્યોનો સંબંધ નથી એમ જણાવવા એ વિશેષણ છે. તેથી તે પૂજન જ અમને સિદ્ધ કરાવો. હે પ્રભો ! એવું સંબોધન ભગવાનમાં તેવું સામર્થ્ય છે એ જણાવે છે. (૩)

ભગવાનમાં ભકતો કોઈ પણ પદાર્થની ઈચ્છા રાખતા નથી. (શ્રીમદભાગવત ૬-૧૧-૨૨) એ શાસ્ત્ર પ્રમાણે પણ ભગવદીયોનું કાર્ય સિદ્ધ થાય છે. તેથી પ્રાર્થના કેમ કરી? એવી શંકા થાય તેથી નીચેનો શ્લોક કહે છે.

**त्वत्पादुके अविरतं परि ये चरन्ति**
**ध्यायन्त्यभद्रनशने शुचयो गृणन्ति ।**
**विन्दन्ति ते कमलनाभ भवापवर्ग-**
**माशासते यदि त आशिष ईश नान्ये ॥४॥**




यद्यपि कायवाङ्मनोभिस्त्वां प्रपन्नाः नैतादृशं वाञ्छन्ति, तथापि यदि वाञ्छन्ति तदा प्राप्नुवन्तीति सिद्धान्तः। तेषां सहजं फलं निरूपयति ये त्वत्पादुके भक्तिमार्गानुसारेण परिचरन्तीति कायिको व्यापारो निरूपितः। ध्यायन्तीति मानसः। चित्तमस्थिरं योगव्यति-रेकेण कथं ध्यानसिद्धिरित्या-शङ्कां वारयितुं विशेषणमाह अभद्रनशने इति । पापवशादेव चाञ्चल्यम्। ध्यानार्थमुद्यतस्य प्रथमस्मरणेन पापनाशे उत्तरोत्तरस्मरणसिद्धिः, ततः शुचयो गृणन्ति तेन कायिकान्यव्यापारनिवृत्तिःसर्वपापक्षयः शुद्धिश्च तेषां प्रसङ्गा-

दुक्ता। अतस्ते भवस्य संसारस्यापवर्गं समाप्तिं विन्दन्ति । ननु कर्मज्ञाना-भावे कथं भगवद्भजनमात्रेण प्रमाणाभ्यनुज्ञाभावत् भवापवर्ग इत्याशङ्क्य संबोधनमाह कमलनाभेति। भुवनकोशात्मकं कमलं नाभौ यस्य, एतत् प्रवर्तित एव सर्वोऽपि संसार इति एतत्परिचर्यायां न प्रमाणाभ्यनुज्ञापेक्षेति भावः । ते यदि बहिर्मुखाः सन्तः बालपुत्रवदाशिष आशासते लौकिकी-वैदिकीर्वा तदा त एव विन्दन्ति । अन्ये तु कर्मादिभिः क्लप्तमेव प्राप्नुवन्ति नाक्लप्तमिति भावः । 'एकान्तधियाम्' इत्यात्रान्तर्निष्ठा एव गृहीता इति न विरोधः। प्रथमप्रवृत्तस्यैव धनादिहरणमन्यथा सर्वसेव्यता न स्यात् ॥४॥

ततो लोके ये स्वोत्कर्षं वाञ्छन्ति भक्ताः सन्तः भक्तिमार्गोत्कर्षार्थं वा तेषामानुगुण्यं भगवता कर्तव्यमित्याह तद्वेवदेवेति ।

*<u>શ્લોકાર્થ -૪ :</u> હે નાભી કમળવાળા ! જેઓ પાપનો નાશ કરનારી આપની બે પાદુકાઓની નિરંતર સેવા કરે છે તેમનું ધ્યાન ઘરે છે. અને પવિત્ર થઈ તેની સ્તુતિ કરે છે તેઓ સંસારનો અંત પામે છે. હે ઈશ્વર ! જો તેઓ કામનાની ઈચ્છા કરે તો તે પ્રાપ્ત કરે છે. બીજાઓ પ્રાપ્ત કરતા નથી.(૪)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> જો કે કાયા, વાણી અને મનથી આપને શરણે આવેલાઓ આવી ઈચ્છા કરતા નથી. છતાં પણ જો એવી ઈચ્છા કરે તો તે પ્રાપ્ત કરે છે એવો સિદ્ધાંત છે.તેઓને પ્રાપ્ત થતું સ્વભાવીક ફલ કહે છે કે 'જેઓ ભક્તિમાર્ગ પ્રમાણે આપની બે પાદુકાની સેવા કરે છે' એમ કાયાથી થતી ક્રિયા કહી. તેમનું ધ્યાન ઘરે છે એ રીતે મનની ક્રિયા કહી. ચિત્ત ચંચલ છે. યોગ વગર ધ્યાન કેમ થઈ શકે? એવી શંકા દૂર કરવા 'પાપનો નાશ કરનારી' વિશેષણ યોજેલું છે.પાપને લીધે જ ચિત્તનું ચંચલપણું હોય છે. ધ્યાન ધરવા તૈયારી થતાં એક પછી એક સ્મરણ થયા કરે છે. તેથી પવિત્ર થઈ સ્તુતિ કરે છે. તેથી તેઓને કાયાનો બીજો ઉદ્યમ રહેતો નથી. તેમનાં સર્વ પાપો દૂર થાય છે. તેથી તેઓ ભવસંસારના અંતને પામે છે.

કર્મ અને જ્ઞાન વિનામાત્ર ભગવાનના ભજનથી પ્રમાણના અનુમોદન

વગર સંસારનો અંત કેમ પામે? એવી શંકા થતાં 'હે નાભિમાં કમળવાળા' એવું સંબોધન કહેલું છે.ભુવનનો ધારણ કરનારૂ કમળ નાભીમાં છે.તેવા આપ છો. આપનાથી જ બધો સંસાર ચાલે છે તેથી આની આપ છો. આપનાથી જ બધો સંસાર ચાલે છે તેથી આની સેવા કરવામાં અનુમોદનની જરૂર નથી.

જો તેઓ બર્હિમુખ થઈને બાળક પુત્રની પેઠે લૌકિક અને વૈદિક કામનાઓની ઈચ્છા કરે તો તેઓ કામનાઓનો નાશ કરે છે. બીજાઓ તો કર્મ વિગેરેથી નક્કિ થયેલી કામનાઓજ પ્રાપ્ત કરે છે. ન નક્કિ થયેલી કામના પામતા નથી. એવો ભાવ છે. 'અનન્ય બુદ્ધિવાળા' એ વાક્યમાં અંદરની શ્રદ્ધા જ કહેલી છે. તેથી કામના કરે તેમાં તેનો વિરોધ નથી. ભક્તિમાં પ્રથમ પ્રવૃત્તિ કરનારનાં જ ધન વિગેરે ભગવાન હરે છે. તેમ ન હોય તો સેવા કરવા યોગ્ય ન હોય.(૪)

તેથી જેઓ ભક્ત હોઈ લોકમાં પોતાની સરસાઈ ઈચ્છે છે. અથવા ભક્તિમાર્ગની સરસાઈ ગણાય માટે સરસાઈ ઈચ્છે છે. તેઓનો પક્ષપાત ભગવાને કરવો જોઈએ તે કહે છે.

**तद्देवदेव भवतश्चरणारविन्द-**
**सेवानुभावमिह पश्यतु लोक एषः।**
**ये त्वां भजन्ति न भजन्त्युत वोभयेषां**
**निष्ठां प्रदर्शय विभो कुरुसृञ्जयानाम् ॥५॥**



तथापि कस्यचिद्वधं सर्वात्मा न करिष्यतीत्याशङ्क्य संबोधनं हे देवदेवेति । अनेन दैत्यवधोऽभिप्रेत इति सूचितम् । तत्तस्मात्कारणात् । अस्योत्कर्षस्य केवलबहिर्मुख विषयत्वादयुक्तकथनत्वमाशङ्क्य लोकप्रतीत्यर्थतामाह भवतश्चरणारविन्दसेवानुभावमिह लोकः पश्यत्विति। ननु राज्यवद्राजसूयसिद्धावपि कथमेतद्भक्तस्यैव नान्यस्येति ज्ञायते तत्राह ये त्वां भजन्तीति। ये पाण्डवादयस्त्वां भजन्ति ये वा शिशुपालदुर्योधनजरासंधादयः त्वां न भजन्ति तेषामुभयेषां निष्ठां फलपर्यवसानं त्वमेव दर्शय । मरणमान-

भङ्गवञ्चितत्वादयः विमुखेषु, कीर्तिधनधर्मादयः सेवकेष्विति । तान् सर्वान् सङ्क्षेपतो निर्दिशति कुरुसृञ्जयानामिति। सृञ्जयवंशः द्रुपदस्य, अतस्तत्पक्षपातेन पुष्टा इति कुर्वाख्यातिं परित्यज्य पाण्डवा भक्ता इति। अनेन स्वस्य मात्सर्याभिनिवेशः सूचितः ।।५।।

नन्वेतदल्पदेवानां परिच्छिन्नमतीनामेव कार्यं न ममेत्याशङ्क्य, सत्यं परं भक्तानुरोधेन कर्तव्यमिति प्रार्थयन्नाह न ब्रह्मण इति।

*श्लोकार्थ -५ : તેથી હે દેવોના દેવ! આ લોક આપનાં ચરણારવિંદની સેવાનો પ્રભાવ અહીં ભલે જુએ. હે વિભો । જેઓ આપને ભજે છે અથવા ભજતા નથી તેવા બંને કૌરવો અને સૃંજયોને પ્રાપ્ત થતું ફલ આપ જણાવો. (૫)*

ભાવાર્થ, સુબોધિનીજી : સર્વાત્મા ભગવાન કોઈનો પણ વધ કરશે નહિ એવી શંકા કરી હે દેવોના દેવ ! એવું સંબોધન કરેલું છે. આથી એમ સૂચવે છે કે દૈત્યોનો વધ ઈષ્ટ છે એટલે તે કારણથી આ સરસાઈને વિષય સંપૂર્ણ રીતે બહિર્મુખ હોવાથી તે કહેવું અયોગ્ય છે.

એવી શંકા કરીને લોકોને જાણ થાય તે માટે કહેલી છે. એમ 'લોક આપની સેવાનો પ્રભાવ ભલે અહીં જુએ' શબ્દોથી કહેલું છે.

રાજ્ય મળ્યું તેની પેઠે રાજસૂય પૂર્ણ થાય છતાં પણ ભકતોથી જ થાય બીજાથી ન જ થાય એમ કહેવાય? એવી શંકા થાય તે વિષયમાં ઉત્તરાર્ધ કહેલો છે.

પાંડવો જેઓ આપને ભજે છે અથવા શિશુપાલ,દુર્યોધન જરાસંધ વિગેરે જે આપને નથી ભજતા એ બન્નેને ફલ પ્રાપ્તિ આપ કરાવો છો.આપનાથી વિમુખોને મરણ,માનભંગ, વંચન વગેરે મળે છે અને સેવકોને કીર્તિ ધન ધર્મ વગેરે ફળ મળે છે.

'કૌરવ અને સૃંજયોને' શબ્દથી સંક્ષેપથી બધા જ કહેલા છે. સૃંજયવંશ દ્રુપદનો છે. તેથી તેઓ કૌરવોના પક્ષપાતથી પાંડવો પૃષ્ટ યા છે. એવી કૌરવોની કિર્તિ ન કહેતા પાંડવો અને સૃંજયની કીર્તિનો જ આદર કરે છે.

તેથી કૌરવો એટલે ધૃતરાષ્ટ્રનાપુત્રો વિમુખ છે. સૃંજયો અને પાંડવો ભક્તો છે એવો અર્થ છે. આથી સૂચવેલું છે કે યુધિષ્ઠિરને પોતાને ગૌરવ થયેલ છે.

'ટુંકી બુદ્ધિવાળા નાના દેવોનું જ કાર્ય છે.' મારૂં કાર્ય નથી. એવી શંકા થાય તો તે સત્ય છે. પરંતુ ભક્તોની વિનંતિ પૂર્ણ કરવા માટે કરવું જોઈએ એવીપ્રાર્થના કરે છે.(૫)




**न ब्रह्मणः स्वपर भेदमतिस्तव स्यात्**
**सर्वात्मनः समदृशः स्वसुखानुभूतेः।**
**संसेवतां सुरतरोरिव ते प्रसादः**
**सेवानुरूपमुदयो न विपर्ययोऽत्र ॥६॥**

भगवान् स्वार्थं चेत्कुर्यात्तदैवं न कुर्यात्, अन्यार्थत्वे त्वन्येच्छानुसारेणैव कर्तव्यम्। अन्यथा भगवतः पुरुषार्थसाधकत्वं न स्यात्। प्रथमपक्षमङ्गीकृत्याह **तव ब्रह्मणः** सर्वसमस्य यद्यपि **स्वपरभेदमतिर्नास्ति** तथापि **तव स्यादेव** भक्तानुरोधादिति, न भवेदिति विध्यर्थता वा। स्वपरभेदमतिः त्रिविधानां भवति ये देहात्मभावेन परिच्छिन्नाः ततो भोगसिद्धयर्थं विषयेषु विषमदृष्टयः ततो विषयसुखभोक्तारः। भगवांस्तु नैवंविध इति विशेषणत्रयं, **सर्वात्मनः समदृशः स्वसुखानुभूते**रिति। अन्यार्थत्वे तु तत्त्वे एतादृशस्यापि विषय-कार्यकर्तृत्वं सदृष्टान्तमाह **संसेवता**मिति। **सुरतरुः** स्वभावत एव तथा। तथा भगवानपि, भगवद्धर्माभिव्यक्तिरेव सर्वत्रेति स धर्मोऽस्मदर्थे प्रकटीकर्तव्य इति भावः। धर्मिणि तु दोषो न भविष्यति धर्मानुरोधे, अतः **सेवानुरूपमुदयो**-स्तु। अतोत्र धर्मिसंबन्धाभावन्न **विपर्ययः**॥६॥

भगवांस्तु तेन स्वान्तरो दोषो निरूपित इति संतुष्टः सन् चिकीर्षितस्य गुणरूपत्वं वदन्नभिनन्दति सम्यग्व्यवसितं राजन्निति।

<u>શ્લોકાર્થ -૬ :</u> *સર્વના આત્મા, સમાન દષ્ટિવાળા, પોતાના સ્વરૂપના સુખને અનુભવનારા આપ બ્રહ્મને 'પોતાનો અને પારકો' એવા ભેદવાળી*

બુદ્ધિ નથી. છતાં કલ્પતરૂની પેઠે આપની સેવા કરનારાઓને સેવાના પ્રમાણમાં સમુદ્ધિરૂપ આપનો અનુગ્રહ થાય છે. એથી આપનામાં વિકાર થતો નથી.(૬)

ભાવાર્થ, સુબોધિનીજી : ભગવાન જો પોતાને માટે કરતા હોય તો એ પ્રમાણે પક્ષપાત ન કરે પરંતુ બીજાને માટે કરતા હોય ત્યારે તો બીજાની ઈચ્છા મુજબ કરવું જોઈએ તેમ ન હોય તો ભગવાન પુરૂષાર્થ પ્રાપ્ત કરાવનાર ન થાય.

જો પહેલો પક્ષ સ્વીકારીને કહે - સર્વને સમાન આપ બ્રહ્મને 'પોતાનો અને પારકો' એવા ભેદવાળી બુદ્ધિ નથી. છતાં પણ ભકતોની અનુકુળતાને લીધે આપની આવી મતિ થાય જ અથવા આપની મતિ એવી ન હોય એમ વિધ્યર્થપણું છે.

(૧) જેઓ દેહ અને આત્માની સ્થિતીથી હદવાળાં છે.

(૨) પણ ભોગ થાય તે માટે વિષયોમાં વિષમ દષ્ટિવાળા છે.

(૩) વિષયોના સુખ ભોગવનારા છે.

એમ ત્રણ પ્રકારના જીવોની 'પોતાનો અને પારકો' એવા ભેદવાળી મતિ હોય છે. ભગવાન આવા પ્રકારના નથી એમ જણાવવા સર્વના આત્મા, સમાન દષ્ટિવાળા અને પોતાના સ્વરૂપના સુખને અનુભવનારા એમ ત્રણ વિશેષણો યોજેલા છે. ભગવાન વિષમ કાર્ય કરે છે એમ શ્લોકના ઉત્તરાર્ધમાં દષ્ટાંતથી કહે છે. કલ્પતરૂ સ્વભાવથી બીજા માટે વિષમ કરનારૂં નથી. ભગવાન પણ તેવા જ છે. ભગવાનના ગુણ સર્વ સ્થળે કલ્પતરૂં, ચિંતામણીમાં સ્પષ્ટ જણાય છે. તેથી તે ગુણોને અમારા માટે પ્રગટ કરવા જોઈએ એવો ભાવ છે.

ગુણને અનુસરવામાં તો ગુણવાળાને દોષ લાગતો નથી. તેથી સેવાના પ્રમાણમાં સમૃદ્ધિ પ્રાપ્ત થાઓ તેથી આમાં આવી સમૃદ્ધિ પ્રાપ્ત થવામાં ધર્મી ગુણવાળાનો સંબંધ નહિ હોવાથી ધર્મિમાં વિકાર થતો નથી.(૬)

તેથી યુધિષ્ઠિરે પોતાને છુપો દોષ કહ્યો તેથી ભગવાન સંતોષ પામીને કરવા ઈચ્છેલું ગુણરૂપ છે એમ નીચેના શ્લોકથી તેવું અભિનંદન કરે છે. કારણ

કે તે બીજા પ્રકારે ઈચ્છેલું સિદ્ધ થવાનું ન હતું.

**श्रीभगवानुवाच -**

**सम्यग्व्यवसितं राजन् भवता शत्रुकर्षण ।**

**कल्याणी येन ते कीर्तिर्लोकाननुभविष्यति ॥७॥**

प्रकारान्तरेण नेष्टं सिद्ध्यतीति । राजन्निति संबोधनात् राज्ञो बहिर्मुखता युक्तेति सूचितम् । तत्रापि स्वराज्यपरिपालनमात्रतायां तथा न भवेदिति विशेषणान्तरं शत्रुकर्षणेति । एवं कृते धर्मभगवत्प्री-त्यादेरभावात् यत्फलं तन्निर्दिशति कल्याणी येन ते कीर्तिरिति । वधजयादिनापि कीर्तिर्भवति परं सा न कल्याणी पुष्टा च भविष्यतीत्याह लोकाननुभविष्यतीति । 'यशः-श्रियामेव परिश्रमः' इति पक्षो निरूपितः ॥७॥

**अन्येनापि धर्मेण यशो भवति तथापि राजसूय एव कर्तव्य प्रारिप्सितं स्तौति ऋषीणामिति ।**

*શ્લોકાર્થ -૭ : હે રાજન્ ! હે શત્રુનો નાશ કરનાર ! તેં સારો નિર્ણય કર્યો. તેથી તારી મંગલકારી કિર્તી લોકમાં પ્રસરશે. (૭)*

ભાવાર્થ, સુબોધિનીજી : હે રાજન્ ! એ સંબોધનથી એમ સૂચવે છે કે રાજા બર્હિમુખ હોય તે યોગ્ય જ છે. તેમાંપણ માત્ર પોતાના રાજ્યનું પરિપાલન કરતો હોય તો તેવા બર્હિમુખ ન થાય તેથી હે શત્રુના નાશ કરનાર! એવું બીજું વિશેષણ કહેલું છે. એમ કરવામાં આવતાં ધર્મ અથવા ભગવાન ઉપરપ્રીતિ નહિ હોવાથી જે ફલ પ્રાપ્ત થશે તે ઉત્તરાર્ધથી કહેલું છે. જરાસંધના વધ, જય વિગેરેથી કીર્તિ થાય, પરંતુ તે મંગલકારી અથવા દૃઢ થાય નહિ એમ કહેલું છે. 'લોકમાં પ્રસરશે' શબ્દોથી કહેલું છે. આ તારો પરિશ્રમ કીર્તિરૂપ મહિમા માટે જ થશે. (૭)

બીજા ધર્મથી પણ કિર્તિ પ્રાપ્ત થાય છતાં પણ રાજસૂય યજ્ઞ જ કરવા યોગ્ય છે. તે નીચેના શ્લોકથી સ્તુતિ કરે છે.

**ऋषीणां पितृदेवानां सुहृदामपि नः प्रभोः ।**
**सर्वेषामपि भूतानामीप्सितः क्रतुराडयम् ॥८॥**

राज्ञस्तथा स्वाध्यायनिष्ठताभावात् राजसूयेनैव **ऋषयः** प्रीता भवन्ति । राजसूय कर्तुरेव **पितर** इन्द्रसभायां तिष्ठन्ति, अन्ये तु यमसभायाम् । तथा देवानां साद्यस्क्रप्रयोगाद् बिलम्बाभावाद् विशेषतृप्तिः । **सुहृदामपि** स्वकीयोत्कर्षहेतुत्वात्, तत्रापि नोऽस्माकमेव न दुर्योधनादीनाम् । **प्रभोः** कालस्यापि भूभारहरणहेतुत्वात् । उद्धतहननात्**सर्वेषामेव भूतानां क्रतुराड्** राजसूय **ईप्सितः** । **तत्राप्ययं** त्वया क्रियमाणः उत्तमप्रकारत्वान्न तु वरुणादिकृतः ॥८॥

अतः प्रथममेव आरम्भमकृत्वा स्वाधिकारं संपादयेत्याह **विजित्येति** ।

<u>શ્લોકાર્થ -૮ :</u> આ ઉત્તમ યજ્ઞ ઋષિઓએ , પિતૃઓએ, દેવોએ તેમજ આપણા સંબંધિઓએ પ્રભુ અને પ્રાણીઓએ ઈચ્છેલો છે.(૮)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> રાજાને વેદના અધ્યયનમાં શ્રદ્ધા નહિ હોવાથી રાજસૂયથી ઋષિઓ પ્રસન્ન થાય. રાજસૂય કરનારના પિતૃઓ ઇંદ્રની સભામાં રહે છે. તેવી રીતે રાજસૂય થશે. સંબંધિઓએ પણ આ યજ્ઞ ઈચ્છેલો છે કારણ કે તે પોતાના સંબંધિની સરસાઈ કરાવનાર છે.પરંતુ દુર્યોધન વિગેરે સંબંધિઓએ ઈચ્છેલો નથી. પ્રભુ એટલે કાલે પણ તે ઈચ્છેલો છે કારણ કે તે ભૂમિનો ભાર હરવામાં કારણરૂપ છે. ઉત્તમ યજ્ઞ રાજસૂયમાં ઉદ્ધત પુરૂષોનો નાશ થવાનો હોવાથી બધાએ પ્રાણીઓએ તે ઈચ્છેલો છે. પરંતુ વરૂણ વિગેરેએ કરેલો એવો નથી. (૮)

તેથી યજ્ઞનો આરંભ નહિ કરતાં, તે કરવાનો અધિકાર પોતાનો છે તે પ્રાપ્ત કર એમ આગળના શ્લોકથી કહે છે.

**विजित्य नृपतीन् सर्वान् कृत्वा च जगतीं वशे ।**
**संभृत्य सर्वसंभारानाहरस्व महाक्रतुम् ॥९॥**

सर्वराजजयाभावे न राजसूयाधिकारः सार्वभौमस्यैवाधिकारात् । यं च लोका न मन्यन्ते तस्यापि नाधिकार इति अत आह कृत्वा च जगतीं सर्वामेव वशे। ततो यज्ञसंभाराः आदावेव साधनीयाः यज्ञः संभृतो न भवतीति तत्कालसंभरणेन समारम्भे न सर्वः समारब्धो भवेदिति। यथा जनने हस्त-पादादयः यद्यपि तदा नोपयुज्यन्ते तथाप्यविकलेनैव भाव्यं तथा संभाराः। तदनन्तरमाहरस्व। नित्यमेव भगवद्रूपं हृदयात् प्रतिमायामिव मूलस्थाना-त्स्वस्मिन्नहरणं कर्तव्यमिति भावः।'तमाहरत्तेनायजन्त' इति पृथङ्निर्देशात्। केचिदारम्भमा-हरणमाहुः तन्न श्रौतं किंतु महातेजो वह्नेः स्वस्थानादाहरण-मेव। महाप्रयत्नहेतुमाह महाक्रतुमिति ॥९॥

तत्र दिग्विजये साधनं बोधयति एते ते भ्रातर इति।

*<u>શ્લોકાર્થ -૯ :</u> બધા રાજાઓને જીતીને અને જગતને વશ કરીને, સર્વ સામગ્રીઓ તૈયાર કરીને ઉત્તમ યજ્ઞમાં અગ્નિ લાવ.(૯)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> બધા રાજાઓને જીત્યા વિના રાજસૂય યજ્ઞ કરવાનો અધિકાર પ્રાપ્ત થતો નથી. કારણ કે સાર્વભૌમ રાજાને જ તે કરવાનો અધિકાર છે. વળી લોકો જેનો આદર કરતા નથી તેને તે કરવાનો અધિકાર નથી.તેથી 'બધાએ જગતને વશ કરીને' એમ કહેલું છે.પછી યજ્ઞની સામગ્રીઓ આરંભથી જ પ્રાપ્ત કરવી તેમ ન કરવામાંઆવે તો યજ્ઞની સામગ્રી ભેગી કરેલી ન હોવાથી તે સમયે ભેગી કરવાનું અને આરંભ સમયે બધા યજ્ઞની તૈયારી ન હોય તે ઉપયોગમાં ન હોવા છતાં તે ખોડખાંપણ વગરના હોવા જોઈએ. ત્યારપછી અગ્નિ લાવ. જેમ સદાએ ભગવાનના સ્વરૂપને હૃદયમાંથી પ્રતિમામાં પધરાવેછે. તેમ અગ્નિના મૂલસ્થાનમાંથી પોતાની અંદર લાવવાનું કરવું એવો ભાવ છે. કારણ કે તે લાવ્યા તેનાથી યજ્ઞ કર્યો એમ કહેલું છે. કેટલાંક અગ્નિ લાવવું એટલે યજ્ઞનો આરંભ એમ કહે છે. તે વેદની આજ્ઞા પ્રમાણે નથી. પરંતુ અગ્નિના પોતાના સ્થાનમાં અગ્નિ લાવવો તેજ કહે છે. 'ઉત્તમ યજ્ઞમાં' શબ્દોથી ઘણો પ્રયત્ન કરવાનું કારણ કહેલું છે. (૯)

તે પૈકી દિગ્વિજય કરવાનું સાધન હવે કહે છે.

**एते ते भ्रातरो राजन् लोकपालांशसंभवाः।**
**जितोऽस्म्यात्मवता तेऽहं दुर्जयो योऽकृतात्मभिः ।।१०।।**

तव एते भीमादिभ्रातरः लोकपालानां वाय्वादीनामंशैः संभवो येषाम्, अनेन देवानां मनुष्यजयः सुगम इति दिग्विजयो निःसंदिग्धो निरूपितः। अनेनैव जगतीवशीकरणं च सिद्धयति । राजन्निति संबोधनं भ्रातृणामपि सेवकत्वात्तज्जये स्वजय एवेति सूचयितुम्। यज्ञावेशस्तु मन्त्रादिना न भवति, भगवद्रूपत्वात् स्वतन्त्रत्वाच्च भगवतः। परमन्येनैवोपायेन यदि भगवान् वशे भवति सोपि तवास्तीत्याह जितोऽस्म्यात्मवतातेऽहमिति। हृषीकेशो हि भगवान् हृषीकाणामत्यन्तजये जितो भवति तद्रूपः। अनेनासिधाराव्रतं कृतमित्थ प्रसिद्धम् ।

'सर्वालंकरणोपेता भार्यैकशयने यदा ।
शेते संवत्सरं पूर्णं स्वयं पुष्टस्तथाविधः ।।
मनसापि न तां वाञ्छेत् स्पृशन्नपि शिलामिव ।
असिधाराव्रतमिदं विष्णुप्रीतिकरं महत्' ।।इति।।

इयमेव आत्मवत्ता मर्यादामार्गे । अनेनैव प्रकारेण भगवज्जयः। अकृतात्मभिरजितान्तः करणैः ।।१०।।

कदाचिज्जयारम्भे भ्रातुः कस्यचिदभिभवे किं कर्तव्यमित्याशङ्का-यामाह न कश्चिदिति।

શ્લોકાર્થ -૧૦ : *હે રાજન્ ! આ તારા ભાઈઓ લોકપાલોના અંશોથી ઉત્પન્ન થયેલા છે. જેમણે ઈંદ્રિયો જીતેલી નથી તેવાથી ન જીતી શકાય તેવો હું ઈંદ્રિયોને જીતનાર તારાથી જીતાયેલો હું તારો છું.(૧૦)*

ભાવાર્થ, સુબોધિનીજી : આ તારા ભીમ વિગેરે ભાઈઓ વાયુ વિગેરે લોકપાલોના અંશોથી ઉત્પત્તિ થયેલી છે. આથી એમ કહેલું છે કે દેવો મનુષ્યો

ઉપર સહેલાઈથી જય મેળવી શકતા હોવાથી સંદેહ વિના દિગ્વિજયી થશે. જગત વશ કરવાનું પણ બનશે. ભાઈઓ પણ તારા સેવકો હોવાથી તેમનો જય થતાં તારો જય જ થશે. માટે હે રાજન્ ! એવું સંબોધન કરેલું છે. યજ્ઞમાં આસક્તિ તો મંત્ર વિગેરેથી થતી નથી કારણ કે યજ્ઞ ભગવદ્રૂપ છે. ભગવાન સ્વતંત્ર છે. પરંતુ બીજા જ ઉપાયથી વશ થાય તોજ યજ્ઞમાં આસક્તિ થાય. તે ભગવાન પણ તારાજ છે.એનું 'ઇંદ્રિયોને જીતનારાથી તારાથી જીતાયેલો હું તારો છું.' એનું શબ્દોથી કહેલું છે. ભગવાન હૃષિકેશ એટલે ઇંદ્રિયોના સ્વામી છે અને ઇંદ્રિયોનો ઘણો જ જય થતાં તે ઇંદ્રિયોના રૂપવાળા ભગવાન જીતાયેલા થાય છે. વળી યુધિષ્ઠિરે અસિધારવ્રત કહેલું એમ બીજા ગ્રંથોમાં પ્રસિદ્ધ છે.

જ્યારે સર્વ અલંકારોવાળી પત્ની એક પથારીમાં હોય ત્યારે પોતે પણ શશકત થયેલો આખું વર્ષ તે પથારીમાં શયન કરે, મનથી પણ તે પત્નીની ઈચ્છા ન કરે, સ્પર્શ થતાં પણ તેને શિલા જેવી જાણે. આવું મોટુ અસિધારાવ્રત વિષ્ણુને પ્રસન્ન કરનારૂં છે એવું આ વ્રત છે.મર્યાદા માર્ગમાં આજ ઇંદ્રિયોનો જય છે. આજ પ્રકારથી ભગવાન જીતાય છે.(૧૦)

રાજઓને જીતવા આરંભ કરતાં કોઈક સ્થળે કોઈ એક ભાઈનો પરાજય થાય ત્યારે શું કરવું? એવી શંકામાં નીચેનો શ્લોક કહે છે.

**न कश्चिन्मत्परं लोके तेजसा यशसा श्रिया।**
**विभूतिभिर्वाभिभवेद्देवोऽपि किमु पार्थिवः ॥११॥**

अहमेव परो नियन्ता स्वामी यस्य, तं कोप्यभिभवितुं न शक्तं। अभिभवस्त्रेधा भवति विषयातिक्रमेण शरीरातिक्रमेण यशोतिक्रमेण च। ततो विशेषणत्रयं तेजसा यशसा श्रियति। तेजोभिभवे तं बिभृयात् मानयेद्वा, यशोभिभवे अकीर्त्यो मृत एव, श्रिया अभिभवे मानभङ्गः, साधारणानां त्रयम्। राज्ञां विशेषमाह विभूतिभिर्वेति। यथा आरण्यके घोषयात्रायामभि-भवार्थमुद्यमः। त्रैलोक्यजयाकाङ्क्षायां त्रिलोकीमपि जीयात् तत्र देवस्यापि जयः प्राप्नोति। तादृशे देवोपि तं नाभिभवितुं शक्त इति वाक्यसंभवः। पार्थिवो राजा पृथिवीविकारः कथं शक्त इति मत्परत्वान्मज्जयव्यतिरेकेण न तज्जय

इति ॥११॥

**एवं भगवदाज्ञां प्राप्य तथा कृतवानित्याह निशम्येति।**

*<u>શ્લોકાર્થ -૧૧ :</u> મારામાં આસક્તિવાળાનો લોકમાં તેજથી, યશથી સંપત્તિથી અથવા વિભુતિઓથી કાંઈ દેવ પણ પરાભવ કરી શકશેનહિ તો પછી રાજાઓનું તો કહેવું જ શું?(૧૧)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> હું જ જેમને વશ રાખનાર સ્વામી છું. તેનો પરાભવ કરવા કોઈ પણ શક્તિમાન નથી. વિષયની અવગણનાથી શરીરની અવગણનાથી અને યશની અવગણનાથી. આ ત્રણે પ્રકારે પરાભવ થાય છે. તેથી 'તેજથી, યશથી અને સંપત્તિથી' એવાં ત્રાણ વિશેષણ કહેલાં છે. તેજથી પરાભવ કરે તો તેને કાંઈ આપવું જોઈએ અથવા માન આપવું જોઈએ. યશથી પરાભવ થાય તો અપકિર્તિને લીધે મરલો જ ગણાય. સંપત્તિથી પરાભવ થાય તો માનનો ભંગ થાય. સાધારણ પુરૂષથી આ ત્રણ થાય. જેમ આરણ્યપર્વમાં ધોષયાત્રાના પ્રસંગમાં કૌરવોએ પાંડવોનો પરાભવ કરવા ઉદ્યમ કરેલો તેવી રીતે પરાભવના સંબંધમાં 'અથવા વિભુતીઓથી' શબ્દો રાજાઓ માટે વધારામાં કહેલા છે. ત્રાણ લોક જીતવાની ઈચ્છા થતાં ત્રાણ લોકને પાણ મારામાં આસક્તિવાળો જીવ જીતે તેમાં દેવ ઉપર પાણ વિજય પ્રાપ્ત કરે અને દેવ પાણ તેનો પરાભવ કરી શકશે નહિ એવું વચન કહે છે. તો પછી પૃથ્વી ઉપરનો રાજા કેમ તેમનો પરાભવ કરી શકે?

કારણ કે મારામાં આસક્તિવાળા હોવાથી મને જીત્યા વિના તેમને જીતી શકાય નહિ. (૧૧)

એવી રીતે ભગવાનની આજ્ઞા પ્રાપ્ત કરીને યુધિષ્ઠરે તેમ કર્યું. તે નીચેના શ્લોકથી કહે છે.

**श्रीशुक उवाच -**

**निशम्य भगवद्गीतं प्रीत्युत्फुल्लमुखाम्बुजः।**
**भ्रातृन्दिग्विजयेऽयुङ्क्त विष्णुतेजोपबृंहितान् ॥१२॥**

गीतं भगवता सर्वेषां श्रुतिप्रियकरं प्रोक्तम् । प्रीत्या उत्फल्लं मुखाम्बुजं यस्य। प्रीतिः संतोषः चिकीर्षितं सेत्स्यतीति । भगवत्स्पर्शाद्विष्णु-तेजोपबृंहिता भ्रातरः । पालकं हि तत्तेजो दैत्यनाशकम् ।।१२।।

प्रत्येकं भगवता तेजःसमर्पितमिति ज्ञापयितुं विभागेन दिग्विजयार्थं प्रेषणमाह सहदेवमिति।

શ્લોકાર્થ -૧૨ : ભગવાનનું ગીત સાંભળીને પ્રીતિને લીધે પ્રસન્ન મુખકમળવાળા યુધિષ્ઠિરે વિષ્ણુના વિષ્ણુના તેજથી પુષ્ટ થયેલા ભાઈઓની દિગ્વિજય માટે યોજના કરી.(૧૨)

ભાવાર્થ, સુબોધિનીજી : ભગવાને બધાના કાનને સુખ થાય એવું વચન કહ્યું.તેથી પ્રીતિને લીધે ખીલેલું હતું મુખ કમલ જેનું તેવા યુધિષ્ઠિરે યોજના કરી.પ્રીતિ એટલે કરવા ઇચ્છેલું સિદ્ધ થશે, એવો સંતોષ.ભગવાનના સ્પર્શને લીધે વિષ્ણુના તેજથી પુષ્ટ થયા કારણ કે દૈત્યનો નાશ કરનારૂં તે તેજ રક્ષણ કરનારૂં છે. (૧૨)

ભગવાને દરેક ભાઇને તેજ આપેલું તે જણાવવા દિગ્વિજય માટે તેમને જુદા જુદા મોકલ્યા એમ હવે કહે છે.

**सहदेवं दक्षिणस्यामादिशत्सह सृञ्जयैः।**
**दिशि प्रतीच्यां नकुलमुदीच्यां सव्यसाचिनम्।**
**प्राच्यां वृकोदरं मत्स्यैः केकयैः सह मद्रकैः ।।१३।।**

दक्षिणस्यां दिशि जयार्थं सृञ्जयैः क्षत्रियविशेषैः सह, सहदेवमादिशत् स्वदेशात् प्रौढप्रकारेण दिग्विजयः। तथा नकुलं प्रतीच्याम्, अनन्तमुत्तरापथमिति तत्र समर्थोर्जुनः। प्राच्यां जरा-संधादयस्तिष्ठन्तीति, सेनाधिक्यं बलिष्ठस्य भीमस्य च प्रेषणम् । कनिष्ठक्रमेण विनियोगो धर्म्यः उत्तमानामेवोवशेषात् ।।१३।।

तेषां कार्यसिद्धिमाह ते निर्जित्येति।

શ્લોકાર્થ -૧૩ : સહદેવને સૃંજયો સાથે દક્ષિણ દિશામાં જવાની આજ્ઞા કરી.નકુલને પશ્ચિમ દિશામાં, અર્જુનને ઉત્તરમાં અને વૃકોદરને મત્સ્યો, કેકયો અને મદ્રકો સાથે પૂર્વમાં જવાની આજ્ઞા કરી.(૧૩)

ભાવાર્થ, સુબોધિનીજી : દક્ષિણ દિશામાં વિજય પ્રાપ્ત કરવા માટે સૃંજયો સાથે સહદેવને જવાની આજ્ઞા કરી.પૂર્વમાં જરાસંધ વિગેરે રહેતા હતા ત્યાં ભીમને વધારે સૈન્ય સાથે મોકલ્યા.આ બધી યોજના ધર્મ મુજબ કરેલ છે.(૧૩)

તેઓએ કાર્ય સિદ્ધ કર્યું એમ નીચેના શ્લોકથી કહે છે.

**ते निर्जित्य नृपान् वीरा आजहुर्दिग्भ्य ओजसा ।**
**अजातशत्रवे भूरि द्रविणं नृप यक्ष्यते ॥१४॥**

**ओजसा स्वपौरुषेण, न तु धर्मार्थं स्नेहेन वा तैर्दत्तम् । नन्वेवं सर्वद्रोहकर्तुः कथं यागाधिकार इत्याशङ्कायामाह अजातशत्रव इति । आज्ञयैव तथा कृतवान् न तु तस्य हृदये कश्चिच्छत्रुरस्ति । भ्रातृणां वा वैषम्याभावाय, कृषीवलादिव राजभ्यो द्रव्यसमानयनं स्वद्रव्येणैव याग इति । यक्ष्यते अजातशत्रव इति तादर्थ्यमुक्तम् ॥१४॥**

શ્લોકાર્થ -૧૪ : હે નૃપ ! તે વીરોએ એમ નીચેના શ્લોકથી કહે છે. ઘણું ધન પોતાના પરાક્રમોથી અજાતશત્રુને યજ્ઞ કરવા લાવી આપ્યું.(૧૪)

ભાવાર્થ, સુબોધિનીજી : પોતાના પરાક્રમથી દ્રવ્ય લાવ્યા. સ્નેહને લીધે કે ધર્મ માટે તે રાજાઓએ આપેલ ન હતું.

બધા રાજાઓનો દ્રોહ કરનારને યજ્ઞ કરવાનો અધિકાર કેવી રીતે હોય? એવી શંકા થાય તેથી 'અજાતશત્રુ' નામ કહેલું છે. ભગવાનની આજ્ઞાથી જ તેને તે પ્રમાણે કરેલું છતાં તેનામાં કોઇ પ્રત્યે શત્રુ ભાવ ન હતો અથવા ભાઇઓનો પક્ષપાત પણ ન હતો એ જણાવવા 'અજાતશત્રુ' કહેલું છે.પોતાના દ્રવ્યથી જ યજ્ઞ કરવો જોઇએ. તેથી જેમ રાજા ખેડૂત પાસેથી ધન લે છે. તેમ રાજાઓ પાસેથી ધન લાવ્યા. 'યજ્ઞ કરનાર અજાતશત્રુને' શબ્દોથી

યજ્ઞના પ્રયોજન માટે ધન લાવ્યા એમ કહેલું છે. (૧૪)

**श्रुत्वाऽजितं जरासंधं नृपतेर्ध्यायतो हरिः।**
**आहोपायं तमेवाद्य उद्धवो यमुवाच ह ।।१५।।**

तत्र ब्रह्मण्यं विष्णुतेजो नाभिभवतीति जरासंधो न जितः । तस्याप्यजये यागो न भवेदिति नृपतेर्ध्यानं चिन्तारूपम् ।पूर्वमेव भगवान् विनियुक्त इति तस्याप्यशक्यभावनया चिन्ता। तथापि तस्यापि दुःखनिवारको हरिः स्वस्मिन् तस्य लौकिको भावो जात इति उपायमेवाह तत्रापि उद्धवो यमुपायमाह । अन्यथा भगवान् कृत्रिमं वेषं न संपादयेत् ।।१५।।

<u>શ્લોકાર્થ -૧૫ :</u> *જરાસંધને નહિ જીતાયેલો સાંભળીને રાજા વિચાર કરતો હતો ત્યારે ઉદ્ધવે જે ઉપાય કહેલ તેજ હરિએ એ સમયે કહ્યો.(૧૫)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> બ્રાહ્મણનું હિત કરનારનો પરાભવ વિષ્ણુનું તેજ નહિ કરતું હોવાથી તે સમયે ભીમસેનથી જરાસંધ જીતોયો નહિ. તેને જીતવામાં ન આવે તો યજ્ઞ થાય નહિ તેથી રાજા ચિંતાતુર વિચારમાં પડયો. ભગવાનને પહેલેથી આ કાર્યમાં રોકેલા હોવાથી, જરાસંધનો વધ અશકય હોવાથી રાજાને ચિંતા થતી હતી પરંતુ હરિએ તેને પોતાનામાં લૌકિક ભાવ થયો તેથી જરાસંધને જીતવાનો ઉપાય કહ્યો. તેમાં પણ જે ઉપાય ઉદ્ધવે બતાવેલ તેજ કહ્યો. તેમ ન હોત તો રાજાનો ભગવાનમાં લૌકિક ભાવ થયો તે ન હોત તો ભગવાન બનાવટી વેશ ધારણ ન કરત.(૧૫)

**भीमसेनोऽर्जुनः कृष्णो ब्रह्मलिङ्गधरास्त्रयः ।**
**जग्मुर्गिरिव्रजं तात बृहद्रथसुतो यतः ।।१६।।**




अर्जुनस्य तदंशत्वात् नरनारायणयोर्धर्मावतारात् पूर्णत्वायार्जुनस्य गमनम् । अद्येदानीं भगवतोपि तथा वचनमाश्चर्यम् ।भगवान् सर्वरूप इति ब्रह्मलिङ्गधरत्वं न दोषः, तथार्जुनोऽपि, पूर्वजन्मनि तथाभावात् । अत एव वासनया संन्यासिवेषः पूर्वमपि कृतः। अत एवोद्धवो भीमस्यैव वेषमाह । अनुवादे

त्र्याणां वेषः क्रमेण निरूप्यते । वेषान्तरे समानशीलत्वं नोपपद्यत इति। अतो नूतनत्वाद्भीमसेनपुरःसराः गिरिव्रजं जग्मुः। इदानीं राजगृहमिति प्रसिद्धम्। यतो यस्मात्कारणात् तत्र बृहद्रथसुतो जरासंधः । यत इति सप्तम्यर्थे वा।।१६।।

गतानां कृत्यमाह तं गत्वेति।

શ્લોકાર્થ -૧૬ : હે તાત! બ્રાહ્મણનો વેશ ધારણ કરેલા ભીમસેન, અર્જુન અને શ્રીકૃષ્ણ ત્રણેય ગિરિવ્રજ ગયા. કારણ કે બૃહદ્રથનો પુત્ર જરાસંધ ત્યાં હતો.(૧૬)

ભાવાર્થ, સુબોધિનીજી : અર્જુન ભગવાનનો અંશ હોવાથી, નર અને નારાયણ ધર્મના અવતાર હોવાથી પૂર્ણપણું થાય. તે માટે અર્જુન ગયો. તે સમયે ભગવાને પણ તેવું વચન કહ્યું તે આશ્ચર્યકારક છે. ભગવાન સર્વરૂપ ધારણ કરનાર હોવાથી બ્રાહ્મણનો વેશ ધારણ કરે તેમાં દોષ નથી. તેવી રીતે અર્જુન પણ પૂર્વજન્મમાં બ્રાહ્મણ હોવાથી બ્રાહ્મણ વેશ ધારણ કરવામાં દોષ નથી. તેથી વાસનાને લીધે પહેલાં પણ તેને સન્યાસીનો વેશ ધારણ કરેલો. તેથી જ ઉદ્ધવે ભીમનો જ બ્રાહ્મણનો વેષ કહેલો. યુધિષ્ઠિરને ઉપાય ફરીથી કહેતાં ત્રણેયનો બ્રાહ્મણનો વેષ અનુક્રમે કહે છે. કારણ કે જુદા વેષ હોય તો સરખી ચેષ્ટા ન થાય. તેથી ભીમસેનને આગળ કરી ગિરિવ્રજ ગયા. તે વખતે તે રાજાના ગૃહ તરીકે પ્રસિદ્ધ હતું. કારણ કે બૃહદ્રથનો પુત્ર જરાસંધ ત્યાં રહેતો હતો.(૧૬)

ત્યાં ગયેલાઓએ કરેલ કૃત્ય નીચેના શ્લોકથી કહે છે.

**तं गत्वातिथ्यवेलायां गृहेषु गृहमेधिनम् ।**
**ब्रह्मण्यं समयाचेरन्राजन्या ब्रह्मलिङ्गिनः ।।१७।।**

अतिथिवेला वैश्वदेवः अप्रत्याख्येयातिथिः। महाराजत्वात् कथमन्तःप्रवेश इत्याशङ्कायामाह गृहमेधिनमिति । सर्वथा गृहस्थन्या-येन स्थितम् । तत्र हेतुः ब्रह्मण्यमिति। अन्यथा ब्राह्मणाः पराङ्मुखाः गच्छेयुः । एतेऽपि ब्रह्मलिङ्गिनः प्रविष्टाः ।।१७।।

नटवद्याचनमपि कृतवन्तः सर्वथा अनृतत्वाभावाय राजन्निति।

શ્લોકાર્થ -૧૭ : ઘરોમાં અતિથિના સત્કારના સમયે બ્રાહ્મણોનોવેષ ધારણ કરેલા તે ક્ષત્રિયોએ બ્રાહ્મણનું હિત કરનાર તે ગૃહસ્થ પાસેજઈને યાચના કરી.(૧૭)

ભાવાર્થ, સુબોધિનીજી : 'અતિથિના સત્કારનો સમય' એટલે વૈશ્વદેવને આહુતિ આપવાનો સમય. જેમાં અતિથિને ના પાડી શકાય નહિ. જરાસંધ મોટો રાજા હોવાથી ઘરની અંદર કેવી રીતે પ્રવેશ કર્યો. એવી શંકા થાય તેથી 'ગૃહસ્થ' શબ્દ યોજેલ છે. તે ગૃહસ્થના નિયમ મુજબ રહેતો હતો. તેનું કારણ 'બ્રાહ્મણનું હિત કરનાર' શબ્દથી કહેલું છે. તેમ ન કરેતો બ્રાહ્મણો મુખ ફેરવીને રહે. તેમણે બ્રાહ્મણરૂપે ઘરમાં પ્રવેશ કર્યો. (૧૭)

સંપૂર્ણપણે વેષ અસત્ય ન થાય તે માટે નટની પેઠે યાચના પણ કરી એમ નીચેના શ્લોકથી કહે છે.

**राजन् विद्ध्यतिथीन्प्रात्पानर्थिनो दूरमागतान् ।**
**तन्नः प्रयच्छ भद्रं ते यद्वयं कामयामहे ॥१८॥**

अतिथिशब्दो ग्रामब्राह्मणव्युदासार्थः। दूरमागतानिति बहुदानाय दयार्थं च। अस्मद्दाने कीर्तिरपि भविष्यतीति सूचितम्। अतः साधारण्येन वचनमाहुः तन्नः प्रयच्छेति। ब्राह्मणत्वज्ञापनाय मध्ये आशीः । मिथ्यावेश इति ब्राह्मणवाक्यस्याप्यफलत्वम्। वस्तुतस्तु मोक्षपर्यवसानाद्भद्रमेव । अथवा ते भद्रं प्राणादिरूपकामयामहे तत् प्रयच्छेत्यर्थः ॥१८॥

ननु दानं धर्मत्वात्सुखार्थं भवति तद्यस्मिन् दत्ते महद्दुःखं भवेद्वृत्तिर्वा विपद्येत न तद्देयमिति कथं सामान्येन प्रार्थनायां दानप्रतिज्ञासंभव इत्याशङ्क्याह किं दुर्मर्षं तितिक्षूणामिति।

શ્લોકાર્થ -૧૮ : હે રાજન્ ! માગવાની ઈચ્છાથી દૂરથી આવેલા અમને અતિથિ જાણ. અમે જે માગીએ તે અમને આપ તેમાં તારૂં કલ્યાણ થાઓ.(૧૮)

ભાવાર્થ, સુબોધિનીજી : ગામના બ્રાહ્મણો નથી તે બતાવવા 'અતિથિ' શબ્દ યોજેલ છે. બહું દાન આપવામાં આવે અથવા દયા કરવામાં આવે તે માટે 'દૂરથી આવેલા' વિશેષણ યોજેલું છે. અમને આપવાથી તારી કિર્તી પણ થશે. એમ આ વિશેષણથી સૂચવેલું છે. બ્રાહ્મણપણું જણાવવા માગવાની વચ્ચે આશિર્વાદ કહેલો છે. ખોટા વેષવાળા હોવાથી તેનું કલ્યાણ જ થયું. અથવા તારૂં પ્રાણરૂપ જે કલ્યાણ અમે માગીએ તે આપ એવો અર્થ છે. (૧૮)

દાન ધર્મ હોવાથી એ સુખ પ્રાપ્તિ કરવા માટે કરવામાં આવે છે. તેથી જેનું દાન કરવાથી ઘણું દુઃખ થાય અથવા આજીવિકાનો નાશ થાય. તેનું દાન કરવું જોઈએ નહિ. તેથી સામાન્ય રીતે દાન માટે પ્રાર્થના કરતાં જરાસંધ દાન આપવાની પ્રતિજ્ઞા કરે તેવું કેમ સંભવે? એવી શંકા થાય તેથી નીચેના શ્લોકથી કહે છે.

**किं दुर्मर्षं तितिक्षूणां किमकार्यमसाधुभिः।**
**किं न देयं वदान्यानां कः परः समदर्शिनाम् ॥१९॥**

ये तितिक्षवः सर्वातिक्रमसहनशीलाः, अन्यथा ब्रह्मण्यता न स्यात्। तथा चेत् किं दुर्मर्षम्, महद्दुःखमपि सोढव्यमित्यर्थः। नाप्येवं मन्तव्यमेते महद्दुःखं न दास्यन्तीत्यभिप्रायेणाहुः किमकार्यमसाधुभिरिति । असाधुभिर्वेषान्तरस्थैः साधवः सहजवेषा भवन्ति। अश्व सा सहितश्च धूञ् कम्पन इति धूर्वायुश्च त एते त्रयः। अथवा । किमित्येवमस्मभ्यं दुःखं दीयत इति आशङ्कायामाहुः किमकार्यमिति। दुष्टैर्भवद्भिर्जीवद्भिः किमकर्तव्यम्। यज्ञविधातमपि करिष्यन्तीति मारणमुचितमिति भावः। ननु दानं शास्त्रसिद्धं तयेषामेव विधिर्भवति तान्येव दातुं शक्यन्ते न तु निषिद्धानि। 'आत्मा च धर्मदासश्च धर्मापत्नी तथैव च । सर्वस्वं च प्रपन्नश्च न देयानि विदुर्बुधाः' इति विशेषनिषेधात्तत्राहुः किं न देयं वदान्यानामिति। वदान्या दध्यङ्शिविप्रभुतयः। अयं साधारणानामेव विषयः न तु वदान्यविषयः ते ह्यात्मानमेव प्रयच्छन्ति कः संदेहोऽन्येषु, अनेन तस्य स्तुतिरपि कृता। तथापि शत्रुभ्यो न

देयम्, अन्यथा नीतिशास्त्रं विरुध्येत । हीनाः शत्रवो मरणं प्रार्थयेयुरिति तत्राऽऽहुः कः परः समदर्शिनामिति। समदर्शिनां सर्वत्र ब्रह्मदृष्टीनां कः परः शत्रुः सर्वस्यैवात्मत्वात् ॥१९॥

तथापि देहाध्यासो दृढ इति देहव्यतिरिक्तं सर्वमेव दास्यामीत्याशङ्कायामाहुः योऽनित्येन शरीरणेति।

શ્લોકાર્થ -૧૯: *સહનશીલોથી શું સહન ન થઈ શકે તેવું છે? દુષ્ટોએ શું ન કરવા યોગ્ય છે? દાતાઓએ શું ન આપવા યોગ્ય જ છે. સમાન દષ્ટિવાળાને શત્રુ કોણ છે?(૧૯)*

ભાવાર્થ, સુબોધિનીજી : જે સહનશીલ પુરૂષો સર્વ અપરાધ સહન કરવાના સ્વભાવવાળા છે. તેઓથી શું સહન ન થઈ શકે એવું છે? ઘણું દુઃખ આવે તો તે પણ સહન કરવું જોઈએ એવો અર્થ છે. વળી એમ પણ ન માનવું કે દુષ્ટો ઘણુ દુઃખ નહિ આપે. એવા અભિપ્રાયથી 'દુષ્ટોએ શું ન કરવા યોગ્ય છે? એમ કહેલું છે. સારાપુરૂષો કુદરતી સહજ આવેષવાળા હોય છે. બીજા વેષમાં દુષ્ટો અન્ય પ્રકારના અનેક વેષવાળા આ રહેલા હોય છે. વિષ્ણુ અને લક્ષ્મી સહીત, વાયુ કંપાવનારો. ત્રણ છે. અથવા જરાસંધને શા માટે દુઃખ આપવામાં આવે? એ જ જાણવાની ઈચ્છા થાય 'તેથી શું ન કરવા યોગ્ય છે? એમ કહેલું છે. તમો દુષ્ટો જીવતા રહીને શું કરશો?યજ્ઞનોભંગ કરશો તેથી હણવા યોગ્ય જ છે એવો ભાવ છે.

દાન શાસ્ત્રમાં પ્રસિદ્ધ છે.તેથી શાસ્ત્રમાં જે પદાર્થ આપવાની આજ્ઞા હોય તેજ આપી શકાય પરંતુ 'આત્મા અને ધર્મદાસ' તેમ જ ધર્મપત્ની, બધી સર્વસ્થ અને શરણે આવેલાનું દાન આપવા યોગ્ય નથી. એમ શાસ્ત્રમાં અમુક પદાર્થો આપવાની મના કરેલી છે. તેથી દાતાઓએ શું આપવા યોગ્ય નથી? એમ કહેલું છે. શિબિ વિગેરે દાતાઓ છે. શાસ્ત્રમાં કહેલી મના સાધારણ પુરૂષોના જ સંબંધમાં કહેલી છે પરંતુ દાતાઓ ના સંબંધમાં કરી નથી. કારણ કે તેઓ આત્માનું દાન કરે છે. તો પછી બીજા પદાર્થો આપે તેમાં શું શંકા ?



આથી જરાસંધની પ્રશંસા પણ કરી.

છતાં પણ શત્રુઓને દાન ન કરવું જોઈએ. જો શત્રુઓને દાન કરવામાં આવે તો નિતિશાસ્ત્રનો વિરોધ થાય. અધમ શત્રુઓ દાતાઓનું મરણ પણ માગે એવી શંકામાં કહે છે કે 'સમાન દષ્ટિવાળાઓને કોણ શત્રુ હોય? સમાન દષ્ટિવાળા એટલે સર્વ સ્થળે બ્રહ્મ જોનારાઓને શત્રુ કોણ હોય? કારણ કે તેમને બધું આત્મારૂપ છે.(૧૯)

છતાં પણ દેહનો અધ્યાસ દઢ હોવાથી દેહ સિવાય બધુએ આપીશ એવી શંકામાં નીચેના શ્લોકથી કહે છે.

**योऽनित्येन शरीरेण सतां गेयं यशो ध्रुवम्।**
**नाचिनोति स्वयं कल्पः स वाच्यः एव सः॥२०॥**

अदाने अयशः नित्यम्, शरीरमनित्यं दाने तु यशो नित्यं, शरीरमपि नित्येव। यशसा नित्यं दिव्यं शरीरमिति, अयशसा नारकिशरीरम्। एवं तारतम्यं ज्ञात्वा यः अनित्येन शरीरेण सतां गेयं वैकुण्ठादिशरीरजनकं यशः ध्रुवं निश्चलं च यशो नाचिनोति सर्वतोपगच्छन्न संचिनोति यथा वस्त्राभासेन हीरकाबन्धनं वस्त्रनाशो भविष्यतीति शङ्कया स्वयं समर्थो भूत्वा स वाच्यः अस्मिन् लोके निन्द्यो भवति शोच्यश्च परलोके हीनशरीरप्राप्ता। एवकारेणोत्तमशरीरशङ्कां वारयति। यतः सोधुना यशःसंचयमकुर्वन् कथमन्यथा करिष्यति। न हि कदाचिदपि सोऽन्यथा भवति॥२०॥

ननु तथापि यत्कैश्चिदपि न दत्तं तत्कथं देयमिति शङ्कायामाहुः हरिश्चन्द्र इति।

*શ્લોકાર્થ-૨૦ : જે પોતે શક્તિવાળો હોવા છતાં નાશવંત શરીરથી સત્પુરૂષોએ ગાન કરવા યોગ્ય નિશ્ચલ યશનો સંગ્રહ કરતો નથી તે નીંદનીય થાય છે. તે શોક કરવા યોગ્ય જ થાય છે.(૨૦)*

ભાવાર્થ, સુબોધિનીજી : દાન કરવામાં ન આવે તો હમેશ માટે અપકિર્તિ થાય અને શરીર તો નાશવંત છે.પણ દાન કરવામાં આવે તો હમેશ માટે યશ

પ્રાપ્ત થાય છે અને કીર્તિથી દિવ્ય થાય છે.અપકિર્તિથી શરીર નરકમાં પડનારૂં થાય છે. એવો ભેદ જાણીને નાશવંત શરીરથી વૈકુંઠ વિગેરેમાં વાસ યોગ્ય શરીર ઉત્પન્ન કરનારી, સત્પુરૂષોએ ગાન કરવા વસ્ત્રનો નાશ થશે એવા ભયથી ફાટેલા વસ્ત્રથી હીરોઓ બાંધે નહિ. તેની પેઠે ચારેબાજુએથી જતી રહેલી કીર્તિનો પોતે શક્તિવાળો હોઈ સંગ્રહ કરતો નથી. જેમ વસ્ત્રનો નાશ થશે એવા ભયથી ફાટેલા વસ્ત્રથી હીરાઓ બાંધે નહિ.તેની પેઠે ચારેબાજુએથી જતી રહેલી કીર્તિનો પોતે શક્તિવાળો હોઈ સંગ્રહ કરતો નથી તે આ લોકમાં નીંદનીય થાય છે અને પરલોકમાં હલકો દેહ પ્રાપ્ત થવાથી શોક કરવા યોગ્ય થાય છે. 'एव' 'જ' શબ્દથી ઉત્તમ શરીર પ્રાપ્ત કરવાનું નિવારણ કરેલું છે. કારણ કે હમણાં કીર્તિનો સંગ્રહ નહિ કરનાર તે બીજા પ્રકારે કેવી રીતે કરશે? કારણ કે કોઈ પણ સમયે તે સ્વભાવ બદલાશે નહિ. (૨૦)

છતાં પણ જે કોઈએ પણ આપેલું નથી તે કેમ અપાય? એવી શંકામાં નીચેનો શ્લોક કહે છે.

**हरिश्चन्द्रो रन्तिदेव उञ्छवृत्तिः शिबिर्बलिः।**
**व्याधः कपोतो बहवो ह्यध्रुवेण ध्रुवं गताः ॥२१॥**



स हि सर्वस्वमपि दत्त्वा चण्डालत्वमङ्गीकृतवान्। रन्तिदेवः पिपासया म्रियमाणः पुक्कसायापि जलं दत्तवान्, तथोञ्छवृत्तिः क्षुधा म्रियमाणः सर्वमेवान्नं दत्तवान्। शिबिश्च स्वमांसं दत्तवान्, श्येनकपोतसंवादे । बलिः सर्वस्वं विष्णवे। व्याधो ब्राह्मणरक्षायां व्याघ्रेण भक्षितः। कपोतः चोररूपातिथिसंतर्पणार्थं तदग्नौ स्वयं पतितः सभार्यः। एवं बहव एवाध्रुवेण शरीरेण ध्रुवं फलं गताः ॥२१॥

एवं दाने प्रोत्साहं प्राप्ताः क एत एवं धर्मवक्तार इति तान् विचार्य निश्चित्य स्वमनस्याह स्वैरैराकृतिभिरिति।

<u>શ્લોકાર્થ-૨૧:</u> *હરિચંદ્ર, રતિદેવ, કણ વીણી આજીવિકા કરનાર, શિબિ, બલિ, શિકારી, કબુતર એમ ઘણાએ અનિત્યથી ફલ પ્રાપ્ત કરેલું છે.(૨૧)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી</u> : તે હરિચંદ્રે પોતાની બધી મિલ્કત આપી ચંડાલપણું સ્વીકાર્યું, તૃષાથી મરણ પામતા રતિદેવે ચાંડાલને પણ જલ આપી દીધું. તેવી રીતે ભૂખથી મરતા કણ વિણી આજીવિકા કરનારે બધુએ અન્ન આપી દીધું અને બાજ અને કબુતરના સંવાદમાં શિબિએ પોતાનું માંસ આપેલું. બલિએ વિષ્ણુને પોતાનું બધું સર્મપણ કરેલું. બ્રાહ્મણનું રક્ષણ કરનાર શિકારીનું વાધે ભક્ષણ કર્યું. ચોરરૂપ પરોણાની ભૂખ મટાડવા તેને માટે કહેલા અગ્નિમાં પત્ની સહિત કબુતર પોતે પડેલું એવી રીતે ઘણાએ અનિત્ય દેહથી નિશ્ચલ ફલ પ્રાપ્ત કરેલું છે.(૨૧)

એવી રીતે દાન કરવામાં ઉત્તેજન પ્રાપ્ત કરાયેલાએ 'આ ધર્મનો ઉપદેશ કરનાર કોણ છે? એમ વિચાર કરી પોતાના મનમાં નીચે પ્રમાણે કહ્યું.

**श्रीशुक उवाच -**

**स्वरैराकृतिभिस्तांस्तु प्रकोष्ठैर्ज्याहतैरपि ।**

**राजन्यबन्धून् विज्ञाय दृष्टपूर्वानचिन्तयत् ॥२२॥**

प्रथमेन विमर्शः ततश्चतुर्भिर्वाक्यानि ततो निश्चित्य प्रतिज्ञा । स्वरा मेघगम्भीराः क्षत्रियाणामेव भवन्ति । आकृतयः आजानुवाहुरूपाः अन्तर्वहिर्धर्मास्तु क्षत्रियत्वनियामका उक्ताः । तत्कर्मपरत्वनियामकानाह प्रकोष्ठैर्ज्याहतैरपीति । त्रिभिर्धर्मैरव्यभिचारिभिः राजन्यबन्धव एत इति ज्ञातवान्, प्रायेण तैः सह युद्धमपि कृतमिति दृष्टपूर्वत्वात् क एते इत्यचिन्तयत् । कथं क्षत्रिया एवंवेषेण समागता इति ॥२२॥

<u>શ્લોકાર્થ - ૨૨</u> : *સ્વરોથી, આકૃતિઓથી, ધનુષ્યની પણછના ઘાવાળા બાહુઓથી પણ તેઓને પહેલાં પોતે જોયેલા હલકા ક્ષત્રિયો જાણી નીચે પ્રમાણે વિચાર કર્યો.(૨૨)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી</u> : પહેલાં આ શ્લોકથી તેનો વિચાર, બીજા ચાર શ્લોકથી તેનાં વચનો અને પછીના શ્લોકથી તેણે નિશ્ચય કરીને કહેલી પ્રતિજ્ઞા કહેલાં છે.

મેઘના જેવાં ગંભીર વચનો અને ઢીંચણ સુધી પહોંચતી બાહુઓવાળી આકૃતિઓ ક્ષત્રીયોની જ હોય છે. ક્ષત્રીયપણું દર્શાવનાર અંદર અને બહારના ગુણો તો કહ્યા. 'ધનુષ્યની પણછના ઘાવાળા બાહુઓથી' શબ્દોથી તે ક્ષત્રિયોના કર્મમાં રચ્યાપચ્યા રહેનારના ચિન્હ દર્શાવનારા ગુણો કહ્યા. ક્ષત્રિયોના ત્રણ ગુણોથી 'આ હલકા ક્ષત્રિયો છે.' એમ તેણે જાણ્યું. ઘણું કરીને તેમની સાથે મેં યુદ્ધ પણ કર્યું છે. એવા વિચારથી પહેલાં તેમને જોયેલા હોવાથી આ કોણ છે? એવો તેને વિચાર કર્યો. ક્ષત્રિયો આવા બ્રાહ્મણના વેશથી શા માટે આવેલા છે એવો વિચાર કર્યો. (૨૨)

**राजन्यबन्धवो ह्येते ब्रह्मलिङ्गानि बिभ्रति ।**
**ददामि भिक्षितं तेभ्य आत्मानमपि दुस्त्यजम् ॥२३॥**

स्वधर्मनिरतत्वाभावाद् राजन्यबन्धुत्वं मन्यते, बन्धुशब्दो वा अप्रौढक्षत्रिये । आत्मा अदेयः । क्षत्रियाश्चेत्स्वजात्यभिमानं परित्यज्य ब्राह्मणवेषेण मद्याचका जाताः तदा अहं क्षत्रियाणां मानरक्षार्थं दध्यङ्शिबिवत् आत्मानं शरीरमपि ददामि तद्वस्तुतो दुस्त्यजम् ॥२३॥

कपटेन समागतस्य बलिरेव दातेति तस्य प्रशंसां स्वहृदये समागतां निरूपयति बलेर्नु श्रूयते कीर्तिरिति ।

<u>શ્લોકાર્થ - ૨૩ :</u> *આ હલકા ક્ષત્રિયો બ્રાહ્મણના ચિન્હો ધારણ કરે છે. તેથી તેમને ન તજાય તેવો દેહ પણ માગેલો આપીશ. (૨૩)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> પોતાના ધર્મમાં પ્રેમવાળા નહિ હોવાથી જરાસંધ તેમને હલકા ક્ષત્રિયો માને છે. બલ વગરના ક્ષત્રિયો માટે આ શબ્દ યોજેલ છે. દેહદાન આપવા યોગ્ય નથી. ક્ષત્રિયો પોતાનું અભિમાન તજીને, બ્રાહ્મણના વેષથી મારી પાસે માગવા આવેલા છે ત્યારે હું શિબિ અને દધિચીની પેઠે મારો દેહ પણ આપીશ. દેહ ન તજી દેવાય તેવો છે. (૨૩)

કપટથી માગવા આવેલાઓને દાન કરનાર બલિ જ હતો. એવી બલિની પ્રશંસા નીચેના શ્લોકથી જણાવે છે.

**बलेर्नु श्रूयते कीर्तिर्वितता दिक्ष्वकल्मषा।**
**ऐश्वर्याद्भ्रंशितस्यापि विप्रव्याजेन विष्णुना॥२४॥**

दैत्यांशत्वाद्दैत्यकृतिरेव हृदये समायाति दिक्षु वितते ति। तादृशी कीर्तिस्त-स्याभिलषितेति ज्ञापितम्। अकल्मषा शुद्धभावयुक्ता। आत्मदानम-भिप्रेत्याऽऽह ऐश्वर्याद् भ्रंशितस्यापि । संकल्पस्तु भ्रंशात्पूर्वमेव जातः त्रैलोक्यपरिग्रहश्च । भ्रंशो बन्धनात्मकः । तत्राप्येवं **विष्णुर्ब्राह्मरूपेणैव** समागतः तेन मत्तुल्यता । अतस्तद्धर्माणामनुवादः॥२४॥

एतदर्थमेव ज्ञात्वा दानमनुवदति **श्रियमिति।**

*<u>શ્લોકાર્થ - ૨૪ :</u> વિપ્રના વેશવાળા વિષ્ણુએ બલિને સત્તા વીનાનો કરેલો હોવા છતાં તેની પવિત્ર કીર્તિ દિશાઓમાં પ્રસરેલી સંભળાય છે. (૨૪)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> જરાસંધ દૈત્યનો અંશ હોવાથી દૈત્યનું ચરિત્ર જ તેના હૃદયમાં આવે છે. 'દિશાઓમાં પ્રસરેલી' વિશેષણથી એમ જણાવે છે કે બલિની કીર્તિ તેણે ઈચ્છેલી હતી. પવિત્ર એટલે શુદ્ધ ભાવવાળી 'સત્તાથી ભ્રષ્ટ થયેલો હોવા છતાં' આ શબ્દો આત્માના દાનને ધ્યાનમાં રાખી કહેલા છે. બલિનો દાન આપવાનો સંકલ્પ તો ભ્રષ્ટ થતાં પહેલાં થયેલો અને ત્રણ લોક તેની પાસેથી લઈ લેવાનું ભ્રષ્ટ થતાં પહેલાં થયેલું 'ભ્રષ્ટ થવું' એટલે બંધાવું. ત્યાં પણ વિષ્ણુ બ્રાહ્મણના વેષથી જ આવેલા. તેથી બલિના ગુણો ફરીથી કહે છે. (૨૪)

આ પ્રયોજનથી જ નીચેના શ્લોકમાં બલિએ ભગવાનને જાણ્યા પછી દાન કરેલું એમ કહે છે.

**श्रियं जिहीर्षतेन्द्रस्य विष्णवे द्विजरूपिणे।**
**जानन्नपि महीं प्रादद्वार्यमाणोऽपि दैत्यराट्॥२५॥**

जिहीर्षत इन्द्रस्येति वक्तव्ये संधिरार्षः। इन्द्रस्यार्थे राज्यश्रियं जिहीर्षते विष्णवे जानन्नपि प्रादादिति संबन्धः । शुक्राचार्येण **वार्यमाणोऽपीति।**

यदि मां कश्चिद्वारयिष्यति तदापि दास्यामीत्येतदर्थमुक्तम् दैत्यराडिति । राजधर्मः प्रजाभिरपि कर्तव्य इति निश्चयः ॥२५॥

ननु तथापि वाक्यात्तस्य तथा न निश्चयः प्रतिज्ञा च पूर्वमेव तेन कृता तव तु बलिनाशदर्शनात् प्रतिज्ञाभावाच्च कथं न निवृत्तिरित्याशङ्कायामाह जीवतेति।

શ્લોકાર્થ -૨૫ : *દૈત્યોના રાજાએ ઈંદ્ર માટે. રાજ્યલક્ષ્મી હરવા ઈચ્છતા બ્રાહ્મણના રૂપવાળા વિષ્ણુએ ઓળખતો હોવા છતાં પૃથ્વીનું દાન કર્યું.(૨૫)*

ભાવાર્થ, સુબોધિનીજી : ઈંદ્ર માટે રાજ્ય લક્ષ્મી હરવા ઈચ્છતા વિષ્ણુને ઓળખતો હોવા છતાં પૃથ્વી પણ આપી એવા વાકયનો સંબંધ છે. શુક્રાચાર્યે વારેલો હોવા છતાં પણ આપી. જો કોઈ પણ મને પૃથ્વી આપતાં વારશે તો હું પણ આપીશ. એવાં 'દૈત્યના રાજાએ' શબ્દો યોજેલ છે. રાજાનો ધર્મ પ્રજાએ પણ પાળવો એવો તેનો નિશ્ચય હતો. (૨૫)

છતાં પણ વામનના વાકયને લીધે તેવો નિશ્ચય થયો ન હતો. વળી બલિને ઓળખ્યા પહેલા જ પ્રતિજ્ઞા કરેલી હતી. તું તો બલિનો નાશ થયો તે જાણે છે.તો તું દાન કરતાં કેમ અચકતો નથી? તે હવે કહે છે.

**जीवताऽब्राह्मणार्थाय कोन्वर्थः क्षत्रबन्धुना ।**
**देहेन पतमानेन नेहता विपुलं यशः ॥२६॥**



अब्राह्मणार्थाय ब्राह्मणप्रयोजनाभावाय प्रयोजनान्तराय वा जीवता क्षत्रबन्धुना किम्। न किंचित् प्रयोजनमित्यर्थः। एवं जीवनवैफल्यमुक्त्वा देहवैफल्यमाह देहेनेति। स्वत एव पतमानेन यस्योपचयस्तस्यापचय इति विपुलं यशो नेहता न संपादयता ब्राह्मणार्थप्राणत्वं तस्य स्वाभाविकं यशः संचयनं त्वेतैरेवोपादिष्टं बलिधर्मास्तु स्मारिताः ॥२६॥

एवं त्रिभिः कृत्वा दास्यामीति निश्चित्य प्रतिज्ञां कृतवानित्याह इत्युदारमतिरिति।

શ્લોકાર્થ -૨૬ : *બ્રાહ્મણના કાર્યમાં ઉપયોગી ન થનાર પ્રયોજન વગર*

જીવનાર અધમ ક્ષત્રિયનું શું પ્રયોજન છે ? કાંઈ પ્રયોજન નથી. એવો અર્થ છે.(૨૬)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u>બ્રાહ્મણના કાર્યમાં કામ ન આવનાર જીવનાર અધમ ક્ષત્રિયનું શું પ્રયોજન છે ? કાંઈ પ્રયોજન નથી. એવો અર્થ છે.એમ જીવન નિરર્થક હોવાનું કહીને ઉત્તરાર્ધથી દેહ નિરર્થક હોવાનું કહે છે. ઘણો યશ પ્રાપ્ત ન કરનાર 'જેની વૃદ્ધિ તેનો ક્ષય' એ નિયમ પ્રમાણે પોતાની મેળે જ નાશ પામનાર દેહનું શું પ્રયોજન ? બ્રાહ્મણ માટે પ્રાણ ધારણકરવા એ સ્વભાવિક ગુણ હતો. યશનો સંગ્રહ કરવાનો જ ઉપદેશ આપેલો. બલિના ગુણોનું તો આમને સ્મરણ કરાવેલું.(૨૬)

એમ ત્રણ શ્લોકથી વિચાર કરી, માગેલું આપીશ એવો નિશ્ચય કરી દાન આપવાની પ્રતિજ્ઞા કરી તે હવે કહે છે.

**इत्युदारमतिः प्राह कृष्णार्जुनवृकोदरान् ।**
**हे विप्रा व्रियतां कामं ददाम्यात्मशिरोऽपि वः ॥२७॥**

एवं बलिधर्माभिनिवेशेन उदारमतिर्भूत्वा प्रत्येकं तान् व्रियतामित्याह । दानासिद्ध्यर्थं तेषां ब्राह्मण्यं स्थापयत्ति हे विप्रा इति। कामं स्वाभिलषितम्। कदाचिदेते मया सह युद्धे अशक्ताः मच्छिरः प्रार्थयिष्यन्ति चेत्तदपि ददाम्यात्मशिरोऽपीति । वो युष्मभ्यं ब्राह्मणेभ्यः ॥२७॥

एवं सत्यप्रतिज्ञस्य प्रतिज्ञां श्रुत्वा कर्तव्यमूढयोर्भीमार्जुनयोः सतोः भगवांस्तन्मनोरथं दरीकर्तुं कापट्यं दूरीकृत्य सत्यमाह युद्धं नो देहि इति।

<u>શ્લોકાર્થ -૨૭ :</u> એવી રીતે ઉદાર બુદ્ધિવાળાએ શ્રીકૃષ્ણ, અર્જુન અને વૃકોદરને કહ્યું કે હે વિપ્રો ! ઈચ્છામાં આવે તે માગો. મારૂં માથું પણ તમને આપીશ.(૨૭)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> એવી રીતે બલિના ગુણોમાં આસક્તિ હોવાથી ઉદાર બુદ્ધિવાળા થઈ જરાસંઘે દરેકને માગો એમ કહ્યું. હે વિપ્રો ! એ

સંબોધનથી દાનનું શુભ ફલ થાય તે માટે તેમનામાં બ્રાહ્મણપણાનું સ્થાપન કરે છે. પોતાની ઈચ્છામાં આવે તે માંગો. કદાચ મારી સાથે યુદ્ધ કરવા અશક્ત હોવ અને આ જો મારૂં માથું માગશે તો પણ આપીશ એમ 'મારૂં માથું પણ આપીશ' શબ્દોથી કહે છે તમને એટલે બ્રાહ્મણોને આપીશ. (૨૭)

એ પ્રમાણે સત્ય પ્રતિજ્ઞા સાંભળીને ભીમ અને અર્જુન શું કરવું તેના ભાન વગરના થતાં શ્રીકૃષ્ણે સત્ય વૃતાંત કહ્યો.

**श्रीभगवानुवाच-**

**युद्धं नो देहि राजेन्द्र द्वन्द्वशो यदि मन्यसे।**

**युद्धार्थिनो वयं प्राप्ता राजन्या नान्नकाङ्क्षिणः ॥२८॥**

युद्धप्रार्थना क्षत्रियस्य नापकर्षहेतुः। राजेन्द्रेति क्षत्रियमात्रस्य सह बलेन सह युद्धार्थमागमनमनुचितमिति सूचितम्। तेन युद्धप्रार्थना सर्वथायुक्तेति भावः। किंच। युद्ध विशेषं प्रार्थयितुमागता इत्याह द्वन्द्वश इति। एको भवान् त्वं अस्मासु चैकः त्रयाणां मध्ये कोऽपि। एतदपि न छलवाक्येनाङ्गीकारं कारयित्वा वदामः किंतु यदि मन्यसे कथंचिद्‌द्वन्द्वयुद्धे श्रद्धा भवतीत्यर्थः। न तु निर्बन्धेनायमर्थः स्वीकर्तव्यः अस्माकं तु युद्धस्वीकारे युद्धानन्तरं जयपराजयनिर्णयः। अस्वीकारे तु प्रथमत एवेति उभयथापि समीचीनम्। इदमत्यन्तं स्वोत्कर्षख्यापकं वचनम्। किंच। जगति द्वन्द्वयुद्धं कोऽपि कर्तुं न शक्त इति त्वत्समीपमागता इत्यभिप्रायेणाह युद्धार्थिनो वयं प्राप्ता इति। देवदैत्यरक्षसामन्यतरत्वे भगवान्नाङ्गीकरिष्यतीत्याशङ्क्याह राजन्या इति। तर्हि ब्राह्मणवेषः किमर्थं कृत इत्याशङ्क्याह नान्नकाङ्क्षिण इति। ब्राह्मणो भोजनप्रिय इति, अन्नकाङ्क्षिणो ब्राह्मणा न भवामः। अन्नार्थं वा न ब्राह्मणवेषः। किंतु महान् क्षत्रियः अल्पेन सह युद्धं न करोतीति ब्राह्मणवेष इत्यर्थः ॥२८॥

यथा रूपमन्यथा तथा वागपि भविष्यतीत्याशङ्क्य क्षत्रियत्वसिद्ध्यर्थं स्वनामान्याह असौ वृकोदर इति।

<u>શ્લોકાર્થ -૨૮ :</u> હે રાજેન્દ્ર! જો તારી ઈચ્છા હોય તો અમને દ્વન્દ્વ યુધ્ધ આપ. અમે યુદ્ધ કરવા આવેલા ક્ષત્રિયો છીએ. અન્ન ઈચ્છનારા બ્રાહ્મણો નથી.(૨૮)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> યુદ્ધની પ્રાર્થના ક્ષત્રિયની હલકાઈ કરાવનારી નથી. હે રાજેન્દ્ર! એ સંબોધનથી એમ સૂચવે છે કે રાજેન્દ્ર સાથે યુદ્ધ કરવા આવે તે યોગ્ય નથી. તેથી દ્વન્દ્વ યુદ્ધની પ્રાર્થના સંપૂર્ણપણે યોગ્ય છે એવો ભાવ છે.

વળી અમે અમુક પ્રકારનું યુદ્ધ માગવા આવેલા છે. એમ 'દ્વન્દ્વ' શબ્દથી કહે છે. એક આપ અમારામાંથી પણ એક, ત્રણમાંથી કોઈ પણ એક, આ પણ કપટયુક્ત વાક્યથી સ્વીકાર કરાવી કહેતા નથી.પરંતુ જો તારી ઈચ્છા હોય તો હરકોઈ પ્રકારે દ્વન્દ્વ યુદ્ધમાં તારી શ્રદ્ધા હોય તો યુદ્ધ આપ એવો અર્થ છે. યુદ્ધનો તું સ્વીકાર કરે તો અમારે યુદ્ધ કરી જય અથવા પરાજયનો નિર્ણય થશે. પરંતુ તું સ્વીકાર ન કરે તો પહેલાંથી જ જયનો નિર્ણય થાય. તેથી બંને રીતે સારૂં છે. વળી જગતમાં અમારી સાથે દ્વન્દ્વ યુદ્ધ કરવા કોઈપણ શક્તિવાળો નથી.તેથી તારી પાસે આવ્યા છે. અમે યુદ્ધ કરવા આવેલા છે. એવો અભિપ્રાય કહે છે.

આ દેવ, દૈત્ય અથવા રાક્ષસોમાંના કોણ હશે? એવા વિચારથી ભયથી દ્વન્દ્વ યુદ્ધ સ્વીકારશે નહિ એવી શંકા થતાં 'ક્ષત્રિયો' છીએ એ શબ્દ યોજેલ છે.

ત્યારે બ્રાહ્મણોનો વેષ શા માટે ધારણ કર્યો? એવી શંકા થાય તેથી 'અન્ન ઈચ્છનારા નથી' શબ્દો કહેલાં છે. બ્રાહ્મણને ભોજન પ્રિય હોય છે. તેથી અમે અન્ન માગનારા બ્રાહ્મણો નથી અથવા અન્ન માટે બ્રાહ્મણનો વેષ નથી. પરંતુ મોટો ક્ષત્રિય નાના ક્ષત્રિય સાથે યુદ્ધ કરતો નથી પરંતુ બ્રાહ્મણ સાથે તો તેની ઈચ્છા પૂર્ણ કરવા નાના સાથે પણ યુદ્ધ કરે છે. તેથી બ્રાહ્મણનો વેશ ધારણ કરેલો છે. (૨૮)

જેમ રૂપ ખોટુ તેમ વાણી પણ ખોટી હશે એવી શંકામાં નીચેના શ્લોકથી પોતાનાં નામો કહે છે.

**असौ वृकोदरः पार्थस्तस्य भ्रातार्जुनो ह्ययम् ।**
**अनयोर्मातुलेयं मां कृष्णं जानीहि ते रिपुम् ॥२९॥**

वृको दशविधः प्राण उदरे यस्येति बलं च सूचितम् । पार्थ इति स्वसंबन्धार्थं कपटागमनार्थं वा न त्वप्रयोजकत्वाय। तस्यैव भ्राता पार्थः अर्जुनोयं द्वितीयः। हि युक्तश्चायमर्थः आकृतिसाम्यात्। यदर्थमेतयोर्मातृनाम्न निरूपणं तदाह **अनयोर्मातुलेयं मां कृष्णं जानीहीति**। तर्हि प्रसिद्धाः कथं वेषेण समागता इत्याशङ्क्याह **ते रिपुमिति** । रिपोः स्थाने कार्यपर्यन्तं वेषणैव स्थातव्यमिति नीतिः॥२९॥

एवं भगवता पार्थे निरूपिते अतिथिश्रद्धायां गतायां बालभावेनैते समागता इत्यवहेलेव तेषूत्पन्ना तत आगमनमाश्चर्यमिव मत्वा प्रथमतो हास्यमुत्पन्नमित्याह एवमावेदित इति।

<u>શ્લોકાર્થ - ૨૯ :</u> આ પૃથાનો પુત્ર વૃકોદરછે. આ તેનો ભાઈ અર્જુન છે. મને આ બેના મામાનો પુત્ર તારો શત્રુ મને શ્રીકૃષ્ણ જાણ. (૨૯)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> वृकः દશ પ્રકારનો પ્રાણ છે. 'उदरे' ઉદરમાં જેના તે વૃકોદર. 'પૃથાનો પુત્ર' એમ સંબંધ દર્શાવેલ છે. એમ કપટથી આવ્યાનું જણાવેલ છે. આ બીજો પૃથાનો પુત્ર અર્જુન છે. આકૃતિ સમાન હોવાથી આ વિષય યોગ્ય જ છે. એમ 'હિ' શબ્દથી કહેલું છે. 'મને બેના મામાનો પુત્ર શ્રીકૃષ્ણ જાણ' શબ્દોથી કહેલું છે.

ત્યારે તમે પ્રસિદ્ધ ક્ષત્રિયો વેશ બદલી કેમ આવ્યા? એવી શંકામાં 'તારો શત્રુ' શબ્દો યોજેલ છે. શત્રુના સ્થાનમાં કાર્ય હોય ત્યાંસુધી અન્ય વેષ ધારણ કરીને રહેવું જોઈએ એવી નીતિ છે. (૨૯)

એવી રીતે ભગવાને પાર્થને ઓળખાવતાં, અતિથિ તરીકેની શ્રદ્ધા જતી રહેતાં જરાસંધને 'આ મૂર્ખાઈથી આવેલા છે' એટલે તિરસ્કાર ઉત્પન્ન થયો. તેથી આરંભમાં હસવું આવ્યું એમ નીચેના શ્લોકથી કહે છે.



**एवमावेदितो राजा जहासोच्चैः स्म मागधः।**
**आह चामर्षितो मन्दा युद्धं तर्हि ददामि वः ॥३०॥**

आवेदनं स्वरूपख्यापनम् । यतो राजा राज्यमत्तः उच्चैर्जहासेति कथमेते अकस्माच्छत्रुगृहे पतिताः दैवगत्येति । ननु भगवन्तं दृष्ट्वा भक्तिः कथं नोत्पन्ना वस्तुसामर्थ्यात्, कथमवहेलेत्याशङ्क्यामाह **मागध** इति । देशदोषोत्र सद्बुद्धिः । तर्ह्युपेक्षा भवितुमर्हतीत्याशङ्क्याह **आह** चेति। पूर्वं भगवदतिक्रमं श्रुत्वा **अमर्षितः** ततः क्रोधेन मारयिष्यामीति विचार्य स्वप्रतिज्ञां च स्मृत्वा उभयथापि मारणं संभवतीति किमिति प्रतिज्ञा हातव्येति स्वस्य कार्यमुभयथापि समीचीनमेवेति तेषामेवोभयथाऽसमीचीनमिति ज्ञापयितुं **मन्दा** इति संबोधनमाह ।अस्तु वा तेषां मन्दत्वं स्वप्रतिज्ञां तु पूरयाम्येवेत्याशयेनाह **युद्धं तर्हि ददामि व** इति। व इति बहुवचनात् त्रयोऽपि भवन्त एकतो भवन्तु अहमेकत इति सूचितम् ॥३०॥

तथापि द्वन्द्वतायां निर्बन्धो यदि तदाह **न त्वये**ति।

*શ્લોકાર્થ -30 : એમ કહેલો રાજા માગધ મોટેથી હસ્યો અને ક્રોધ પામેલા તેણે કહ્યું.મૂર્ખો ! તમને યુદ્ધ આપું છું.(30)*

ભાવાર્થ, સુબોધિનીજી : કહ્યું એટલે પોતાના સ્વરૂપને ઓળખાવવું.તે રાજા મદવાળો હતો. તેથી આ માણસો દૈવની ગતિથી અકસ્માત્ શત્રુના ઘરમાં કેવી રીતે આવી ચઢયા? એટલે હસ્યો.

ભગવાનના દર્શન થતાં ભગવદ્દર્શનના સામર્થ્યથી તેને ભક્તિ કેમ ઉત્પન્ન ન થઈ? એવી શંકા થાય તેથી 'માગધ' શબ્દ યોજેલ છે. દેશના દોષને લીધે તેને સારી બુદ્ધિ ન થઈ. ત્યારે બેદરકાર રહેવું યોગ્ય હતું એવી શંકા થાય તેથી ઉત્તરાર્ધ કહેલો છે. ભગવાનનો અપરાધ સાંભળીને તેને ક્રોધ થયો તેથી 'હું હણીશ' એમ વિચારી પોતાની પ્રતિજ્ઞાનું સ્મરણ કરી બંને પ્રકારે હણવાનું સંભવતું હોવાથી પ્રતિજ્ઞા કેવી રીતે તજવી? તેથી બંને પ્રકારે સારૂં છે. એમ જણાવી હે મૂર્ખો ! એવું સંબોધન કહેલું છે. તેઓ ભલે મૂર્ખો હોય પણ હું તો

મારી પ્રતિજ્ઞા પુરી કરીશ. તેથી હું તમને યુદ્ધ આપું છુ. 'તમને' એમ બહુવચન છે. તેથીએમ સૂચવ્યું છે કે એકબાજુ તમો ત્રણ હોય અને બીજી બાજુ હું એકલો હોઈશ. (30)

છતાં પણ જો દ્વન્દ્વ યુદ્ધનો આગ્રહ હોય તો તે માટે નીચેનો શ્લોક કહે છે.

**न त्वयाऽभीरूणा योत्स्ये युधि विक्लवचेतसा ।**
**मथुरां स्वपुरीं त्यक्त्वा समुद्रं शरणं गतः ॥३१॥**

त्वया न योत्स्ये अभीरूणेति परमार्थः। व्याजेन भीरुणेत्याह। भीरुत्वे कथमेवमागमनमित्याङ्क्याह युधि विक्लवचेतसेति । युद्धे चेत् स्थिरता बुद्धेर्भवेत् तदा क्षत्रियो युद्धसंभवभूमि परित्यज्य युद्धरहितभूमौ न गच्छेत् इत्याशयेनाह मथुरां स्वपुरीं त्यक्त्वेति । आपत्स्वपि स्वदेशो न त्याज्य इति ज्ञापयितुं स्वपुरीमिति । मध्ये समुद्रस्थितिः समुद्रशरणागतिः दुर्गाश्रयवत्॥३१॥

अर्जुन च निराकरोति अयमिति।

<u>શ્લોકાર્થ -૩૧ :</u> *યુદ્ધમાં વ્યાકુલ ચિત્તવાળા, બીકણ તમારી સાથે યુદ્ધ કરીશ નહિ. તમે તમારા નગર મથુરાંને તજીને સમુદ્રને શરણે ગયેલા છે.(૩૧)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> હું તમારી સાથે યુદ્ધ કરીશ નહિ. તમે ભય પામતા નથી એવો સત્ય અર્થ છે. કપટથી બીકણ એમ કહેલ છે.

બીકણ હાઉં તો આવી રીતે કેમ આવું? એવી શંકા થાય એટલે 'યુદ્ધમાં વ્યાકુલ ચિત્તવાળા' વિશેષણ યોજેલ છે. જો બુદ્ધિ યુદ્ધમાં સ્થિર રહેતી હોય તો જ્યાં યુદ્ધનો સંભવ હોય તેવી ભૂમી તજી ક્ષત્રિય યુદ્ધ વિનાની ભૂમીમાં જાય નહિ એવા અભિપ્રાયથી ઉત્તરાર્ધ કહેલો છે. આપત્તિમાં પણ પોતાના દેશનો ત્યાગ કરવો ન જોઈએ. એવા અભિપ્રાયથી 'પોતાના નગર' શબ્દ યોજેલ છે. દ્વારકાં સમુદ્રમાં રહેલ હોવાથી કિલ્લાના આશ્રયની માફક સમુદ્રને શરણે જવાનું કહેલ છે.



નીચેના શ્લોકમાં અર્જુન સાથે પણ યુદ્ધ કરવા ના પાડે છે.

**अयं तु वयसाऽतुल्यो नातिसत्त्वो न मे समः ।**
**अर्जुनो न भवेद्योद्धा भीमस्तुल्यबलो मम ॥३२॥**

अयं तु योद्धा भवति परंतु वयसा अतुल्यः वयोऽत्र बलहेतुभूतम्, अन्यथ भीमोऽपि वयसा न तुल्यः भीमार्जुनयोर्वर्षत्रयव्यवधानात् तदेव ज्ञापयितुमाह नातिसत्त्व इति। यादृशे लग्ने उत्पन्ने तादृशं बलं भवति तद्भीमबलभद्र-मद्रराजादीनामेव अत एव न मे समः। दैव्यं तु बलं ममापि ब्रह्मण्यत्वादधिक्मेवेति न तन्मन्यते। कनिष्ठ इति। भीमस्यापि निराकरणे व्याजोत्तरत्वं भविष्यतीति तमङ्गीकरोति भीमस्तुल्यबलो ममेति। वस्तुतस्तु नरनारायणौ परित्यज्य कालकन्यापुत्रत्वात् मुख्यप्राणं तुल्यं मन्यते सोपि दैत्यप्राणरूप इति 'जीव जीव' इति वाक्यात् ॥३२॥

एतेषां तु सर्वत्रैवाभ्यनुज्ञा, बलं तु भगवतः क्वापि संचारणीयमिति तदङ्गीकारे जरासंधकृत्यमाह इत्युक्त्वेति।

<u>શ્લોકાર્થ -૩૨ :</u> આ અર્જુન તો વયમાં મારી સમાન નથી. ઘણા બળવાળો નથી. મારો બરોબરીઓ નથી. તે યુદ્ધ કરવા યોગ્ય નથી. ભીમ મારી સમાન બલવાળો છે.(૩૨)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> આ અર્જુન યુદ્ધ કરનારો છે પણ વયમાં મારી સમાન નથી. અહીં 'વય' એટલે બલના કારણમાં વય કહેલું છે. તેમ ન હોય તો ભીમ અને અર્જુન વચ્ચે ત્રણ વર્ષનો ગાળો હોવાથી ભીમ પણ જરાસંધની વયનો ન હતો. તે દર્શાવવા 'ઘણા બલવાળો નથી' એમ કહેલું છે.જે લગ્નમાં જન્મ થતાં ઘણું અધિક બલ થાય તેવું લગ્ન ભીમ, બલભદ્ર અને શાલ્વ વિગેરેનું હતું. તેથી અર્જુન મારો બરોબરીઓ નથી. દિવ્ય બલ તો હું બ્રાહ્મણોના હિત કરનારો હોવાથી મારામાં ઘણું જ છે.તેથી તેનો હું આદર કરતો નથી કારણ કે તે નાનો છે.

'ભીમ મારી સમાન બલવાળો છે.' શબ્દોથી તેનો સ્વીકાર કરે છે.

વાસ્તવિક રીતે તો નર નારાયણનો ત્યાગ કરીને કહે છે. વાસ્તવીક રીતે તો નર નારાયણનો ત્યાગ કરીને પોતે કાલની કન્યાનો પુત્ર હોવાથી મુખ્ય પ્રાણને જ સમાન માને છે. કારણ કે 'તું જીવ', 'તું જીવ' એ વાક્ય પ્રમાણે જરાસંધ પણ દૈત્યના પ્રાણરૂપ હતો.(૩૨)

આ ત્રણમાંથી ગમે તે એકની સાથે યુદ્ધ કરવાની સંમતિ હતી કારણ કે ભગવાનનું બલ તો ગમે તેમાં મૂકવાનું હતું. જરાસંધે કરેલ કૃત્ય નીચેના શ્લોકથી કહે છે.

**इत्युक्त्वा भीमसेनाय प्रादाय महतीं गदाम् ।**
**द्वितीयां स्वयमादाय निर्जगाम पुराद्बहिः ॥३३॥**

द्वन्द्वयुद्धं शरीरबलनिमित्तकमिति गदायामेव शरीरबलं योजयितुं शक्यमिति निरायुधेन युद्धं न युक्तमिति तस्मै **महतीं गदां प्रादात्** । **द्वितीयां** तत्तुल्या **स्वयमादाय** स्वरूपतः साधनतश्च फलरूपो भूत्वा स्थानबल स्वगृहे स्वस्याधिकमिति स्वपुरं परित्यज्य युद्धार्थं **पुराद्बहिर्निर्गतः** ॥३३॥

ततो युद्धप्रकारं लौकिकमाह **ततः समे खले** इति ।

<u>શ્લોકાર્થ -૩૩ :</u> *એમ કહીને ભીમસેનને મોટી ગદા આપી. પોતે બીજી લઈને શહેરની બહાર નીકળ્યો.(૩૩)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> દ્વન્દ્વ યુદ્ધમાં શરીરનું બલ જાણવાનું પ્રયોજન છે. શરીરનું બલ ગદામાં જ યોજી શકાય તેવું હોવાથી આયુધ વિનાની સાથે યુદ્ધ કરવું યોગ્ય નથી. તેથી ભીમને મોટી ગદા આપી. બીજી ગદા પોતે લઈને સ્વરૂપ અને સાધનથી ફલરૂપ થઈને પોતાના ઘરની અંદર સ્થાનનું બલ પોતાનું અધિક હોય તેથી પોતાના શહેરને મૂકી યુદ્ધ કરવા શહેરની બહાર નીકળ્યો.(૩૩)

યુદ્ધનો લૌકિક પ્રકાર નીચેના શ્લોકથી કહે છે.




**ततः समे खले वीरौ संयुक्तावितरेतरौ।**
**जघ्नतुर्वज्रकल्पाभ्यां गदाभ्यां रणदुर्मदौ ॥३४॥**

कोमला भूमिः खलशब्देनोच्यते । असहायसमागमने हेतुः **वीरौ** इति। **संयुक्तावितरेतरौ** इति समारम्भे तुल्यता निरूपिता । **वज्रकल्पाभ्या**मिति गदामाहात्म्यम् । **रणदुर्मदौ** इति तयोः॥३४॥

<u>શ્લોકાર્થ - ૩૪ :</u> *પછી યુદ્ધમાં દારૂણ બે વીરો સપાટ ભૂમી ઉપર એકબીજા ઉપર વ્રજ જેવી ગદાઓથી પ્રહાર કરવા લાગ્યા. (૩૪)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> ખલ શબ્દનો અર્થ કોમલ ભૂમી છે. 'બે વીરો' શબ્દોથી સહાય વગરના હોઈ કહેલ છે. 'એક બીજા ભેગા થઈ' શબ્દોથી બંનેનું યુદ્ધમાં સમાનપણું કહેલું છે. 'વજ્ર જેવી' શબ્દોથી ગદાનું મહાત્મ્ય જણાવેલ છે. 'યુદ્ધમાં દારૂણ' વિશેષણથી તે બેનું મહાત્મ્ય કહેલું છે. (૩૪)

**मण्डलानि विचित्राणि सव्यं यथा भवति दक्षिणमेव च ।**
**चरतोः शुशुभे युद्धं नटयोरिव रङ्गिणोः ॥३५॥**

**मण्डलानि** गदायुद्धे प्रोक्तानि **सव्यं** यथा भवति **दक्षिणं** यथा भवति। एवेत्युभयोरवधारणम्। चकारादुभयोरुभयं कदाचित्। एवं **चरतोर्युद्धं शुशुभे** दृष्ट्वा तद्युद्धं सुखदं जातमित्याह **नटयोरिवे**ति । युद्धाभास एवायमनुकरणमिति शङ्कायामाह **रङ्गिणो**रिति । रङ्गो योर्वर्तत इति युद्धे रसयुक्तौ, न त्वाभासावित्यर्थः ॥३५॥

लोकानां रसजननान्यथानुपपत्त्या आभास एव भविष्यतीत्याशङ्क्य युद्धे शब्दं वर्णयति **ततश्चयचटाशब्द** इति।

<u>શ્લોકાર્થ - ૩૫ :</u> *યુદ્ધમાં ભૂમીમાં આસક્તિવાળાનું ડાબા અને જમણામાં વિચિત્ર મંડલોમાં ફરતા તે બેનું યુદ્ધ નાટચ ભૂમી ઉપરના બે નટોના યુદ્ધ જેવું શોભતું હતું. (૩૫)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> ડાબુ જેમ ફરાય, જમણું જેમ ફરાય તેવા મંડલો ગદાયુદ્ધમાં કહેલાં છે. **'एव'** 'જ' 'શબ્દથી બંનેનો નિશ્ચય કહેલો છે. 'ચ અને શબ્દથી' કોઈ સમયે બંને મંડલો ફરતાં એ પ્રમાણે બંનેનું યુદ્ધ શોભ્યું. તે યુદ્ધ

જોનારાઓને સુખ આપનારૂં થયું એમ નટોના યુદ્ધ જેવું શબ્દોથી કહેલું છે.

આ યુદ્ધ ખોટું જ હતું અને ફારસ થશે એવી શંકા થાય તેથી 'યુદ્ધ ભૂમીમાં આસક્તિવાળાનું' એ શબ્દ યોજેલ છે. યુદ્ધનો આનંદ આ બંનેને છે તેથી યુદ્ધમાં રસવાળા હતા. પરંતુ ખોટું યુદ્ધ કરતા ન હતાં.(૩૫)

લોકોને બીજા પ્રકારે આનંદ ઉત્પન્ન થવાનું સંભવતું નહિ હોવાથી ખોટું યુદ્ધ થશે એવી શંકામાં હવે કહે છે

**ततश्चटचटाशब्दो वज्रनिष्पेषसंनिभः ।**
**गदयोः क्षिप्तयोरेष वन्तयोरिव दन्तिनोः ॥३६॥**

**वज्रनिष्पेषो वज्रपातस्तत्संनिभः तत्सदृशः। अन्योन्यं क्षिप्तयोर्गदयोरेषः, शब्दादपि महद्भयं संभवति सर्वेषां तेषां प्रहारेऽपि न तदिति माहात्म्यम् । गदयोः परित्यागशङ्काभावाय अपरित्यागाय वा दृष्टान्तः दन्तयोरिव दन्तिनोरिति ॥३६॥**

**गदयोरेवान्योन्यं प्रहारो न तु देहयोरितिशङ्कां वारयितुं प्रहारं वर्णयति ते वै गदे इति।**

<u>શ્લોકાર્થ -૩૬ :</u> *પછી બે હાથીઓના બે દાંતોના અથડાવવાના અવાજ જેવો મારવામાં આવતી બે ગદાઓનો વજ્રના પડવા જેવો આ તડતડ અવાજ થયો.(૩૬)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> વ્રજનું પડવું. એકબીજાને મારવામાં આવતી બે ગદાઓનો આ અવાજ થયો. અવાજથી ઘણો ભય થવાનું સંભવે છે. પરંતુ તેઓના પહારથી ભય થયો ન હતો. બે ગદાઓનો ત્યાગ કરશે એવી શંકા ન થાય તે માટે 'બે હાથીઓનાબે દાંતોના અથડાવવાના અવાજ જેવો દષ્ટાંત આપેલ છે.(૩૬)

બે ગદાઓજ પ્રહાર કર્યો હશે પરંતુ દેહોએ કર્યો નહિ હોય એ શંકા દૂર કરવા નીચેનો શ્લોક કહે છે.

ते वै गदे भुजजवेन निपात्यमाने
अन्योन्यतोसकटिपादकरोरुजत्रून्।
चूर्णीबभूवतुरुपेत्य यथार्कशाखे
संयुद्धयतोर्द्विरदयोरिव तीव्रमन्वोः ॥३७॥

गदापेक्षया देहोऽत्यन्तं कठिन इति देहस्पर्शे गदानाश उच्यते । भुजजवेनान्येनान्यस्योपरि निपात्यमाने अंकटयिपादकरोरुजत्रून् षडङ्गान्युपेत्य चूर्णीबभूवतुः । देहगदयास्तारतम्यार्थं दृष्यान्तमाह यथार्कशाखे हस्तिभ्यां निक्षिप्ते यथार्कवृक्षशाखे । तदभावे युद्धाभावो भविष्यतीत्याशङ्क्याह संयुद्ध्यतोरति । साधनमवयवा एवेति दृष्टान्तः द्विरदयोरिवेति। नन्ववयवस्य कथं साधनत्वं पहारे स्वस्यापि व्यथासंभवादित्याशङ्क्याऽऽह तीव्रमन्वोरिति। तीव्रो मनुर्मन्युर्ययोः॥३७॥

एवं गदायुद्धमुपसंहृत्य मुष्टियुद्धमाह इत्थमिति।

<u>શ્લોકાર્થ -૩૭ :</u> જેમ તીવ્ર ક્રોધવાળા યુદ્ધ કરતા બે બે દાંતવાળા હાથીઓ એ ફેંકેલી આકડાની બે શાખાઓ ભાંગી ભૂક્કો થાય તેમ, ભુજાના વેગથી ફેંકાયેલી તે બે ગદાઓ એક બીજાના ખભા, કેડ, પગ, હાથ સાથળ અને હાંસડી ઉપર પછડાઇ ભુક્કો થઈ ગઈ.(૩૭)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> ગદા કરતાં પણ દેહ ઘણો કઠણ હતો તેથી દેહનો સ્પર્શ થતાં ગદાનો નાશ થવાનું કહેવામાં આવે છે. ભુજાના વેગથી એકબીજા ઉપર ફેંકાયેલી ગદાઓ. ખભા,કેડ, પગ, હાથ અને સાથળ અનેહાંસડી એ છ અવયવો ઉપર પછડાઇ ભુક્કો થઇ ગઇ. દેહ અને ગદાનો ભેદ દર્શાવવા 'જેમ આકડાની બે શાખાઓ' બે હાથીઓએ ફેંકેલી આકડાના વૃક્ષની બે શાખાઓ ભુક્કો થઇજાય તેમ એમ દષ્ટાંત કહેલું છે.

તે ગદા નહિ રહેતાં યુદ્ધ બંધ થયું હશે એવી શંકા થાય તેથી 'યુદ્ધ કરતા' એવું વિશેષણ યોજેલું છે. 'જેમ બે દાંતવાળાઓ હાથીઓ' ગદાઓ ભાંગ્યા

પછી યુદ્ધનું સાધન અવયવો જ હતાં. અવયવ યુદ્ધનું સાધન કેમ થવાનું સંભવે છે. એવી શંકા થાય તેથી 'તીવ્ર ક્રોધવાળા' વિશેષણ યોજેલું છે. એવી રીતે ગદાયુદ્ધનો ઉપસંહાર કરીને નીચેના શ્લોકમાં મુક્કાથી યુદ્ધ કહે છે.

**इत्थं तयोः प्रहतयोर्गदयोर्नृवीरौ**
**क्रुद्धौ स्वमुष्टिभिरयःस्पर्शैरपिष्टाम्।**
**शब्दस्तयोः प्रहरतोरिभयोरिवासीन्**
**निर्घातवज्रपरुषस्तलताडनोत्थः॥३८॥**

**तयोर्गदयोः प्रहतयोः सत्योः तथापि नृवीरौ क्रुद्धौ सन्तौ अयः सदृशैर्मुष्टिभिः अपिष्टां** अन्योन्यशरीरं पेषयामासतुः। तत्रापि पूर्ववच्छब्दमाह **शब्दस्तयोरिति। तयोर्देहयोः संबन्धी शब्दः इभयोरिव गर्जनरूपो** जातः।वीररसेन तयोरेव वा वाक् शब्दः उभयोरपीत्येके। अन्योऽपि तत्र शब्दो जात इत्याह **निर्घातवज्रपरुषस्तलताडनोत्थ** इति । **निर्घातो** निरभ्रविद्युतत्पातः तादृशपातयुक्तो वज्रः ततोऽपि यः पुरुषः तलताडनं चपेटः तेनोत्थानं यस्य । अनेन महाप्रहारो निरूपितः॥३८॥

उपसंहरति **तयोरेवमिति।**

*શ્લોકાર્થ -૩૮ : એવી રીતે બે ગદાઓ ભાંગી જતાં તે બે વીર પુરૂષો ક્રોધ કરી લોઢાના જેવા સ્પર્શવાળી પોતાના મુક્કાઓથી પ્રહાર કરવા લાગ્યા. પ્રહાર કરતાં તે બેનો અવાજ બે હાથીઓના અવાજ જેવો થયો. હથેળીના પહારથી થયેલો અવાજ વિજળીના પડવા સાથેના વજ્રથી કઠોર થયો.(૩૮)*

ભાવાર્થ, સુબોધિનીજી : તે બે ગદાઓ ભાંગી ગઇ છતાં પણ બે વીરો ક્રોધ કરી લોઢાના જેવી મુકકીઓથી એકબીજાના શરીર ઉપર પહાર કરવા લાગ્યા.છતાં પણપહેલાંના જેવો અવાજ થયો એમ 'તે બેને અવાજ' શબ્દોથી કહેલું છે. તે બેના દેહના સંબંધથી થતો અવાજ બે હાથીઓના અવાજ જેવો એટલે હાથીઓની ગર્જના જેવો થયો અથવા વીરરસને લીધે તે બેની વાણીરૂપ અવાજ થયો એમ કેટલાક કહે છે. ત્યાં બીજો પણ અવાજ થયો. તે વાદળાં

વીનાની વિજળીનું પડવું અને તે પડવા સાથે વજ્રનો અવાજ થાય તેથી પણ કઠોર અવાજ થયો. હથેળીનો પ્રહાર તેનાથી ઉત્પન્ન થતી તેના જેવો હતો આથી બલપૂર્વક પહાર કહેલો છે. (૩૮)

નીચેના શ્લોકમાં યુદ્ધનો ઉપસંહાર કહે છે.

**तयोरेवं प्रहरतोः समशिक्षाबलौजसाः।**

**निर्विशेषमभूयुद्धमक्षीणजवयोर्नृप ॥३९॥**

समतायां हेतूनाह **समशिक्षाबलौजसोरिति**। युद्धे पराक्रमो बलं शिक्षा च हेतवः। तत्तुल्यत्वात् युद्धे विशेषाभावः। आवृत्त्यान्यबलक्षये युद्धे विशेषो भविष्यतीत्याशङ्क्याह **अक्षीणजवयोरिति**। **नृपेति** संबोधनं विश्वासाय। आवृत्त्या जरासंधस्यक्षीणता भविष्यतीत्यभिप्रेत्य आवृत्तिः कृता। तज्जरया निर्मितोऽयमिति सर्वस्माद्बलं सामहृत्य जरास्मै प्रयच्छतीति न कदाचिदप्यस्य बलक्षयः, आसन्यत्वाद्भीमस्य नास्त्येव ॥३९॥

एवं तुल्यत्वे प्रयोजनं न सिद्ध्यतीति भगवान् भीममधिकबलं कृतवानित्याह **शत्रोरिति**।

*શ્લોકાર્થ -૩૯ : હે નૃપ ! સમાન શિક્ષણ, બલ અને પરાક્રમવાળા અને જેમના વેગનો ક્ષય થયો ન હતો તેવા પહાર કરનારા તે બેનું યુદ્ધ સમાન થતું હતું.(૩૯)*

ભાવાર્થ, સુબોધિનીજી : યુદ્ધ સમાન થવાનું 'કારણ સમાન શિક્ષણ, બલ અને પરાક્રમવાળા' વિશેષણથી કહેલું છે. યુદ્ધમાં પરાક્રમ, બલ, શિક્ષણ જયના કારણો છે. તે સમાન હોવાથી યુદ્ધમાં ભેદ રહેતો નથી. યુદ્ધ ફરી કરતાં એકના બલનો ક્ષય થતાં યુદ્ધમાં ભેદ થશે એવી શંકા થાય. તેથી 'જેમના વેગનો ક્ષય થતો ન હતો' એવું વિશેષણ યોજેલું છે. હે નૃપ ! એ સંબોધન રાજાને વિશ્વાસ રહે તે માટે કહેલું છે. આથી જરાસંધ નબળો પડશે એવા અભિપ્રાયથી યુદ્ધ ફરી કર્યું. ત્યારે જરાસંધને જરાએ બનાવેલો સાંધેલો હોવાથી, જરા બધામાંથી બલ લાવી આને આપતી હતી.તેથી તેના બલનો

ક્ષય થયો નહિ. ભીમ આસન્ય (પ્રાણરૂપ) હોવાથી તેના બલનો ક્ષય થવાનો ન હતો.(૩૯)

એવી રીતે બંને ભીમને અધિક બલવાળો કર્યો એમ કહે છે.

**शत्रोर्जन्ममृती विद्वाञ्जीवितं च जराकृतम् ।**
**पार्थमाप्याययत्स्वेन तेजसाचिन्तयद्धरिः ॥४०॥**

शत्रोर्जरासंधस्य सिद्धफलाच्छकलभूताज्जन्म शकलयोश्चाक्षयत्वं जराकृतसंधानेनैव च जीवितं शकलयोः स्वरूपतो नाशाभावात् विश्लेषादेव **मरणं अतिबलादेव च विश्लेषः संभवतीति पार्थं स्वेन तेजसा आप्याययत् । स्वकालशक्तिं तत्र स्थापितवानित्यर्थः । कालकन्यापेक्षया कालशक्तेराधिक्यात्, ततस्तस्य वधोपायं अचिन्तयत् । यतः सतां दुःखहर्ता ॥४०॥**

*<u>શ્લોકાર્થ -૪૦ :</u> શત્રુના જન્મ તથા મરણ અને જરાએ કરેલું જીવન જાણનાર હરિએ પોતાના તેજથી પાર્થને પુષ્ટ કરતાં વિચાર કર્યો.(૪૦)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> ફાડીઆ (બે ટુકડાના) બનેલ જ શત્રુ જરાસંધનો જન્મ ફાડીઆ બનેલ સિદ્ધ ફલથી થયેલો અને ફાડીઆઓ ક્ષય વગરના હતાં અને જરાએ સાંધી દીધા તેથી તે જીવતો થયેલો ફાડીઆઓનો નાશ થાય તેમ ન હોવાથી તેને છુટા પાડતાં જ જરાસંધનું મરણ થાય અને એ માટે ઘણું બલ હોય તો જ તે ફાડીયા છુટા પડે તેથી હરિએ 'પાર્થને પોતાના તેજથી પુષ્ટ કર્યો' પોતાની કાલશક્તિ તેનામાં મૂકી એવો અર્થ છે. કારણ કે કાલની કન્યા જરા કાલશક્તિ વધારે બલવાળી છે પછી તેનો વધનો ઉપાય કર્યો. કારણ કે હરિ પોતે સત્પુરૂષોનાં દુઃખને હરનાર છે.(૪૦)

**संचिन्त्यारिवधोपायं भीमस्यामोधदर्शनः।**
**दर्शयामास विटपं पाटयन्निव संज्ञया ॥४१॥**

ततो विश्लेषमेवोपायं विनिश्चित्य भीमस्य दर्शयामास। चिन्तनमन्यथा न भवतीति ज्ञापनार्थमाह अमोधदर्शन इति। भीमस्य वा ज्ञानार्थं विशेषण

दर्शनम् । स्वयं भीमसंमुखो भूत्वा विटपं कस्यचिच्छां मध्ये विपाटयन् संज्ञया अभिज्ञानेन पाटयामास एवमयं पाटनीय इति ॥४१॥

एवं भगवत्कृपया ज्ञानक्रियाशक्तियुक्तः प्रहरतां मध्ये श्रेष्ठः मल्लयुद्धमिषेण तं भूमौ पातयामास । पूर्ववदेव यथा तस्य शङ्का नोदेति । नन्वेवं मारणमनुचितमित्याशङ्क्याह शत्रुमिति । शत्रु शातयिता यथाकथंचिद्वध्यः पादयोर्गृहीत्वा पातने विकलता च जाता ॥४२॥

ततो मारणप्रकारमाह एकं पादमिति।

<u>શ્લોકાર્થ -૪૧ :</u> *જેમનાં જ્ઞાન નિષ્ફલ નથી તેવા ભગવાને શત્રુના વધનો વિચાર કરીને ચીરતા હોય તેવી રીતે નિશાનીથી ભીમને તે જણાવ્યું.(૪૧)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> પછી ફાડીયા છુટાં પાડવાં એજ ઉપાય છે એવો નિશ્ચય કરી ભીમને તે દેખાડ્યો. ભગવાનનો નિર્ણય ખોટો હોતો નથી એ જણાવવા 'જેમનું જ્ઞાન નિષ્ફલ નથી' એવું વિશેષણ યોજેલું છે. ભીમને તે ઉપાયનું જ્ઞાન થાય તે માટે ઉપાય જોયો. ભગવાને પોતે ભીમના સામુ મુખ કરી કોઈ વૃક્ષની શાખા ચીરતાં એને આવી રીતે ચીરી નાખવો એમ નીશાની બતાવી તેને ચીરી નાખી. (૪૧)

**तद्विज्ञाय महासत्त्वो भीमः प्रहरतां वरः ।**
**गृहीत्वा पादयोः शत्रुं पातयामास भूतले ॥४२॥**

एवं भगवत्कृपया ज्ञानक्रियाक्तियुक्तः प्रहरतां मध्ये श्रेष्ठः मल्लयुद्धमिषेण तं भूमौ पातयामास । पूर्ववदेव यथा तस्य शङ्का नोदेति । नन्वेवं मारणमनुचितमित्याशङ्क्याह शत्रुमिति। शत्रुः शातयिता यथाकथंचिद्वध्यः पादयोर्गृहीत्वा पातने विकलता च जाता ॥४२॥

ततो मारणप्रकारमाह एकं पादमिति ।

<u>શ્લોકાર્થ -૪૨ :</u> *તે જાણીને ઘણા બલવાળા, પ્રહાર કરનારાઓમાં ઉત્તમ ભીમે શત્રુને બે પગથી પકડી ભૂમી ઉપર પછાડયો.(૪૨)*

ભાવાર્થ, સુબોધિનીજી : એવી રીતે ભગવાનની કૃપાથી જ્ઞાન શક્તિ અને ક્રિયા શક્તિવાળા થયેલા ભીમે મલયુદ્ધના નિમિત્તથી પહેલાંની પેઠે જ, તેને શક ન આવે, તેવી રીતે ભૂમી ઉપર પછાડયો એ પ્રમાણે હણવો યોગ્ય ન હતું એવી શંકા થાય તેથી 'શત્રુ' શબ્દ યોજેલ છે. 'શત્રુ' એટલે હણનાર હરકોઈ પ્રકારે વધ કરવા યોગ્ય જ છે. બે પગથી પકડી પછાડવામાં આવતાં તે ક્ષીણ બલવાલો થયો.(૪૨)

પછી તેને હણવાનો પ્રકાર નીચેના શ્લોકથી કહે છે.

**एकं पादं पदक्रम्य दोर्भ्यामन्यं प्रगृह्य सः ।**

**गुदतः पाटयामास शाखामिव महागजः ॥४३॥**

पादौ त्वश्लिष्टो एव अतो **गुदतः पाटयामास** । पूर्वं तस्मिन् ब्राह्मणबुद्धिर्जातेति कालशक्त्या गृहीत इति न प्रयत्न कमपि कृतवानिति ज्ञापयितुं दृष्टान्तमाह **शाखामिवेति** । अनायासे दृष्टान्तमाह शाखा-भिवेति।अनायासे दृष्टान्तो **महागज** इति ॥४३॥

ततस्तस्य वधः सर्वजनीनो जात इत्याह **एकपादेति** ।

*શ્લોકાર્થ -૪૩ : તેણે એક પગને દબાવી, બે હાથથી બીજા પગને પકડીજેમ શાખાને ચીરે તેમ ગુદાથી તેને ચીરી નાખ્યો.(૪૩)*

ભાવાર્થ, સુબોધિનીજી : પગો તો છુટા જ હોય છે. તેથી ગુદાથી ચીરી નાખ્યો. જરાસંધની બુદ્ધિ ભીમમાં બ્રાહ્મણ હોવાની થયેલી તેથી તેને કાલશક્તિએ પકડેલો હોવાથી તેને છુટવાનો કોઈ પ્રયત્ન કર્યો નહિ એમ જણાવવા 'જેમ શાખાને ચીરે' એવું દૃષ્ટાંત 'મોટો હાથી' શબ્દથી કહેલું છે.(૪૩)

પછી તેનો વધ પ્રસિદ્ધ થયો તે નીચેના શ્લોકથી કહે છે.

**एकपादोरुवृषणकटिपृष्ठस्तनांसके ।**

**एकबाह्वक्षिभ्रूकर्णे शकले ददृशुः ॥४४॥**

**एकपादः पादादिर्यस्य पादः ऊरुः वृषणः कटिः पृष्ठस्तनमंसः कं** चेत्यष्टाङ्गानि द्वन्द्वरूपाणि भिन्नानि जातानि। द्वादशाङ्गेष्वप्यपराणि चत्वार्याह **बाहुरक्षिभ्रूः कर्णश्च एको ययोः** । एतादृशे शकले सर्वा एव प्रजा ददृशुः ॥४४॥

ततो यज्जातं तदाह हाहाकार इति।

*<u>શ્લોકાર્થ -૪૪ :</u>જેમાં એક પગ, સાથળ, વૃષણ, કેઠ, પીઠ,સ્તન, ખભો,માથું અને એક હાથ, આંખ અને ભ્રમર અને કાન હતાં તેવાં બે ફાડીયાં પ્રભુએ જોયાં.(૪૪)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> એક પગ,સાથળ,વૃષણ,કેડ,પીઠ, સ્તન, ખંભો,માથું એવાં આઠ અંગો છુટાં પડેલાં, બે રૂપવાળાં થયેલાં તેવા બે ફાડીયાં જોયાં. હાથ પગ,ભ્રમર અને કર્ણ પણ એક હતાં જેમાં એમ બાર અંગોમાંથી બાકીનાં ચાર કહેલાં છે. એમ બે ફાડીયા બધી પ્રજાએ જોયાં.(૪૪)

પછી જે થયું તે નીચેના શ્લોકથી કહે છે.

**हाहाकारो महानासीन्निहते मगधेश्वरे।**
**पूजयामासतुर्भीमं परिरभ्य जयाच्युतौ ॥४५॥**

**महान् सर्वैः** कृतत्वात् बद्धानामपि यथा श्रवणं भवति। भगवान् तथा संपादितवान् मगधेश्वरमरणानन्तमेव तथा भवतीति बोधियितुं तदानन्तर्यमनूदितम् । ततोभीमात्तेजो ग्रहीतुं व्याजेनालिङ्गनं प्रशंसां च कृतवानित्याह **पूजयाभासतुर्भीममिति**। अर्जुनोऽपि भगवदंश इति द्वयोर्निरूपणम्। स्तोत्रेण स्मये जाते तेजोपगच्छतीत स्तुतिः। जयोऽर्जुनः अच्युतश्च । उभयोर्गुणस्तस्मिन्न गच्छतीति तथापदम्॥४५॥

*<u>શ્લોકાર્થ -૪૫ :</u> મગધનો રાજા હણાતાં ભારે હાહાકાર થયો. જય અને અચ્યુતે ભીમનું આલિંગન કરીને પ્રશંસા કરી.(૪૫)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> બધાએ હાહાકાર કરેલો હોવાથી કેદમાં પુરાયેલા

રાજાઓ પણ તે સાંભળે તેવો મોટો હાહાકાર થયો. મગધના રાજાના મરણ પછી જ તે પ્રમાણે થાય તે માટે તે પછી થયેલાનું કહ્યું નથી. પછી ભીમ પાસેથી તેજ પાછું લેવા ભગવાને છલથી તેનું આલિંગન અને પ્રશંસા કરી એમ કહે છે. અર્જુન પણ ભગવાનનો અંશ હોવાથી બેનાં આલિંગન અને પ્રશંસા કહેલાં છે. સ્તુતિ થતાં ગર્વ થવાથી તેજ જતું રહે એવા અભિપ્રાયથી પ્રશંસા કરી. 'જય' એટલે અર્જુન અને અચ્યુતનો ગુણ ભીમમાં રહે નહિ તે માટે તેવો શબ્દ યોજેલ છે.

**सहदेवं तत्तनयं भगवान् भूतभावनः ।**
**अभ्यषिञ्चदमेयात्मा मगधानां पतिं विभुः ।**
**मोचयामास राजन्यान् संरुद्धा मागधेन ये ।।४६।।**

ततः अराजकराज्ये स्थितिरयुक्तेति अन्यस्तस्मिन् देशे स्थापयितुमयुक्त इति अनुकूलस्तत्पुत्र इति सहदेवं तत्तनयं तत्रत्यानां भूतानामनुकम्पार्थमभ्यषिञ्चत् । यतो भगवान् सर्वसमः । ननु शत्रुं हत्वा तद्राज्यं स्वयं ग्राह्यं कथं तत्तनयाय दत्तवानित्याशङ्कायामाह अमेयात्मेति । भगवान् हितमहितं वा करोतीति न कस्यापि मेयः आत्मा यस्य । मगधनां स्वभावतोपि स पतिर्भवति तस्य विपरीतत्वेपि न काचित् क्षतिरिति ज्ञापयितुमाह विभुरिति । यदर्थमेतावत् कृतं तदाह मोचयामासेति । ननु येन निमित्तेन ते धृताः तदपगमाभावे कथं मोचनमित्याशङ्क्याह मागधेन संरुद्धा इति । मागधस्यैव मृतत्वात् हेत्वपगमः सुतरामेव जात इत्यर्थः ।।४६।।

इति श्रीभागवतसुबोधिन्यां
श्रीलक्ष्मणभट्टात्मजश्रीवल्लभदीक्षितविरचितायां
दशमस्कन्धोत्तरार्धविवरणे त्रयोविंशाध्यायविवरणम् ।।२३।।

શ્લોકાર્થ -૪૬ : પ્રાણીઓનું પાલન કરનાર, ન કળી શકાય તેવા સ્વરૂપવાળા સમર્થ ભગવાને તેના પુત્ર સહદેવને મગદના રાજા તરીકે અભિષેક

કર્યો. જે રાજાઓને મગધે કેદ કરેલા તેઓને છુટા કરાવ્યા. (૪૬)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> પછી રાજા વગરના રાજ્યમાં રહેવું યોગ્ય નહિ હોવાથી બીજાને તે દેશમાં રાજા તરીકે મૂકવો તે યોગ્ય ન હોવાથી જરાસંધના પુત્ર સહદેવને રાજા તરીકે અનુકુલ હોવાથી અભિષેક કર્યો કારણ કે શ્રીકૃષ્ણ ભગવાન, સર્વ જેમને સમાન છે તેવા હતા.

શત્રુને હણીને તેનું રાજ્ય પોતે લઇ લેવું જોઇએ તેના પુત્રને ભગવાને તે રાજ્ય કેમ આપ્યું? એવી શંકા થાય તેથી 'ન કળી શકાય એવા સ્વરૂપવાળા' વિશેષણ યોજેલું છે. ભગવાન હિત અને અહિત કરે છે એમ કોઇથી પણ ન કળી શકાય તેવું ભગવાનનું સ્વરૂપ છે મગધ દેશના રહીશોનો કુદરતી રીતે જ સહદેવ રાજા છે 'સમર્થ' વિશેષણ મૂકીને તે બતાવેલ છે. જે પ્રયોજનથી આટલું કાર્ય કર્યું તે કેદમાં પડેલા 'રાજાઓને છુટા કરાવ્યા' શબ્દોથી કહેલ છે.

"દશમ સ્કંધ ઉત્તરાર્ધ
અધ્યાય - ૨૩ મો
સાત્વિક સાધન પ્રકરણ
સંપૂર્ણ"

श्रीकृष्णाय नमः ।
श्रीगोपीजनवल्लभाय नमः ।
श्रीमदाचार्यचरणकमलेभ्यो नमः ।






श्रीमद्वल्लभाचार्यचरणप्रणिता ।
(दशम-उत्तरार्ध-सात्त्विक-साधन-प्रकरणम् ।)

## चतुर्विंशोऽध्याय : ।

चतुर्विंशे विमुक्तानां ज्ञानेनाज्ञानमोचनम् ।
विषयात्मसमृद्धिं च प्राह कृष्ण इतीर्यते ॥१॥
स्वधर्मैश्चन्न पुष्टाः स्युर्निरोधस्तर्ह्यनर्थकः ।
अतः स्वासक्तिसिद्ध्यर्थं ज्ञानराज्ये ददौ हरिः ॥२॥

## દશમ સ્કંધ ઉત્તરાર્ધ પૂર્વાર્ધ
## "સાત્વિક પ્રમેય પ્રકરણ"
## અધ્યાય ચોવીસમો

જરાસંઘે કેદામાં પુરેલા રાજાઓને છુટ્ટા કરી અને તેમની વિદાય કરી ભગવાન ઈંદ્રપ્રસ્થ પાછા પધાર્યા.

કારિકાઓ :

કારિકા-૧ : ચોવિસમા અધ્યાયમાં છોડાયેલા રાજાઓના અજ્ઞાનને જ્ઞાનથી દૂર કરવાનું અને વિષયોથી આત્માની સમૃદ્ધિ કરવાનું શ્રીકૃષ્ણે કહ્યું એમ કહેવામાં આવે છે.(૧)

કારિકા-૨ : તેઓ જો સ્વધર્મથી પુષ્ટ થયેલા ન હોય તો નિરોધ નકામો થાય તેથી પોતાની અંદર તેઓને આસક્તિ થાય તે માટે હરિએ તેમને જ્ઞાન અને રાજ્ય બંને આપ્યાં. (૨)

पूर्वाध्यान्ते निरूद्धा राजानो मोचिता इत्युक्तं तेषां मुक्तानां भक्त्याधिक्येन पूर्ववत् स्थितिर्निरूप्यते, तत्र प्रथमं निरोधस्थानान्निर्गमनमाह अयुते द्वे इति ।

श्रीशुक उवाच -

**अयुते द्वे शतान्यष्टौ लीलया युधि निर्जिताः।**
**ते निर्गता गिरिद्रोण्या मलिना मलवाससः।।१।।**
**एकविंशतिसाहस्त्रे वधस्तेषां हि संमतः।**
**ततः शतद्वयन्यूनास्तेन पूर्वं न मारिताः ।।**

एतज्ज्ञापयितुं संख्यामाह अयुते द्वे शतान्यष्टाविति । उलूखलबन्धनवदत्रापि शतद्वयन्यूनता । एतावतामेकत्र कथं स्थितिरित्यत्र हेतुमाह लीलया युधि निर्जिता

इति। गिरिद्रोण्याः सकाशान्निर्गताः मलिना असंस्कृतदेहाः । मलवाससोऽप्रक्षालितवाससः । अनेन बहिःस्थितिरधमा निरूपिता ॥१॥

**क्षुत्क्षामा; शुष्कवदनाः संरोधपरिकर्शिताः।**
**ददृशुस्ते घनश्यामं पीतकौशेयवाससम् ॥२॥**

क्षुत्क्षामाः रोगाद्यभावेऽपि भक्ष्याभावात् कृशाः। अन्तःसन्तोषाभावात् शुष्कवदनाः। इन्द्रियाणां पीडामाह संरोधपरिकर्शिता इति। परितः कर्शिताः क्लिष्टाः सर्वेन्द्रियेषु जातक्लेशाः। एवं बाह्यभ्यन्तरभेदेन परमापदमापन्नाः तत्क्षणादेव सर्व निवृत्यर्थं भगवन्तं दृष्टवन्त इत्याह ददृशुस्ते घनश्याममिति । यादृशमात्मानं भगवान् प्रदर्शितवान् द्वादशलक्षणोपेतं तादृशमनुवर्णयति घनश्यामदिभिः पदैः। मनसो हि द्वादश वृत्तयः क्लिष्टा इति सर्वक्लेशनिवृत्त्यर्थं द्वादशधर्माप्राकट्यम्। तत्र शुष्काणामाप्यायनार्थं घनवत श्याममिति । नीलमेघो ह्याप्यायकः। अनेन देहक्लेशो निवारितः। वाक्क्लेशव्यावृत्त्यर्थमाह पीतकौशेयवाससमिति । पीतं वासो हि वेदात्मकं तत्रापि स्वकर्मबद्धजीवकोशन प्रादुर्भूतम् । निवृत्तिबोधिका श्रुतिरिति यावत् ।अनेन ज्ञानसहिता वागाविर्भवतीति सूचितम् ॥२॥

ગયા અધ્યાયના અંતે જરાસંધે કેદ કરેલા રાજાઓને ભગવાને છોડાવ્યા. આ અધ્યાયમાં તે છુટેલા રાજાઓ તેમની અધિક ભક્તિને લીધે પહેલાંના જેવી સ્થિતિ થયાનું કહેવામાં આવે છે.

નીચેના શ્લોકમાં આરંભમાં તેઓ કેદખાનામાંથી બહાર નીકળ્યાનું કહે છે.

*<u>શ્લોકાર્થ -૧-૨ :</u>જરાસંધે જે વીસહજાર આઠસો રાજાઓને યુદ્ધમાં સહેલાઈથી જીત્યા હતા. તેઓ મલિન દેહવાળા, મેલા વસ્ત્રોવાળા પર્વતની ગુફામાંથી બહાર નીકળ્યા.(૧)*

*એકવીસ હજાર થાય ત્યારે તેઓનો વધ કરવાનું વિચાર્યું હતું તેથી બસો*

ઓછા હતા. તેથી હણેલા ન હતા.(૨)

<u>ભાવાર્થ, સુબોધિનીજી</u> : આ જણાવવા વીસ હજાર આઠસો શબ્દોથી સંખ્યા કહેલી છે. ખાંડણીયા સાથેના બંધન પેઠે. અહીં પણ બસો ઘટતા હતા. આટલા બધા એક જ સ્થળે કેવી રીતે રહ્યા? એવી શંકા થાય તેથી 'યુદ્ધમાં સહેલાઈથી જીત્યા હતાં' એમ કહેલું છે. સ્નાન કર્યા વગરના દેહવાળા, મેલા વસ્ત્રોવાળા તેઓ પર્વતની ગુફામાંથી બહાર નીકળ્યા. તેઓની બહારની અવસ્થિતિ કહેલી છે.(૧)

**पद्महस्तं गदाशङ्खरथाङ्गैरुपलक्षितम् ।**
**यक्ष्ये विभूतीर्भवतस्तत्संपादय नः प्रभो ॥३॥**

ततो वसनक्लेशाभावाय अपामोषधीनां च रसरूपं पद्मं हस्ते प्रदर्शनार्थं यस्य। ततो ममेत्यहंकारस्त्रिविधि इति तन्निवृत्तयर्थं गदाशङ्खरथाङ्गैः उपलक्षितं स्त्रीपुंनपुंसकहेतिप्रयोगेण त्रिविधानामपि छेदनम्। एतावन्त एव हि ममताविषयाः। उपलक्षणत्वं तु सकृदेव निराकणात् पुनः प्रयोजनभावं ज्ञापयति किरीटादिभिः पञ्चविधैरलङ्कारैः पूजितश्चक्षुक्लेशाभावाय। पञ्चविधं हि रूपमिति नीलश्वेतपीतरक्तचित्रभेदादू अन्येषामत्रैवान्तर्भावः॥३॥

**श्रीवत्साङ्कमिति।**
**श्रीवत्साङ्कं चतुर्बाहुं पद्मगर्भारुणेक्षणम् ।**
**चारुप्रसन्नवदनं स्फुरन्मकरकुण्डलम्॥४॥**

पादक्लेशाभावः ब्राह्मणपादक्लेशस्तत्रैव निवारितः। चतुर्बाहुमिति हस्तयोः क्रियाया द्विगुणीकरणात्। पद्मगर्भवदरुणे ईक्षणे यस्येति मनसः क्लेशाभावः। नासिकयोर्वा । चारु प्रसन्नं वदनं यस्येति सर्वकामनापूर्त्या कामक्लेशनिवृत्तिः स्फुरन्मकरकुण्डलमिति श्रोत्रस्य ॥४॥

<u>શ્લોકાર્થ -૩-૪ :</u> ભૂખથી દુર્બળ થયેલા, સુકાઈ ગયેલા મુખવાળા કેદમાં

રહેવાથી દુઃખી થયેલા, તેઓએ વાદળાંના જેવા શ્યામ પીળાં, રેશમી વસ્ત્રોવાળાં, શ્રીહસ્તમાં કમળવાળા, ગદા, શંખ અને ચક્રથી ઓળખાતા, મુકુટ, હાર, કડાં, કંદોરો અને બાજુબંધથી શોભતા, શ્રીવત્સના ચિન્હવાળા, ચાર ભુજાવાળા, કમળના અંદરના ભાગના જેવા લાલ નેત્રવાળા, સુંદર પ્રસન્ન મુખવાળા પ્રકાશતા મકરાકારના કુંડલોવાળા, કંઠમાં પ્રકાશતા, ઉત્તમ મણિવાળા અને વનમાલાથી શોભતા ભગવાનનાં દર્શન કર્યાં. (૩-૪)

ભાવાર્થ, સુબોધિનીજી : ભૂખથી દુર્બળ થયેલા એટલે ખોરાક ન મળવાથી સૂકાઇ ગયેલા મુખવાળા તેઓ હતા. 'કેદમાં રહેવાથી દુઃખી થયેલા વિશેષણથી બધી ઇંદ્રિયોમાં જેને દુઃખ દૂર થાય તે માટે તે ક્ષણે જ તેમને ભગવાનના દર્શન કર્યાં. 'તેઓએ વાદળના જેવા શ્યામ ભગવાનના દર્શન કર્યાં' શબ્દોથી કહેલ છે.

ભગવાનને બાર લક્ષણોવાળા પોતાનાં દર્શન કરાવ્યાં. તેવા ભગવાનનું વર્ણન 'વાદળાંનાં જેવા શ્યામ' શબ્દોથી કરે છે. મનની બાર વૃત્તિઓ દુઃખ કરાવનારી હોય છે. તે દૂઃખ દૂર કરવા ભગવાને બાર ગુણો પ્રગટ કર્યાં.

(૧) તે પૈકી સૂકાઇ ગયેલાઓની પુષ્ટિ પણ થાય તે માટે ભગવાન 'વાદળંના જેવા શ્યામ' શબ્દો કહેલ છે આથી તેઓનું દેહનું દુઃખ દૂર કર્યું.

(૨) વાણીનું દુઃખ દૂર થાય તે માટે 'પીળાં રેશમી વસ્ત્રોવાળા વિશેષણથી કહેલું છે. પીળું વસ્ત્ર વેદરૂપ છે અને તે પણ શ્રુતિ નિવૃત્તિનો દોષ દૂર કરનારી છે. તેથી જીવના કર્મબંધનના દોષને નાશ કરીને પ્રગટ થયેલ છે એમ સૂચવેલું છે. તેઓની વાણી જ્ઞાન સાથે પ્રગટ થાય છે.

(૩) પછી વસ્ત્રોનું દુઃખ ન રહે તે માટે જલ અને ઔષધિઓનાં રસરૂપ કમળ જેમનાં શ્રી હસ્તમાં હતું તેવા ભગવાન હતા.

(૪) પછી આ મારૂં છે એવો અહંકાર ત્રણ પ્રકારના હોવાથી તે દૂર થાય તે માટે ગદા, શંખ અને ચક્રથી ભગવાન ઓળખતા હતા. સ્ત્રી (ગદ) પુરૂષ(શંખ) અને નપુંસક(ચક્ર) આ ત્રણે પ્રકારના અહંકારનું છેદન કરતા હતા.



જીવોને આટલી જ મમતા થાય છે. (ઓળખતા હોવાપણું) તો એમ જણાવે છે કે એકજ વાર અંહકારનો નાશ થાય તો ફરીથી આયુધોનું પ્રયોજન રહેતું નથી.

(૫) ચક્ષુઓનું દુઃખ દૂર થાય તે માટે 'મુકુટ' વિગેરે પાંચ પ્રકારના અલંકારોથી ભગવાન શોભતા હતા. કારણ કે શ્યામ, શ્વેત, પીળો, લાલ અને રંગબેરંગી એવા ભેદથી રંગ પાંચ પ્રકારનો છે. બીજા રૂપોનો આમાં જ સમાવેશ થાય છે.

(૬) 'શ્રીવત્સ ચિન્હવાળા' વિશેષણથી તેઓને ચરણનું દુઃખ રહ્યું નહિ એમ કહેલું છે. કારણ કે ત્યાંજ બ્રાહ્મણના ચરણનું દુઃખ મટાડેલું છે.

(૭) 'ચાર ભુજાવાળા' વિશેષણથી હાથોનું દુઃખ દૂર કરેલું છે.

(૮) 'કમલના અંદરના ભાગના નેત્રોવાળા હતા' એ વિશેષણથી મનનું અથવા નસકોરાનું દુઃખ નાશ કર્યાનું કહેલું છે.

(૯) 'સુંદર પ્રસન્ન મુખવાળા' વિશેષણથી તેઓની કામના પુરી કરી તેમની કામનાનું દુઃખ દૂર કર્યું.

(૧૦) 'પ્રકાશતા મકરાકારના કુંડલોવાલા' વિશેષણથી કાનનું દુઃખ દૂર કર્યું છે.

(૧૧) 'પ્રકાશતો જે ઉત્તમ મણિ' તે કંઠમાં હતો જેમની' એ વિશેષણથી જ્ઞાન અને ક્રિયાની વચ્ચે રહેલ જીવની બહાર નીકળવાનું દુઃખ દૂર કરેલ છે.

(૧૨) 'વનમાલાથી શોભતા' વિશેષણથી ત્વચાના સ્પર્શનું દુઃખ દૂર કરેલું છે.

આવા ભગવાનના દર્શન કરીને 'હુ પહેલી' 'હું પહેલી' એવા પ્રકારથી બધી ઈંદ્રિયો, રૂપ, રસ, ગંધ અને સ્પર્શ કરવા તત્પર થઈ જાય એમ કહેતાં ભગવાન સંપૂર્ણરીતે પ્રવૃત્ત થઈ એમ નીચેના શ્લોકથી કહે છે.

**भ्राजद्वरमणिग्रीवं निवीतं वनमालया ।**
**पिबन्त इव चक्षुर्भ्यां लिहन्त इव जिह्वया ।।९।।**

भ्राजत्प्रकाशमानो यो मणिः सग्रीवायां यस्येति । ज्ञानक्रिययोर्मध्यस्थेन जीवोत्क्रमक्लेशो निवारितः। निवीतं वनमालयेति व्यापिकया कीर्त्या त्वक्स्पर्शक्लेशो निवारितः। एतादृशं भगवन्तं दृष्ट्वा सर्वेन्द्रियाण्यहमहमिकतया रूपरसगन्धस्पर्शार्थं प्रवृत्तानि इति वदन् तेषां भगवति सर्वभावप्रवृत्तिमाह पिबन्त इव चक्षुर्भ्यामिति। चक्षुषा हि रूपलावण्यामृतं पीयते, दर्शनं बहिःस्थितावेव, पानमन्तःप्रवेशनमिति विशेषः। उभाभ्यां पानं द्विहस्तभोजनवदत्यासक्तिं बालभावं वा बोधयति । रसग्रहणार्थमाह लिहन्त इव जिह्वयेति गौर्वत्समिव । तथाभूतं भगवन्तं दृष्ट्वा तेषां तथाभावो जात इत्यर्थः ।।५।।

गन्धानुभवार्थमाह जिघ्रन्त इव नासाभ्यामिति।




**जिघ्रन्त इव नासाभ्यां रम्भन्त इव बाहुभिः ।**
**प्रणेमुर्हतपाप्मानो मूर्धभिः पादयोर्नृपाः ।।६।।**

पूर्ववद्व्याख्येयम् । स्पर्शार्थमाह रम्भन्त इव बाहुभिरिति । रम्भणमालिङ्गनं परिरम्भ इति यावत् । अत्र बहुवचनं नानाविधस्पर्शग्रहणार्थमवयवगतमभिप्रेतं चतुर्भुजत्वलक्षणं सारूप्यदानं वा बोधयति । एवं लौकिकभावेन भगवन्तमात्मसात्कृत्वा ततस्तृप्ताः सन्तः क्लेशनाशे ज्ञानोदये विदितभगवदैश्वर्याः 'नमो नम इत्येतावत्सदुपशिक्षितम्' इति शास्त्रानुसारेण कर्तव्यान्तराभावात् स्नेहपूर्वकं नमस्कारं कृतवन्त इत्याह प्रणेमुरिति। प्रशब्देन स्नेहं बोधयति। नमो नम इति वीप्सया स एवाभिप्रेत इति। नन्वेतादृशी बुद्धिः कथमेतेषां संजाता, तादृशा एवेति न मन्तव्यं निरुद्धत्वादित्याशङ्क्याह हतपाप्मान इति। दर्शनेन भोगस्मरणाभ्यां च त्रिविधमपि पापं नष्टं ततः शुद्धाः सन्तः स्वस्य ज्ञानरूपमात्मानं परब्रह्मण्यक्षरे भगवच्चरणारविन्दे योजयन्त इवान्तर्याम्यवतारभेदेनोभयत्राप्यन्तर्बहिःसायुज्यार्थं पादयोः मूर्धभिरित्युक्तम्। नृपा इति विचक्षणाः। अनेनैव राज्यभोगार्थाभावः सूचितः ।।६।।

ननु क्लेशाभावार्थं कथं न नमस्कृत इत्याशङ्क्याह कृष्णसंदर्शना-ह्लदवस्तसंरोधनक्लमा इति।

શ્લોકાર્થ -૫ : જાણે કે ચક્ષુઓથી પાન કરતા હોય, જીભથી ચાટતા હોય, નાકથી સુંગધ લેતા હોય, બાહુઓથી આલિગંન કરતા હોય તેવા અને જેમના પાપ નાશ પામેલા હતા તેવા રાજાઓએ મસ્તકોથી ભગવાનનાં ચરણાવિંદોમાં પ્રણામ કર્યાં.(૫-૬)

ભાવાર્થ, સુબોધિનીજી : જાણે કે ચક્ષુઓથી પાન કરતા હોય તેવા તેઓ હતા. કારણ કે રૂપની સુંદરતારૂપ અમૃતનું પાન ચક્ષુથી થાય છે. 'દર્શન ભગવાનની બહાર સ્થિતિ હોય ત્યારે જ થાય છે' 'તેને હૃદયમાં પધારવા તે પાન છે' એવો ભેદ છે.

બે હાથે કરેલા ભોજનની પેઠે બંને ચક્ષુઓથી કહેલું પાન ઘણી 'આસક્તિ અથવા બાલકની સ્થિતિ જણાવે છે. રસની પ્રાપ્તિ માટે ગાય વાછરડાંને ચાટે તેમ જાણે કે 'જીભથી ચાટતા હોય' તેમ કહેલું છે. તેવાં ભગવાનનાં દર્શન કરીને તેઓને ભગવાન પર પ્રેમ થયો એવો અર્થ છે.(૫)

તેઓને સુંગધનો અનુભવ થયો એમ જણાવવા 'જાણે કે નાકથી સુગંધ લેતા હોય છે' એમ કહેલું છે. સ્પર્શ થયો એમ જણાવવા માટે 'જાણે કે બાહુઓથી આલિંગન ભેટવું તે. અહી બાહુઓથી એ બહુવચન થકી જુદા પ્રકારના સ્પર્શની પ્રાપ્તિ માટે સ્પર્શ ઇચ્છેલો છે. ચાર ભુજારૂપ સામીપ્યનું દાન જણાવે છે.

એવી રીતે લૌકિક ભાવથી ભગવાનને પોતાના કરીને, સંતુષ્ટ થઇ, દુઃખ દૂર થતાં જ્ઞાનનો નમસ્કાર કરવો, નમસ્કાર કરવો એવો ઉત્તમ બોધ છે.(ભાગવત્ત ૫-૩-૪) એ શાસ્ત્ર પ્રમાણે પોતાને કરવાનું બીજું કાંઈ ન રહેવાથી સ્નેહપૂર્વક ભગવાનને નમસ્કાર કર્યા એમ ઉત્તરાર્ધથી કહે છે.

'प्रणेम' માંના 'प्र' શબ્દ સ્નેહ સૂચવે છે કારણ કે નમસ્કાર કરવો એમ બે વાર કહેવાથી તે સ્નેહ જ ઇચ્છેલો છે.

આમની બુદ્ધિ આવી કેવી રીતે થઈ? કારણ કે તેઓ તો કેદમાં પડેલા હતા એવી શંકા થાય તેથી 'જેમનાં પાપ નાશ પામેલાર હતાં તેવા' એ વિશેષણથી કહેલું છે. ભગવનના દર્શનથી, ભોગથી અને ભોગના સ્મરણથી ત્રણે પ્રકારનાં પાપનો નાશ થયો. પછી શુદ્ધ થઈ, પોતાના જ્ઞાનરૂપ આત્માને પરબ્રહ્મ અક્ષરરૂપ ભગવાનના ચરણાવિંદ સાથે જોડતા હોય તેમ અંતર્યામી અને અવતારના ભેદથી બંનેમાં અંદર અને બહારથી સાયુજ્ય પ્રાપ્ત થાય તે માટે 'મસ્તકોથી ચરણાવિંદમાં' પ્રણામ કર્યા એમ કહેલું છે. તેઓ રાજાઓ હોવાથી ચતુર હતા તેથી તેમને રાજ્યના ભોગનું પ્રયોજન ન હતું.(૬)

દુઃખ દૂર થાય તે માટે ભગવાનને કેમ નમસ્કાર કર્યા નહિ? એવી શંકા થાય તેથી નીચેના શ્લોકથી કહે છે.

**कृष्णसंदर्शनाह्लदध्वस्तसंरोधनक्लमाः।**
**प्रशशंसुर्हृषीकेशं गीर्भिः प्राञ्जलयो नृपाः ॥७॥**

सदानन्दस्यान्तःप्रवेशरूपेण दर्शनेन जातानन्देन सूर्योदये तम इव **ध्वस्तः संरोधनक्लमः** ग्लानिर्येषां एवं सर्वभावेन सिद्धसमस्तपुरुषार्थाः एतादृशस्थितिदाढर्यार्थं भगवत्प्रेरणयैव भगवत्संतोषार्थं भगवत्स्त्रोत्रं कृतवन्त इत्याह **प्रशशंसुरिति** । भगवत्प्रेरिता वाक् यथासुखं तं स्तौति तेषां न कापि चिन्तेति बोधयति **हृषीकेशमिति**। **प्राञ्जलय इति** चित्तशरीरसावधानता। नीतिज्ञानार्थमाह **नृपा इति** संबोधनपक्षेऽपि तथोचितत्वं बोधयति ॥७॥

सगुणास्ते महात्मानो गुणातीतं हरिं मुदा ।
नवभिः श्लोकयामासुर्निर्गुणत्वाय सर्वशः ॥
प्रार्थना मत्सराभावो गतराज्यानुमोदनम् ।
युक्तिस्तत्र स्वदोषोक्तिः स्वभाग्यस्याभिनन्दनम् ॥
वैराग्यमुपदेशस्य प्रार्थना स्वाधिकारिता ।
क्रमान्निरूपिता ह्यर्था यतस्तान् सुष्ठुबोधयत् ॥




आदौ प्रार्थयितुं नमस्यन्ति नमस्त इति।

શ્લોકાર્થ -૭ : શ્રીકૃષ્ણના દર્શનથી થયેલા આનંદથી જેઓનું કેદખાનાનું દુઃખ નાશ પામ્યું હતું તેવા રાજાઓએ બે હાથ જોડી હૃષિકેશની વાણીથી સ્તુતિ કરી.(૭)

ભાવાર્થ, સુબોધિનીજી : સદાનંદ કૃષ્ણના અંદર પ્રવેશ કરવારૂપ દર્શનથી થયેલા આનંદથી જેમ સૂર્યનો ઉદય થતાં તેમનો નાશ થાય તેમ કેદખાનાનું દુઃખ તેઓનું નાશ પામ્યું એવી રીતે સંપૂર્ણપણે જેમના પુરૂષાર્થો સિદ્ધ થયેલા છે. તેવા રાજાઓએ આવી સ્થિતિ દઢ થાય તે માટે તેમની સ્તુતિ કરી. 'હૃષિકેશ' એ શબ્દ એમ જણાવે છે કે ભગવાને પ્રેરતી વાણી આનંદકારક રીતે તેમની સ્તુતિ કરે છે અને તે રાજાઓને કાંઇ પણ ચિંતા નથી 'બે હાથ જોડી' શબ્દથી ચિત્ત અને શરીરનું સાવધાનપણું જણાવેલું છે. તેઓને નીતિનું જ્ઞાન હતું એમ 'રાજાઓએ' શબ્દથી જણાવેલું છે.સંબોધન કહેલું છે એ યોગ્ય હોવાનું જણાવે છે.

કારિકા-૩ : તે સગુણ મહાત્માઓએ સર્વ પ્રકારે નિર્ગુણપણું પ્રાપ્ત થાય તે માટે ગુણોથી પર હરિની નવ શ્લોકથી આનંદથી સ્તુતિ કરી.

કારિકા-૪ : પ્રાર્થના, ઈર્ષ્યા ન હોવી, રાજ્યની હાનિનું અનુમોદન તે વિષયમાં યુક્તિ, પોતાના દોષનું કથન પોતાના ભાગ્યથી થયેલ દોષનું કથન, પોતાના ભાગ્યથી થયેલ આનંદ.

કારિકા-૫ : વૈરાગ્ય ઉપદેશ માટે પ્રાર્થના, પોતાનું અધિકારપણું હોવું આ વિષયો અનુક્રમે સ્તુતિમાં કહેલા છે કારણ કે ભગવાને તેઓને સારી રીતે જ્ઞાન આપેલું.

**राजान ऊचु - नमस्ते देवदेवेश प्रपन्नार्तिहराव्यय।**
**प्रपन्नान् पाहि नः कृष्ण निर्विण्णान् घोरसंसृतेः ॥८॥**

तुभ्यं नमः । प्रार्थितदानसामर्थ्यार्थमाह देवदेवेश इति। देवानामपि देवाः कालदयस्तेषामपि नियन्तेति। विद्यमानेऽपि सामर्थ्ये परदुःखप्रहाणेच्छा मृग्यत

इति तामाह **प्रपन्नार्तिहरेति**। अनुभवसिद्धश्चायमर्थः । भक्तार्थं व्यापृतावपि भगवतो न काचित् क्षतिरित्याह **अव्ययेति**। प्रपन्नानामेवार्तिं हरतीति । तस्य स्वभावमुक्त्वा स्वस्य प्रपत्तिमाहुः **प्रपन्नान् पाहि नः कृष्णेति** । रक्षणस्थानं निर्दिशन्त इवाहु **निर्विण्णान् घोरसंसृतेरिति**। घोरत्वमनुभूतमेव। जन्ममररपरंपरा संसृतिः॥६॥

एवं पालनं प्रार्थयित्वा पूर्वं भगवता कृतं मोचनं लौकिकं चेत्फलत्वेन मन्यन्ते तदा दुःखहानिवत्सुखमपि भगवान् लौकिकमेव दास्यतीति तन्निषेधार्थं दुःखदातरि मात्सर्याभावमाहुः **नैनं नाथान्वसूयाम** इति।

<u>શ્લોકાર્થ -૮ :</u> *હે દેવોના દેવ ઈશ ! હે શરણે આવેલાઓના દુઃખને હરનાર, હે વિકાર વિનાના, આપને નમસ્કાર છે. હે શ્રીકૃષ્ણ ! ઘોર સંસારથી દુઃખી થયેલા અને શરણે આવેલાનું અમારૂં પાલન કરો.(૮)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> આપને નમસ્કાર છે.આપમાં માગેલું આપવાનું સામર્થ્ય છે એ જણાવવા દેવોના દેવોના ઈશ! એવું સંબોધન કરેલું છે. દેવોના દેવ કાલ વિગેરે છે તેઓને પણ વશ રાખનાર આપ છો એવો અર્થ છે.

સામર્થ્ય હોવા છતાં પર બીજાના દુઃખોનો નાશ કરવાની ઈચ્છા જોઈએ તેથી હે શ્રીકૃષ્ણ ! 'હે શરણે આવેલાઓના દુઃખને હરનાર' એવું સંબોધનથી તે ઈચ્છા કહેલી છે. ભકતો માટે કાર્ય કરવા છતાં પણ ભગવાનને કાંઇ હાની થતી નથી એમ કાર્ય કરવા છતાં પણ ભગવાનને કાંઇ હાની થતી નથી એમ હે વિકાર વિનાના ! સંબોધનથી કહેલું છે. ભગવાન શરણે આવેલાઓના જ દુઃખ નાશ કરે છે. એવો તેમનો સ્વભાવ હોવાથી હે કૃષ્ણ ! શરણે આવેલા અમારૂં પાલન કરો! એ શબ્દોથી કહેલ છે. 'ઘોર સંસારથી દુઃખી થયેલા' એમ કહેલ છે. જન્મ અને મરણ વારાફરતી થયા કરે તે સંસાર અને તે ઘોરપણાનો અનુભવ થયેલો જ છે.(૮)

એ પ્રમાણે પાલન માટે પ્રાર્થના કહી, લૌકિક કાર્ય પુરૂં કરી લૌકિક

દુઃખનો નાશ કર્યો તેમ ભગવાન સુખ પણ લૌકિક આપે તેમ ભગવાન ન કરે તે માટે નીચેનો શ્લોક કહે છે.

**नैनं नाथान्वसूयामो मागधं मधुसूदन ।**
**अनुग्रहो यद्भवतो राज्ञां राज्यच्युतिर्विभो ॥९॥**
**यक्ष्ये विभूतीर्भवतस्तत्संपादय नः प्रभो ॥९॥**

एनं हतं पातितं जरासंधम् । ननु त्वदर्थमेवायं मारितः कथमेवमुच्यत इत्याशङ्कायामाह हे नाथेति । नाथत्वादेव कृतं न त्वस्मप्रेरणयेत्यर्थः । असूया दोषारोपेण दर्शनं निर्दुष्टानस्मान् दोषयुक्तानकरोदिति दुष्टोऽयमिति । किंच। मागधोऽयं देशदोषादस्याप्येवं बुद्धिः । तव च नायं पराक्रमः यतस्त्वं मधुसूदनः। असूयाभावे हेतुं स्पष्टयन्ति अनुग्रहो यद्भवत इति। राज्ञां राज्यच्युतिः सन्निपातिनामिव सन्निपातनिवृत्तिर्भवतोऽनुग्रहः । न ह्यनुग्रहसंपादकः असूयार्हो भवति । नन्विष्टसाधनं राज्यं तस्मिन् गते कथमिष्टं भविष्यतीत्याशङ्कायामाहुः विभो इति ॥९॥

राज्यस्यानर्थहेतुत्वमाहुः राज्यैश्वर्येति ।

*શ્લોકાર્થ -૯ : હે નાથ ! હે મધુસૂદન ! આ માગધની અમે ઈર્ષ્યા કરતા નથી કારણ કે સમર્થ રાજાઓ રાજ્ય ગુમાવે તે આપની કૃપા છે.(૯)*

ભાવાર્થ, સુબોધિનીજી : 'અઃ' એટલે મારી નાખેલો જરાસંધ. તમારા માટે જ હણ્યો ! હવે તમે આમ કેમ બોલો છો? તેથી હે નાથ ! એવું સંબોધન કરે છે. આપ નાથ હોવાથી તેને હણવાનું કાર્ય તમે કર્યું. પરંતુ અમારી પ્રેરણાથી કરેલ નથી એવો અર્થ છે.

એટલે દોષ વિનાના અમોને દોષ દીધો એટલે આ દુષ્ટ છે. આમ દોષનો આરોપ કરીને જોવું તે વળી આ મગધ હોવાથી દેશના દોષને લીધે આની પણ આવી બુદ્ધિ થઈ. વળી તેને હણવામાં આપનું પરાક્રમ નથી કારણ કે આપ મધુસુદન છો. ઈર્ષ્યા ન હોવાનું કારણ ઉત્તરાર્ધથી સ્પષ્ટ કરે છે. જેમ

સંનિપાતવાળાઓનો સંનિપાત દૂર થાય તેમ રાજાઓ રાજ્ય ગુમાવે તે આપની કૃપા છે. આપની કૃપા પ્રાપ્ત કરનારો ખચિત ઈર્ષ્યા કરવા યોગ્ય નથી. રાજય ઈચ્છેલા પદાર્થો પ્રાપ્ત કરાવનારૂં છે. તે ગુમાવવામાં આવતાં ઈચ્છેલું કેમ પ્રાપ્ત થશે? એવી શંકા થાય તેથીં હે સમર્થ' એવું સંબોધન કરેલું છે. (૯)



રાજ્ય દુ:ખનું કારણ છે એમ નીચેના શ્લોકથી કહે છે.

**राज्यैश्वर्यमदोनद्धो न श्रेयो विन्दते नृपः।**

**त्वन्मायामोहितो नित्या मन्यते संपदोऽचलाः ॥१०॥**

राज्ये यदैश्वर्यं ईश्वरोऽहं यथासुखं करिष्यामीति यो मदः तेन उन्नद्धो मत्तः यत् स्वस्य श्रेयो धर्मादिकं तन्न जानाति कदापि न प्राप्नोति वा। न च तस्य कामदशा सेति धर्मादिकं नास्त्येवेति मन्तव्यं यतो नृपः प्रजारक्षाधर्मवान्, तदपि न करोतीति तात्पर्यम्। नन्वर्थोऽपि श्रेयो भवति तत् संपादनं करोतीति कथमेवमुच्यत इत्यत आहुः त्वन्मायामोहित इति। सत्यं सपदः श्रेयो भवति परं समूलाश्चेत् तासां मूलं धर्मादिः तदभावे अमूलाः सत्यः क्षणान्निवर्तन्ते एतादृशीः संपदः भगवन्मायामोहितः नित्या एव मन्यते अचलाश्च। अल्पनाशश्चलनं सर्वनाशोऽनित्यता तस्मान्मोहजनकत्वात् निर्मूलाः संपदः न समीचीनाः॥१०॥

किंच। संपदां सर्वथा दुष्टत्वं नास्ति किंतु निर्मूलानामेवेति निरूप्य सर्वथा दुष्टत्वं दृष्टान्तेनाहुः मृगतृष्णामिति।

*શ્લોકાર્થ -૧૦ : રાજ્યની સત્તાના મદથી છકી ગયેલા રાજા કલ્યાણ પ્રાપ્ત કરતો નથી. આપની માયાથી મોહ પામેલો તે સપત્તિને નિત્ય અને અચલ માને છે.(૧૦)*

ભાવાર્થ, સુબોધિનીજી : રાજ્યની જે સત્તાનો હું ઈશ્વર છું.મને આનંદ થશે તેમ કરીશ એવો મદ રહેલો છે. તેનાથી છકી ગયેલો રાજા પોતાનું કલ્યાણ

જાણતો નથી તેથી કોઈપણ સમયે પ્રાપ્ત કરતો નથી. વળી એમ ન માનવું કે તે તેની ઈચ્છેલી દશા હોવાથી ધર્મ વિગેરે તેને હોતો નથી. કારણ કે તે રાજા હોઈ પ્રજાનું રક્ષણ કરનારો છે. તાત્પર્ય એવું છે કે પ્રજાનું રક્ષણ પણ કરતો નથી. સંપત્તિ પણ કલ્યાણ છે અને રાજા તે પ્રાપ્ત કરે છે તેથી એમ કહો છો? એવી શંકા થાય તેથી ઉત્તરાર્ધ યોજેલો છે. સંપત્તિ એ કલ્યાણ છે ખરૂં પણ મૂલવાળી હોય તો ધર્મ વિગેરે તેનું મૂલ છે. તે ન હોય ત્યારે સંપત્તિ મૂલ વિનાની હોઈ ક્ષણમાં જતી રહે છે. ભગવાનની માયાથી મોહ પામેલો રાજા આવી સંપત્તિને નિત્ય જ અને અચલ માને છે. ચાલવું એટલે થોડો નાશ થવો. અનિત્યપણું એટલે સર્વનો નાશ થવો. તેથી મૂલ વિનાના સંપત્તિ મોહ ઉત્પન્ન કરનારી હોવાથી સારી નથી. (૧૦)

વળી સંપત્તિ સર્વ પ્રકારે દુષ્ટ નથી પણ મૂલવિનાની જ દુષ્ટ છે એમ કહીને નીચેના શ્લોકથી દુષ્ટ હોવાનું દૃષ્ટાંતથી કહે છે.

**मृगतृष्णां यथा बाला मन्यन्त उदकाशयम्।**
**एवं वैकारिकीं मायामयुक्ता वस्तु चक्षते ॥११॥**

दृष्टिमात्रेण संपदात्वं वस्तुतस्त्वर्थशून्यत्वादापदात्वमेव यथा मरुमरीचिकायां जलबुद्धिः। प्रत्युत ग्रीष्मे धावनं कारयन्ती अनर्थहेतुरेव। तथापि बाला विवेकशून्याः युक्त्या बाधितजलदेशेपि तां जलाशयमेव मन्यन्ते एवमयुक्तास्त्वच्चरणारविन्दयोगरहिताः वैकारिकीं नानाविकारूपां बाधितार्थामपि मायां वस्तु चक्षते। न ह्यात्मनि विकल्पो नानाविधत्वं वा भवति तथापि विकारजातं वस्तुत्वेन मन्यमानः मायामोहित एव भवति॥११॥

ननु भ्रान्तानामेव संपदोनर्थहेतवः न युष्माकमित्याशङ्कयामाहुः वयं पुरेति।

<u>શ્લોકાર્થ -૧૧ :</u> *જેમ બાલકો ઝાંઝવાના જળને જલાશય માને છે. તેમ આપના સંબંધ વિનાના વિકારવાળી માયાને વસ્તુ તરીકે જુએ છે.(૧૧)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> સંપત્તિ દેખાવમાં છે. વાસ્તવિકરીતે તો

ઉપયોગ વિનાની હોવાથી જેમ ઝાંઝવાના જળમાં જલ હોવાથી માન્યતા સુખરૂપ નથી. છતાંપણ સારૂં અગર નઠારૂં પારખવાની શક્તિવિનાના બાળકો તર્કથી જલ ન હોય એમ જણાય એવા પ્રદેશમાં તે ઝાંઝવાના જલને જલાશય માને છે. તેવી રીતે આપના ચરણાવિંદના સંબંધ વસ્તુ જાણે છે. કારણ કે આત્મામાં સંદેહ અથવા જુદા જુદા પ્રકારના હોવાનું હોતો નથી. છતાં પણ વિકારથી ઉત્પન્ન થયેલા પદાર્થને સત્ય વસ્તુ તરીકે માનીને માયાથી મોહ પામેલો હોય છે.(૧૧)

મૂર્ખાઓને જ સંપત્તિ દુઃખરૂપ થાય છે. તમને નહિ એવી શંકા થાય તેથી નીચનો શ્લોક કહે છે.

**वयं पुरा श्रीमदनष्यबुद्धयो।**
**जिगीयास्या इतरेतरस्पृधः।**
**ध्रन्तः प्रजाः स्वा अतिनिधृणाः प्रभो**
**मृत्युं पुरस्त्वावगणस्य दुर्मदाः ॥१२॥**



श्रीमदेन नष्टा बुद्धिर्येषां वयं तु सुतरामेव पुरैव नष्टाः । यतः अस्याः पृथिव्याः जिगीषया इतरेतस्पृधो जाताः। स्पर्धा ह्यात्मनो मुख्यो नाशहेतुः। न केवलं समानशीलेषु स्पर्धैव दोषः किंतु तदीयाः प्रजाः अतिनिर्धृणाः सन्तःध्रन्तो जाताः। स्वा अपि प्रजा वृथादण्डादिभिः। प्रभो इति संबोधनं तेषामप्रभुत्वं सूचयति। ननु राज्यदानसमय एव भगवता राज्यस्थिताः सर्व एव तेभ्यो दत्ता इति स्वकीया यथासुखं कुर्वन्तु को दोष इति चेत् तत्राहुः त्वां मृत्युं पुरः स्थितमवगणय्येति। स हि मृत्युर्भगवान् किमयं करिष्यतीत्यग्रे निलीय तिष्ठति अन्यथाकृते मारयिष्यतीति ज्ञात्वापि तमवगणम्य स्थिताः। एवं मतिविभ्रमे हेतुः दुर्मदा इति॥१२॥

तर्हि भगवान् किमुपेक्षां कृतवान् मारितवान् वेत्याशङ्कायामाहुः त एवेति।

શ્લોકાર્થ -૧૨ : *હે પ્રભો ! લક્ષ્મીના મદથી વિનાશ પામેલ બુદ્ધિવાળા*

છાટકા થયેલા અમે પહેલાં આ પૃથ્વીને જીતવાની ઈચ્છાથી એકબીજાની સ્પર્ધા કરતાં, ઘણા ક્રુર થઈ પોતાની પ્રજાને હણતાં આગળ મૃત્યુરૂપ આપની અવગણના કરી રહેતા હતા.(૧૨)

ભાવાર્થ, સુબોધિનીજી : લક્ષ્મીના મદથી વિનાશ પામેલી હતી બુદ્ધિ જેઓની તેવાનો અમારે તો સારી રીતે નાશ થયો હતો કારણ કે આ પૃથ્વીને જીતવાની ઈચ્છાથી અમે એકબીજાની સ્પર્ધા કરતાં હતાં. પોતાના નાશનું મુખ્ય કારણ સ્પર્ધા છે.સમાન સ્વભાવવાળાઓ પ્રતિ માત્ર સ્પર્ધા એ જ અમારો દોષ ન હતો પરંતુ અમે પણ ઘણા ક્રૂર થઈને પોતાની પ્રજાને હણતા હતા અને પ્રજાને પીડતા હતા. હે પ્રભો ! એ સંબોધન એમ સૂચવે છે કે રાજાઓ પ્રભુ ન હતા.

ભગવાને રાજ્ય આપ્યું તે સમયે જ રાજ્યમાં રહેલી બધી પ્રજા તેઓને આપી. તેથી પોતાની પ્રજા સાથે તેઓ પોતાની ઈચ્છા મુજબ વર્તન કરે તેમાં શું દોષ? એવી શંકા થાય તેથી 'આગળ રહેલ મૃત્યુરૂપ આપની અવગણના કરી' શબ્દો યાજેલ છે. મૃત્યુરૂપ ભગવાન આ શું કરે છે? એમ જોવા તેની આગળ છુપાઈને રહે છે. આને ખોટું કરશે તો હણશે એમ જાણવા છતાં પણ તેમની અવગણના કરી રહેતા હતા. 'છાકટા થયેલા' એ વિશેષણથી કહેલું છે.(૧૨)

ત્યારે ભગવાને તમારી તરફ બેદરકારી કરી કે સજા કરી? એવી શંકા થાય. તેથી નીચેના શ્લોકથી કહે છે.

त एव कृष्णाद्य गभीररंहसा
दुरन्तवीर्येण विचालिताः श्रियः।
कालेन तन्वा भवतोऽनुकम्पया
विनष्टदर्पाश्चरणौ स्मराम ते ॥१३॥

कृष्णेति स्नेहात् संवादेन जातधार्ष्ट्यानां संबोधनम् । अद्येति नैतत्परोक्षम् । किं जातमित्याकाङ्क्षायामाह गभीररंहसा गभीररयेण कालेन

श्रियः सकाशाद्विचालिताः। कालस्य सामर्थ्ये तत्र द्वेषाभावे च हेतुः भवतस्तन्वेति। कालं वञ्चयितुं देशान्तरगमनं वारयति गभीररंहसेति। प्रतीकारं वारयति दुरन्तवीर्येणेति। ननु मम तन्वेति कथं निश्चितं तत्राहुः यतो राज्यभ्रंशानन्तरं भवतोऽनुकम्पया विनष्टदर्पाः। गतदोषाः सन्तः चरणौ स्मराम ते। महान्तं गुणं प्राप्ताः यदि भगवानेव तथा न कुर्यात्तदा राज्यभ्रंशे सुतरामेव सद्बुद्धिर्न स्यात् भगवांस्त्वतिकृपालुः अनर्थात्त्याजयित्वा परमार्थे योजितवानिति कार्यानुरोधात् कालस्य तव शरीरत्व-मध्यवसीयते॥१३॥

ननु दोषसहितानामेव राज्यमनर्थहेतुः यथा ज्वरसहितामन्नम्। अतः सांप्रतं दोषस्य निवृत्तत्वात् राज्यं गृह्णन्त्वित्याशङ्कयामाहुः अथो न राज्यं मृगतृष्णिरूपितमिति।

<u>શ્લોકાર્થ -૧૩ :</u> *હે શ્રીકૃષ્ણ ! ગંભીર વેગવાળા, અત્યંત પરાક્રમવાળા આપની મૂર્તિરૂપ કાલે લક્ષ્મીથી ભ્રષ્ટ થયેલા તે જ અમે આજે આપની કૃપાથી મદ વિનાના થઈ આપના ચરણોનું સ્મરણ કરીએ છીએ.(૧૩)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> હે શ્રીકૃષ્ણ ! એ સ્નેહથી કહેલું સંબોધન છે. 'આજે' શબ્દથી આ છુપી વાત નથી. શું થયું? એમ જાણવાની ઈચ્છા થાય તેથી 'ગંભીરવેગવાળા કાલે લક્ષ્મીથી ભ્રષ્ટ કરેલા' શબ્દો યોજેલા છે. કાલનું સામર્થ્ય હોવાનું કારણ આપની 'મૂર્તિરૂપ' શબ્દોથી કહેલું છે. 'ગંભીર વેગવાળા' વિશેષણથી કહેલું છે કે કાલને ઠગીને બીજા દેશમાં જતું રહેવાય તેમ ન હતું. 'અત્યન્ત પરાક્રમવાળા' વિશેષણથી તેનું વેર વાળી શકાય એમ નથી.

કાલ મારી મૂર્તિરૂપ છે એવો નિર્ણય કેવી રીતે કર્યો? એવી શંકા થાય તેથી કહે છે કે રાજ્ય ગુમાવ્યા પછી આપની કૃપાની મદ વિનાના એટલે દોષ વિનાના, આપના ચરણોનું સ્મરણ કરીએ છીએ. અમને રાજ્ય વિનાના કર્યા ન હોત તો અમારી ઉત્તમ બુદ્ધિ ન થાત. ભગવાન તો બહુ કૃપાલું હોઈ

તેમાણે અનિષ્ટ રાજ્યનો ત્યાગ કરાવી અમોને ઉત્તમ કાર્યમાં યોજ્યા તેથી કાલ આપની મૂર્તિ છે એમ નિર્ણય કર્યો.(૧૩)

જેમ તાવવાળાને અન્ન? અતી દુ:ખનું કારણ થાય છે. તેમ દોષવાળાઓને રાજ્ય દુ:ખનું કારણ થાય છે. તેથી હમણાં દોષ દૂર થયેલો હોવાથી રાજ્ય ગ્રહણ કરો. એવી શંકા થાય તેથી નીચેનો શ્લોક કહે છે.

**अथो न राज्यं मृगतृष्णिरूपितं**
**देहेन शश्वत्पतता रुजां भुवा ।**
**उपासितव्यं स्पृहयामहे विभो**
**क्रियाफलं प्रेत्य च कर्णरोचकम् ॥१४॥**

अनेन इहामुत्र दोषप्रदर्शनपूर्वकं वैराग्यं निरूप्यते । **अथो** दोषगमनान्तरं **राज्यं न स्पृहयामहे** । राज्यस्य स्वरूपतो दोषमाह **मृगतृष्णिरूपितमिति** । अर्थशून्यमिति यावत् । अस्य करणं त्वतिदुष्टमित्याह **देहनोपासितव्यमिति** । न हि राज्यमात्मना सेव्यं किंतु देहेनैव देहस्तु विद्यमानदशायाम् । अग्रे च दुष्टमिति दोषद्वयमाह **शश्वत्पतता** सर्वदा मृत्युग्रस्तेन **रुजां भुवा** रोगोत्पत्तिस्थानेन अतः स्वतः परिकरतश्च दुष्टत्वात् वयं न स्पृहयामहे । एवमैहिकफले दोष उक्तः । पारलौकिकेप्याह **क्रियाफलं च प्रेत्य** न स्पृहयामह इति । क्रिया यागादिस्तस्य फलं स्वर्गादिः तदपि प्रेत्यैव मृत्वैव प्राप्तव्यं लोका जातिभ्रंशप्राप्यमपि न मन्यते कथं मृत्युप्राप्यं मन्यते । तत्रापि कर्णमात्ररोचकं दूरात् समीचीनमिति श्रूयते न तु समीचीनं स्पर्धासूयाभयादीनां तत्रैवाधिक्यात् ॥१४॥

एवमैहिकामुष्मिकफलवैराग्यं निरूप्य ज्ञानोपदेश स्वयमधिकारी इति ज्ञापयित्वा प्रार्थयन्ते तन्नः समादिशोपायमिति ।

શ્લોકાર્થ -૧૪ : હે સમર્થ ! નિરંતર મૃત્યુએ ગળેલા, રોગોના સ્થાનરૂપ, દેહથી ભોગવી શકાય તેવા ઝાંઝવાનાં જળ જેવા રાજ્યની અને કર્ણને

*આનંદકારક પણ મરણ પછી પ્રાપ્ત થાય તેવા કર્મના ફલની હવે અમે ઈચ્છા રાખતા નથી. (૧૪)*

ભાવાર્થ, સુબોધિનીજી : તેથી આ લોક અને પરલોકના દોષ દર્શાવીને વૈરાગ્ય જણાવવામાં આવે છે. દોષ દૂર થયા પછી હવે અમે રાજ્યની ઈચ્છા રાખતા નથી. 'ઝાંઝવાના જળ જેવા' વિશેષણથી રાજ્યના દોષો કહેલા છે. તે લોભ વિનાના છે એવો અર્થ છે. આ રાજ્ય ભોગવવાનું સાધન તો બહુ જ દુષ્ટ છે. તેમ 'દેહથી ભોગવી શકાય તેવા' વિશેષણથી કહે છે. રાજ્ય આત્માથી ભોગવી શકાય એમ નથી પરંતુ દેહથી જ તે ભોગવી શકાય છે. દેહ તો હાલની સ્થિતિમાં અને ભવિષ્યમાં દોષવાળો છે. તેના બે દોષો (૧) નિરંતર મૃત્યુએ ગળેલા અને (૨) રોગોના ઉત્પત્તિના સ્થાનરૂપ એમ બે વિશેષણો કહેલાં છે.

તેથી દેહ પોતાથી અને અનુચરોથી દોષોવાળો હોવાથી અમે તેનાથી ભોગવાય એવા રાજ્યની ઈચ્છા રાખતા નથી એવી રીતે આ લોકના ફલનો દોષ કહ્યો.

'મરણ પછી પ્રાપ્ત થાય તેવા કર્મના ફલની ઈચ્છા અમો રાખતા નથી.' શબ્દોથી પરલોકના ફલનો પણ દોષ કહ્યો છે. યજ્ઞ વિગેરેનું ફલ સ્વર્ગ છે. તે પણ મરણ પછી જ પ્રાપ્ત થાય એમ છે. નાત બહાર થવાથી પ્રાપ્ત થાય તેવું હોય તેની પણ લોકો દરકાર કરતા નથી. તો પછી મરણથી પ્રાપ્ત થાય તેવું હોય તેની ડાહ્યા માણસ કેમ દરકાર કરે? તે માત્ર કર્ણને જ આનંદ આપનારૂં હોઈ દૂર થી જ સારૂં હોવાનું સંભળાય છે પરંતુ સ્વર્ગમાં જ સ્પર્ધા, ઈર્ષ્યા ભય વિગેરે ઘણા હોવાથી સારૂં નથી.

એવી રીતે આ લોકમાં અને પરલોકનાં ફલ વૈરાગ્ય હોવાનું કહીને, પોતે જ્ઞાનના ઉપદેશ માટે અધિકારી છે એમ જણાવીને નીચેના શ્લોકમાં પ્રાર્થના કરે છે. (૧૪)

**तन्नः समादिशोपायं येन ते चरणाब्जयोः ।**

**गतिर्यथा न विरमेदपि संसरतामिह ॥१५॥**



चरणस्मरणेनैवैतावदूरे समागतमिति निरन्तरस्मरणहेतुमेव प्रार्थयन्ते, उपायश्चेत् ज्ञायते तदैव साध्यं स्वाधीनं भवत्यतो यथा येनोपायेन ते चरणाब्जविषयिका मतिर्न विरमेत्। स्वतो मतिस्थापनमशक्यमिति वक्तुं तद्विघातकं निर्दिशति अपि संसारतामिह इति। संसृतिरेव जननमरणरूपा भगवच्चरणस्मरणविस्मारिका । तर्हि तदभाव एव प्रार्थनीयः स्यात् कथं स्मरणोपायप्रार्थना तत्राहुः अपीति। संसरणं त्वमीष्टं भगवदीयमार्गोपयोगित्वादिति भावः॥१५॥

एवं प्रार्थयित्वा भगवतः षड्गुणस्थापकानि नामान्यनूद्य नमस्यन्ति कृष्णायेति।

*<u>શ્લોકાર્થ -૧૫ :</u> આ લોકમાં જન્મ મરણ થતાં હોવા છતાં પણ જે કરવાથી અમારી બુદ્ધિ આપના ચરણકમળથી અટકે નહિ તે ઉપાયનો અમને ઉપદેશ કરો.(૧૫)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> ભગવાનના ચરણના સ્મરણથી જ આટલે દૂર આવ્યા તેથી સ્મરણના ઉપાયની જ પ્રાર્થના કરે છે. જો ઉપાય જાણવામાં આવે તો જે પ્રાપ્ત કરવાનું છે તે પોતાના ઉપયોગમાં આવે તેથી જે ઉપાયથી આપના ચરણકમળના સંબંધવાળા અમારી બુદ્ધિ અટકે નહિ તેવા ઉપદેશ કરો. પોતાની બુદ્ધિને ભગવાનના ચરણમાં રાખવાનું અશક્ય છે એમ કહેવા 'જન્મ મરણ થતાં હોવા છતાં' શબ્દોથી તેનો વિનાશ જણાવે છે. જન્મ મરણરૂપ સંસાર જ ભગવાનના ચરણના સ્મરણને વિસરાવનારો છે. ત્યારે તે સંસાર ન રહે તેવી પ્રાર્થના કરવી જોઈએ. સ્મરણના ઉપાયની પ્રાર્થના કરવી જોઈએ.સ્મરણના ઉપાયની પ્રાર્થના શા માટે કરો છો? એવી શંકા થાય તેથી તત્ વિઘાતવું પણ શબ્દ યોજેલો છે. સંસાર તો ભગવાનના માર્ગમાં ઉપયોગી હોવાથી પ્રાર્થના કરવા યોગ્ય જ છે એવો ભાવ છે.

એવી રીતે પ્રાર્થના કરીને નીચેના શ્લોકથી નમસ્કાર કરે છે.(૧૫)

**कृष्णाय वासुदेवाय हरये परमात्मने ।**
**प्रणतक्लेशनाशाय गोविन्दाय नमो नमः ॥१६॥**

सदात्मकत्वात्कालरूपत्वद्वा वैराग्यहेतुः। **वासुदेवो** ज्ञानहेतुः, शुद्धसत्त्वं **वसुदेव** इति। **हरिः** श्रीहेतुः बाह्यं दुःखं श्रियैव गच्छतीति। **परमात्मा** यशोहेतुः, सर्वोत्कर्ष एव यशः कारणम्। **प्रणतानां** क्लेशनाशो हेतुः वीर्यकार्यम्, गोविन्द इन्द्रत्वादीश्वरः, आदरे वीप्सा । आदरेण नमनं सर्वकार्यसाधकमिति सूचितम् ।।१६।।

ततो यज्जातं तदाह **संस्तूयमानो भगवानिति।**

*श्लोकार्थ -१६ : श्रीकृष्ण, वसुदेव, हरि, परमात्मा, गोविंद प्रणाम करनाराओनां दुःखोनो नाश करनाराने नमस्कार हो. (१६)*

भावार्थ, सुबोधिनीजी : श्रीकृष्ण सदानंदरूप होवाथी अथवा कालरूप होवाथी वैराग्यना कारणरूप छे. वसुदेव शुद्ध सत्वरूप होवाथी वासुदेव ज्ञानना कारणरूप छे.बहारनुं दुःख श्रीलक्ष्मीथी दूर थाय छे. दुःख हरनार होई 'हरि' श्री ना कारणरूप छे. 'परमात्मा' यशनुं कारणरूप छे. वीर्यनुं कार्य प्रणाम करनाराओनां 'दुःखोनो नाश' वीर्यना कारणरूप छे. 'गोविंद' ईंद्र होवाथी ईश्वर ऐश्वर्यवाळा छे. प्रेम दर्शाववां नमस्कार बे वार करेला छे. तेथी एम सूचवे छे के 'प्रेमथी करेला नमस्कार' सर्व कार्यो सफल करावनार छे.

पछी जे थयुं ते नीचेना श्लोकथी कहे छे.



**श्रीशुक उवाच-**

**संस्तूयमानो भगवान् राजभिर्मुक्तबन्धनैः।**
**तानाह करुणस्तात शरण्यः श्लक्ष्णया गिरा ।।१७।।**

महान् स्तुतिप्रियो भवत्येव । अत उक्तं **भगवानिति** । महद्भिः स्तुतस्तुष्यतीति ज्ञापयितुं **राजभिरिति**। मोचनेन गतार्थतां वारयति **मुक्तबन्धनैरिति** सकृत्प्राप्तफलैर्वा। धाष्टर्ये क्रोधमकृत्वा वरदाने हेतुः **करुण** इति। **ताते**ति परीक्षित्संबोधनमप्रतारणाय। **शरण्य** इति स तस्य सहजो धर्म

इति। श्लक्ष्णा वाणी श्रवणमात्रेण सुखदात्रीति। शब्दोऽपि पञ्चमो विषयो निरूपितः॥१७॥

जिज्ञासार्ती तदधिकारे द्वयमस्तीति वै हरिः।
सात्त्विकेभ्यो मुख्यशास्त्रं सगुणं प्राह योग्यतः
स्वकीयान् षड्गुणान्प्राह षड्भिः सर्वत्र दुर्लभान्।
भक्तिदानं बुद्धिशंसा राज्यदोषः कृपाकृतिः॥
ऋणत्रयं निराकृत्य तत्र चिन्ता विरागता।
एवं धर्मैर्हरिप्राप्तिरिति वाक्यार्थसङ्ग्रहः॥

जरासंधवधेन तेषांशरीरणि मोचयित्वा स्तुत्या तुष्ट आत्मनो मोचयति अद्यप्रभुतीति षड्भिः।

શ્લોકાર્થ -૧૭ : હે તાત! બંધનથી મુક્ત થયેલાં, રાજાઓથી સ્તુતિ કરાતા, કૃપાલુ અને શરણ જવા યોગ્ય ભગવાને સુખ આપનારી વાણીથી તેઓને નીચે પ્રમાણે કહ્યું.(૧૭)

ભાવાર્થ, સુબોધિનીજી : મોટા પુરૂષ જેમને સ્તુતિ પ્રિય હોય તેવા હોય જ છે. તેથી 'ભગવાન' એમ કહેલ છે. મોટાઓ સ્તુતિ કરે ત્યારે પ્રસન્ન થાય છે. તેથી 'રાજાઓથી સ્તુતિ કરાતા' શબ્દો યોજેલા છે. એકવાર ફલ પ્રાપ્ત કરનારાઓએ સ્તુતિ કરી એમ 'બંધનથી મુક્ત થયેલાં' વિશેષણથી કહેલ છે. 'કૃપાલુ' શબ્દથી ઉદ્ધતાઇ થતાં ક્રોધ કર્યા વગર વરદાન આપવાનું કારણ 'કૃપાલુ' શબ્દથી કહેલ છે. હે તાત! પરિક્ષિતને ઠગતા નથી એમ જણાવવા યોજેલ છે.'શરણ કરવા જવા યોગ્ય' એ ભગવાનનો કુદરતી ગુણ છે. એવો અર્થ છે. શ્રવણ થતાં સુખ આપનારી વાણીથી કહ્યું. (૧૭)

કારીકા-૬: તે મુખ્ય શાસ્ત્રના અધિકારના સંબંધમાં રાજાઓને તે જાણવાની ઈચ્છા અને ઉત્કંઠા બે જ હતાં. તેથી હરિએ સાત્વિક રાજાઓને યોગ્ય હોવાથી ગુણવાળું મુખ્ય શાસ્ત્ર કહ્યું.(૬)

કારીકા-૭-૮ : ભગવાને છ શ્લોકથી સર્વ સ્થળે પ્રાપ્ત ન થાય તેવા

પોતાના છ ગુણો કહ્યા. ભક્તિનું દાન (૧૮), રાજાઓની બુદ્ધિની પ્રશંસા (૧૯), રાજ્યમાં રહેલ દોષ (૨૦), કૃપાથી દર્શાવેલ કર્તવ્ય (૨૧), ત્રણ ત્રણ ભરી તેમનું ભગવાનનું ચિંતન (૨૨), વૈરાગ્ય (૨૩) એવા ગુણોથી ભગવાનની પ્રાપ્તિ થશે એવો ભગવાનના વાક્યનો ભાવાર્થ છે. (૭-૮)

જરાસંધને હણીને તેઓના દેહોને મુક્ત ઠરાવીને સ્તુતિથી પ્રસન્ન થઈ નીચેના શ્લોકથી આરંભી છ શ્લોકથી ભગવાન તેઓના આત્માઓને મુક્ત કરાવે છે.



**श्रीभगवानवाच -**

**अद्यप्रभृति वो भूपा मय्यातमन्यखिलेश्वरे।**
**सुदृढा जायतां भक्तिर्बाढमाशंसितं तथा ॥१८॥**

आदौ तैर्यत्प्रार्थितं स्मृतिविच्छेदो मा भवत्विति तन्नोत्तरमाह अद्यप्रभृति वो युष्माकं मयि सुदृढा भक्तिर्जायतामिति। अत्यन्तस्नेह एव नित्यं स्मरणमिति सिद्धान्तः प्रयोजनसाधकत्वं त्वौपाधिकं संस्मरणहेतुः, संस्मरणहेतुः, तदप्याह मयि आत्मनि अखिलेश्वर इति। अन्तर्बहिरावश्यक-सेव्य इति। भूपा इति संबोधनं तारातम्यज्ञानार्थम्। बाढं यथेष्ट इदं यथावदाशंसितमेव दत्तं न त्वपूर्वम् ॥१८॥

तर्हि आशंसायां दोषो भविष्यतीत्याशङ्क्य साध्वाशंसितमित्याह दिष्ट्या व्यवसितं भूपा इति।

<u>શ્લોકાર્થ -૧૮</u> : *હે રાજાઓ ! સર્વના ઈશ્વર અને આત્મારૂપ મારામાં આજથી તમારી ઘણી દઢ ભક્તિ થાઓ. તમે તે સારી રીતે ઈચ્છેલું છે. (૧૮)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી</u> : 'અમારું સ્મરણ અટકે નહિ' એમ જે પ્રાર્થના તેઓએ કરેલી તેનો આરંભમાં ઉત્તર આપે છે કે 'આજથી તમારી મારામાં ઘણી દઢ ભક્તિ થાઓ' આમાં સિદ્ધાંત એ છે કે 'ઘણો સ્નેહ હોય ત્યારે જ સદા સ્મરણ થાય છે.' પ્રયોજન સિદ્ધ કરાવનાર હોવાપણું તો સ્મરણનું ઉપાધિવાળું કારણ છે.તે પણ 'સર્વના ઈશ્વર અને આત્મારૂપ મારામાં'

શબ્દોથી કહે છે. અંદરથી અને બહારથી ભગવાન જરૂર સેવા કરવા યોગ્ય છે એવો અર્થ છે. તેઓને ભેદનું જ્ઞાન થાય તે માટે હે રાજાઓ ! એવું સંબોધન કરેલું છે. જેમ ઈચ્છેલું તેજ આપેલું છે પરંતુ કંઈ પણ નવીન આપેલ નથી.(૧૮)

ત્યારે ઈચ્છા કરવામાં દોષ હશે એવી શંકા થાય તેથી 'સારી ઈચ્છા કરી' એમ નીચેના શ્લોકથી કહે છે.

**दिष्टया व्यवसितं भूपा भवन्त ऋतभाषिणः ।**
**श्रियैश्वर्यमदोन्नाहं पश्य उन्मादकं नृणाम् ।।१९।।**

एतादृशो व्यवसायो न साधारणानां भवति। निरन्तरस्मरणोपायप्रार्थनाविषयः। किंच । भवन्त ऋतभाषिणः राज्यस्थानर्थहेतुत्वभाषणं भवतामन्तःकरणपूर्वकं सत्यमेव यतः अहमपि **श्रियैश्वर्यमदोन्नाहं** नृणामुन्मादकमेव पश्ये। श्रीसहितं यदैश्वर्यं तेन यो मदोन्नाहः मदबन्धनं सर्वदा मदस्थितिः तत् नृणामुन्मादकं भ्रान्ति जनयतीत्यर्थः । अत्र प्रमाणमहं पश्य इति।।१९।।

अत एव वहवो मया तस्मान्मदात्त्याजिता इत्याह **हैहय** इति।

<u>શ્લોકાર્થ -૧૯:</u> *હે રાજાઓ ! તમોએ સદ્‌ભાગ્યે સારો નિશ્ચય કર્યો છે. તમે સત્યવાદી છો. લક્ષ્મી સાથેની સત્તાથી મદનું બંધન મનુષ્યોને ગાંડા કરનારૂં હું જોઉં છું.(૧૯)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> અટકયા વગરનું સ્મરણ થવાના ઉપાયની પ્રાર્થના સંબંધિ એવો નિશ્ચય સાધારણ ઉપાયની પ્રાર્થના સંબંધિ એવો નિશ્ચય સાધારણ પુરૂષોને થતો નથી. વળી તેમો સત્યવાદી છો. રાજય દુઃખનું કારણ હોવાનું વચન તમે અન્તઃકરણપૂર્વક વિચારેલું છે. તે સત્ય જ છે. કારણ કે હું પણ લક્ષ્મી સાથેની સત્તાથી થતા સાથેની જે સત્તા, તેનાથી જે મદનું બંધન, સદા મદવાળા સ્થિતિ થાય છે. તે મનુષ્યોને ગાંડા કરનારી એટલે ભ્રાંતિ ઉત્પન્ન કરનારી છે. આનું પ્રમાણ 'હું જોઉં છું'' એ શબ્દોથી કહેલું છે.

તેથી જ મેં ઘણાને તે મદનો ત્યાગ કરાવેલો છે તે કહે છે.(૧૯)

**हैहयो नहुषो वेनो रावणो नरकोऽपरे ।**
**श्रीमदाद्भ्रंशिताः स्थानाद्देवदैत्यनरेश्वराः ।।२०।।**

यद्यद्यैव एत ,व त्याजिताः स्युः तदा अविवेकदशायां मात्सर्यमपि भवेत् पूर्वमप्येवंभावे तु 'न दुःखं पञ्चभिः सह' इतिवन्न दोषः संभवति सुतरां ते चेन्महान्तः अतस्तेषां महत्त्वसिद्ध्यर्थं नामानि गृह्णाति । **हहैयः** सहस्रार्जुनः। **नहुषः** ययातिपिता। परशुरामेण इन्द्राण्या च भ्रंशितौ। **वेनो** ब्राह्मणैः। **रावणो** रामेण । **नरको**मयैव । अपरे चैवंभूताःहिरण्यकशिपुप्रभृतयः सन्ति श्रीमदात् स्थानच्च च्यावितः राज्यं शरीरं च दूरीकृतमिति । **देवा** नहुषादयः **दैत्या** हिरण्यकशिपुप्रभृतयः **नरेश्वरा** अर्जुनादयश्चेति त्रिगुणा अपि स्थानभ्रष्टाः क्रियन्ते ।।२०।।

अतो मदे सति स्थानभ्रंशो भविष्यतीति निश्चित्य मदं परित्यज्य मदुक्तं कुरुतेत्याह भवन्त इति।

<u>શ્લોકાર્થ-૨૦ :</u> *હૈહય, નહુષ, વેન, રાવણ, નરક તથા બીજા દેવ, દૈત્ય અને મનુષ્યના રાજાઓ લક્ષ્મીના મદને લીધે સ્થાનથી ભ્રષ્ટ કરાયવેલા છે.(૨૦)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> જો આ રાજાઓને જ મદનો ત્યાગ કરાવવામાં આવે તો વિવેક વિનાની સ્થિતિમાં ઈર્ષ્યાથી તેમ કર્યું એમ પણ થાય પરંતુ પહેલાં પણ એવી સ્થિતિ હોય તો પાંચની સાથે દુઃખ થતું નથી. એ નિયમ પ્રમાણે ભગવાનમાં દોષ હોવાનો ભાવ સંભવ રહેતો નથી.જો તેઓ પહેલાં મદનો ત્યાગ કરાયેલા રાજાઓ મોટા હોય તો જરાય દોષ રહેતો નથી. તેથી તેમની મોટાઈ સિદ્ધ થાય તે માટે તેમનાં નામ કહે છે. હૈહય એટલે સહસ્રાર્જુન અને યયાતિના બાપ નહુષને પરશુરામ અને ઈન્દ્રિયાણીએ ભ્રષ્ટ કરાવેલા. વેનને બ્રાહ્મણોએ, રાવણને રામે, નરકને મેં શ્રીકૃષ્ણે જ ભ્રષ્ટ કરાવેલા.

હિરણ્યકશિપુ વિગેરે ભ્રષ્ટ થયેલા બીજા સેંકડો છે. લક્ષ્મીનો મદ અને સ્થાનનો ત્યાગ કરાયેલા એટલે દેહ અને રાજ્ય તજાયેલા એવો અર્થ છે. નહુષ વિગેરે દેવો, હિરણ્યકશિપુ વિગેરે દૈત્યો, અર્જુન, સહસ્રાર્જુન, મનુષ્યોના રાજાઓ, એમ ત્રણે ગુણવાળાઓને સ્થાનથી ભ્રષ્ટ કરવામાં આવે છે. (૨૦)

તેથી મદ હશે તો સ્થાનથી ભષ્ટ થવાશે એવો નિશ્ચય કરીને, મદનો ત્યાગ કરી, હું કહું તેમ કરો એમ હવે કહે છે.

**भवन्त एतद्विज्ञाय देहाद्युत्पाद्यमन्तवत्।**
**मां यजन्तोऽध्वरैर्युक्ताः प्रजा धर्मेण रक्षथ ॥२१॥**

एतत् पूर्वोक्तं भ्रंशरूपमनुभवयुक्तिभ्यां विशेषतो ज्ञात्वा। देहादौ वैराग्यं कर्तव्यमिति वदन् प्रथमं देहदोषमाह देहादि देहराज्यादिकम्। उत्पाद्यं केनचिदुत्पाद्यते न तु नित्यं सहजम्। अत एव अन्तवत् नश्वरं एतत् ज्ञात्वा देहरक्षायां शिथिलप्रयत्नाः सन्तः तेन स्वत एव दैववशात् विद्यमाने-नाध्वरैर्यागैर्मां यजन्तः धर्मेण प्रजा रक्षथ। राज्ञः प्रजापालनं यज्ञाश्च धर्माः ॥२१॥

साधारणं धर्ममाह वितन्वन्तः प्रजातन्तूनिति।

<u>શ્લોકાર્થ - ૨૧</u> : *તમો આ જાણીને ઉત્પન્ન થનારા દેહ વિગેરેને અંતવાળા જાણીને, મારૂં યજ્ઞોથી પુજન કરતાં, સાવધાન રહી ધર્મ પ્રમાણે પ્રજાનું રક્ષણ કરો. (૨૧)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી</u> : 'આ' એટલે મદથી થતો ભષ્ટ થવારૂપ અનર્થ, અનુભવ જોઈએ. પહેલાં દેહના દોષો વિગેરે પ્રતિ વૈરાગ્ય રાખવો જોઈએ. પહેલાં દેહના દોષો કહે છે. દેહ વિગેરે દેહ, રાજ્ય વિગેરે કોઈથી ઉત્પન્ન કરવામાં આવે છે. પરંતુ તે સદા રહેનારા કુદરતી નથી. તેથી તેને અંતવાળા એટલે નાશ થનારાં જાણીને, દેહનું રક્ષણ કરવામાં પ્રયત્નવાળા થઈ પોતાની મેળે દેવને લીધે રહેલા તે દેહથી યજ્ઞોથી મારૂં પૂજન કરતાં પ્રજાનું રક્ષણ કરો.

પ્રજાનું પાલન અને યજ્ઞો રાજાઓના ધર્મો છે.(૨૧)

નીચેના શ્લોકમાં સાધારણ ધર્મ કહે છે.

**वितन्वन्तः प्रजातन्तून सुखं दुःखं भवाभवौ ।**
**प्राप्तं प्राप्तं च सेवन्तो मच्चित्ता विचरिष्यथ ॥२२॥**

गृहस्थस्यैवेष धर्मः सर्वत्रैव पुरुषार्थसिद्धिरिति वक्तुं नाश्रमान्तरमुपदिशति प्रजातन्तून् सन्ततिपरंपराम्, वितन्वन्तः विशेषेण संपादयन्तः, तदनन्तरं सुखं दुःखं भव उद्भवः, अभवो हानिः । एतच्चतुष्टयं साध्यसाधनरूपं दैववशात् प्राप्तं प्राप्तं सकृत् क्लेशं प्राप्य निवृत्ते रोगे पुनरागते पूर्वानुभूतदुःख भयात्तन्निराकरणार्थं यत्नो न कर्तव्य इति सूचयितुं वीप्सा । चकारादन्यान्यपि सुखदुःखसाधनानि प्राप्तानि । सहने साधनं मच्चित्ता इति कृष्णोऽस्ति मम, किमनेन समीचीनेनासमीचीनेन वेति निश्चित्य यथाप्राप्तार्थानुभवः कर्तव्य इत्यर्थः॥२२॥

एवं कृते यद्भविष्यति फलं तत्साधनसहितं निर्दिशति उदाशीना इति ।

<u>શ્લોકાર્થ - ૨૨ :</u> *સંતતિની પરંપરાનો વિસ્તાર કરતાં, સુખ અને દુઃખ, લાભ અને હાનિ અને જે પ્રાપ્ત થાય તેનું સેવન કરતાં મારામાં ચિત્ત રાખી વિચરશો.(૨૨)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> આ ગૃહસ્થોનો જ ધર્મ છે. સર્વ સ્થળે પુરૂષાર્થ સિદ્ધ થતા હોવાથી બીજા આશ્રમોનો ઉપદેશ કરતા નથી. સંતતીની પરંપરા સારી રીતે પ્રાપ્ત કરતાં ત્યારપછી સુખ અને દુઃખ, લાભ અને હાનિ, સાધ્ય અને સાધનરૂપ આ ચાર દૈવને લીધે જે જે પ્રાપ્ત થાય તેનું સેવન કરતાં વિચરશો.એકવાર દુઃખ પામીને થઇ ગયેલો રોગ ફરી થાય ત્યારે પહેલાં અનુભવ કરેલા દુઃખના ભયને લીધે તેને મટાડવાનો પ્રયત્ન કરવો નહિ. 'ચ અને' શબ્દથી બીજા પણ સુખ અને દુઃખના પ્રાપ્ત થયેલાં સાધનો કહેલાં છે. 'શ્રીકૃષ્ણ મારા છે.' આ સુખ વિગેરે સારા અથવા દુઃખ વિગેરે નઠારાનું

શું પ્રયોજન ? એવો નિશ્ચય કરીને જેવું જેવું પ્રાપ્ત થાય તેવો અનુભવ કરવો એવો અર્થ છે. (૨૨)

એમ કરવાથી જે ફલ થશેતે નીચેના શ્લોકથી જણાવે છે.

**उदासीनाश्च देहादावात्मारामा धृतव्रताः।**
**मय्यावेश्य मनः सम्यङ् मामन्ते ब्रह्म यास्यथ ॥२३॥**

स्वेषु धनबन्ध्वादिषु देहधर्मादिषु च उदासीना भवन्तु मा भवन्त्विति रागद्वेषरहिताः। न केवलं बहिर्मुखताभाव एव प्रयोजकः किंत्वात्मरमणमपि एतदुभयसिद्ध्यर्थं धृतभगवद्व्रताः। एवं साधनैर्यावज्जीवं मयि सम्यङ्मन आवेश्य अन्ते मरणसमये ब्रह्मस्वरूपं मां यास्यथ गमिष्यथ। मध्ये देहनाशार्थं प्रयत्ने देहे बीजं तिष्ठेति, अतो देहान्तस्यैव प्रतीक्षा कर्तव्या। मत्स्मरणमेव कर्तुं शक्यं कार्यसाधकं च ततश्च मत्प्राप्तिरेव भविष्यति। मम ब्रह्मत्वात्तफलं मोक्ष एवेति फलं तत्स्तुतिश्चोक्ता ॥२३॥

एवं निरभिमानस्थितिं प्रेमभक्तिनिरन्तरस्मरणमन्ते मोक्षं च तेभ्यो दत्त्वा कृतार्थानपि लोकपुरस्कारार्थं लौकिक्या परिचर्यया संस्कृतान् कृतवानित्याह इत्यादिश्येति त्रिभिः।

<u>શ્લોકાર્થ - ૨૩ :</u> *દેહ વિગેરે પ્રતિ ઉદાસીન રહી આત્મામાં રમણ કરનાર, વ્રત ધારણ કરનાર થઈ, મારામાં સારી રીતે મન રાખી અંતે બ્રહ્મરૂપ મને પ્રાપ્ત કરશો. (૨૩)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> પોતાના ધન, બંધુઓ, દેહ વિગેરે તરફ ઉદાસીન રહી તે પ્રાપ્ત થાવ કે ન થાવ. તેમનામાં પ્રેમ અથવા દ્વેષ વિનાના થઈ મને પ્રાપ્ત કરશો. માત્ર બર્હિમુખપણું ન હોય એટલું જ જરૂરી નથી. પરંતુ આત્મામાં રમણ કરવાનું પણ જરૂરી છે. આ બંને સિદ્ધ થાય તે માટે ભગવાનના વ્રત ધારણ કરનારા થાઓ આવી રીતે સાધનોથી, જીંદગી રહે ત્યાં સુધી, મારામાં સારી રીતે મન રાખી અંતે મરણ સમયે બ્રહ્મ જેનું

સ્વરૂપ છે તેવા મને પ્રાપ્ત કરશો. વચ્ચે દેહનો નાશ કરવા પ્રયત્ન કરવામાં આવે તો દેહમાં બીજ રહે તેથી દેહના પડવાની રાહ જોવી જોઈએ. મારું સ્મરણ કરી શકાય તેવું અને કાર્ય સિદ્ધ કરાવનારૂં છે. તેથી મારી જ પ્રાપ્તિ થશે. હું બ્રહ્મ હોવાથી મારા સ્મરણનું ફલ મોક્ષ જ થશે એમ ફલ અને તેની પ્રશંસા કહ્યાં. (૨૩)

એવી રીતે અભિમાન વિનાની સ્થિતિ, પ્રેમભક્તિ, અટકે નહિ તેવું સ્મરણ અને મરણ થતાં મોક્ષ તેઓને આપીને સંતોષ પામેલાઓને લોકો માન આપે તે માટે લૌકિક સેવાથી વિશુદ્ધ કર્યા એમ ત્રણ શ્લોકથી કહે છે.

**श्रीशुक उवाच-**

**इत्यादिश्य नृपान कृष्णो भगवान् भुवनेश्वरः।**

**तेषां न्ययुङ्क्त पुरुषान् स्त्रियोमज्जनकर्मणि ॥२४॥**



यतः कृष्णः सदानन्दः भक्तसुखार्थमेव गृहीतावतारः । साधन-संपत्त्यर्थमाह भुवनानामीश्वर इति । तेषां प्रथमं मज्जनकर्मणि स्नानकर्मणि पुरुषान् स्त्रियश्चन्ययुङ्क्त । श्रमापनोदः पुरुषै सौष्ठवं स्त्रीभिरित्युभय-विनियोगः । अमज्जनकर्मणि मज्जकर्मणि वा येषु कर्मसु कृतेषु मज्जनममज्जनं वा प्राप्नोतीति श्मश्रुकर्मोन्मर्दनादिषु मज्जनं तिलका-दिष्वमज्जनमिति ॥२४॥

*શ્લોકાર્થ - ૨૪ : ભુવનોના ઈશ્વર ભગવાન શ્રીકૃષ્ણે રાજાઓને એમ કહીને તેઓને સ્નાન કરાવવાના કર્મમાં પુરૂષોને અને સ્ત્રીઓને યોજ્યાં. (૨૪)*

ભાવાર્થ, સુબોધિનીજી : શ્રીકૃષ્ણ સદનંદ હોઈ તેમના ભકતોના સુખ માટે જ અવતાર લીધેલો હતો. તેમની પાસે સાધનો ઘણાં હતાં. એ જણાવવા 'ભુવનોના ઈશ્વર' શબ્દ યોજેલ છે. આરંભમાં તેઓને સ્નાન કરાવવાના કર્મમાં પુરૂષોને અને સ્ત્રીઓને યોજ્યાં. પુરૂષો શ્રમ દૂર કરાવે અને સ્ત્રીઓ સૌંદર્ય પ્રાપ્ત કરાવે તેથી બંનેને યોજ્યાં અથવા સ્નાન ન કરવું પડે તેવા કર્મોમાં અને સ્નાન કરાવવું પડે તેવા કર્મોમાં યોજ્યાં એવો અર્થ લેવો. હજામત કરાવવી, તેલનું

માલીસ કરાવવું અને સ્નાન પછી તિલક કરવું એમ કરાવ્યું.(૨૪)

**सपर्यां कारयामास सहदेवेन भारत ।**
**नरदेवोचितैर्वस्त्रैर्भूषणैः स्रग्विलेपनैः ॥२५॥**

ततस्ते राजानो गृहे समागता इति **सहदेवेन** जरासंधपुत्रेण कृत्वा तेषां **सपर्यां** पूजां विधिवत्कारयामास । भारतेति धर्मकर्मणि विश्वासार्थम् । पूजायां प्रकारमाह नरदेवोचितैरिति । उत्कृष्टैः कञ्चुष्टैः कञ्चुकोष्णीषादिभि-र्भूषणैः कुण्डलादिभिः स्रग्भिश्चन्दनादिभिः ॥२५॥

<u>શ્લોકાર્થ -૨૫ :</u> *હે ભારત! રાજાઓને યોગ્ય વસ્ત્રો, ભૂષણો, માલાઓ અને લેપોથી સહદેવ પાસે તેઓની પૂજા કરાવી.(૨૫)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> તે રાજાઓ સહદેવના ઘેર આવેલા હોવાથી જરાસંધનાપુત્ર સહદેવ પાસે તેઓની વિધિ પ્રમાણે પૂજા કરાવી પરિક્ષિતને ધર્મમાં વિશ્વાસ રહે તે માટે હે ભારત! એમ સંબોધન કહેલું છે. ઉત્તમ ઝબ્બા, પાઘડી વિગેરે વસ્ત્રોથી, કુંડલોથી ભૂષણથી, માલાઓથી અને ચંદન વિગેરે લેપોથી પૂજા કરાવી. (૨૫)

**भोजयित्वा वरान्नेन सुस्नातान् समलङ्कृतान् ।**
**भोगैश्च विविधैर्युक्तांस्ताम्बूलाद्यैर्नृपोचितैः ॥२६॥**

**ततो वरान्नेन** पक्वेन **भोजयित्वा** पुनः सायं **सुस्नातान् समलङ्कृतान् विविधैर्भोगै**र्नृत्यगीतादिभिर्**युक्तान्** चकार। नृपभोगे प्रथमं ताम्बूलमिति अन्नवस्त्राणां सर्वसाधारणत्वाद् अवान्तरभेद एव भवति । तत्रापि **नृपोचितैः** ॥२६॥

भगवत्संस्कृतांस्तान् वर्णयति ते पूजिता इति

<u>શ્લોકાર્થ -૨૬ :</u> *ઉત્તમ અન્નથી ભોજન કરાવીને, સારી રીતે સ્નાન કરાવેલા અને શણગારેલાઓને રાજાને યોગ્ય તાંબૂલ વિગેરે જાતજાતના ભોગ કરાવ્યા.(૨૬)*

ભાવાર્થ, સુબોધિનીજી : પછી પકાવેલ ઉત્તમ અન્નથી ભોજન કરાવીને ફરી સાંજે સારી રીતે સ્નાન કરાવેલા અને શણગારેલાઓને નૃત્ય ગીત વિગેરે જાત જાતના ભોગ કરાવ્યા.રાજાના ભોગમાં તાંબુલ મુખ્ય હોવાથી, અન્ન અને વસ્ત્ર સર્વને સમાન હોવાથી આ ભેદ ગૌણ જ છે. તે તાંબૂલ પણ રાજાને યોગ્ય હતાં. નીચેના શ્લોકમાં ભગવાને વિશુદ્ધ કરેલા તે રાજાઓનું વર્ણન કરે છે.(૨૬)



**ते पूजिता मुकुन्देन राजानो मृष्टकुण्डलाः।**
**विरेजुर्मोचिताः क्लेशात् प्रावृडन्ते यथा ग्रहाः ।।२७।।**

पूर्वमन्यद्वारा संस्कृता अपि वाक्यैरुत्तमपदार्थदानैश्च मुकुन्देन पुनः पूजिताः सर्व एव राजानः मृष्टकुण्डलाः रत्नोज्ज्वलकुण्डलाः। सन्तः राज्यलक्षणं प्राप्य विशेषेण रेजुः पूर्वावस्थापेक्षयापि । तत्र हेतुः क्लेशाद्विमोचिता इति। क्लेशभोगानन्तरं पुनःसंस्कारे अधिका कान्तिर्भवति। अत्र दृष्टान्तमाह प्रावृडन्ते इति। क्लेशभोगानन्तरं पुनः संस्कारे अधिका कान्तिर्भवति । अत्र दृष्टान्तमाह प्रावृडन्ते यथा ग्रहा इति। पूर्वापेक्षयापि मेघापगमे ग्रहाः शुक्रादयः सोज्ज्वला भवन्ति वृष्ट्या मेघगत्या च मध्ये स्थिताः भूरेणवः अपगच्छन्तीति मलिनानां व्यवधायकत्वाभावात् ग्रहा उज्ज्वला भवन्ति। एवं पुरुषा अपि भोगेन पापनाशात् संस्कारेण बहिर्मालिन्याभावाच्च भूषणैरत्युज्ज्वला भवन्तीत्यर्थः ।।२७।।

ततो भगवान् स्वङ्गे समानेष्यतीति शङ्कां वारयितुमाह रथान् सदश्वानिति ।

શ્લોકાર્થ -૨૭ : મુકુંદે પૂજેલાં ઉજળાં કુંડલોવાળા, દુઃખમાંથી છોડાવેલા તે રાજાઓ, વર્ષાઋતુના અંતે જેમ ગ્રહો ઘણા શોભે તેમ ઘણા શોભ્યા.(૨૭)

ભાવાર્થ, સુબોધિનીજી : મુકુંદે વચનોથી અને ઉત્તમ પદાર્થો આપીને

ફરીથી પૂજેલા બધા રાજાઓ રત્ન જેવાં ઉજળાં કુંડલોવાળા થઈ એટલે રાજયના ચિન્હો પ્રાપ્ત કરી, પહેલાની સ્થિતિ કરતાં પણ વધારે શોભ્યા. તેનું કારણ 'દુઃખોમાંથી છોડાયેલા' વિશેષણથી કહેલું છે. 'વર્ષાઋતુના અંતે જેમ ગ્રહો ઘણા શોભે તેમ' શબ્દોથી કહેલું છે. વાદળાંઓ જાય ત્યારે શુક્ર વિગેરે ગ્રહો પહેલાં કરતાં પણ ઘણા ઉજળા થાય છે. વચમાં રહેલાં ભૂમિનાં રજકણો વરસાદથી નીકળી જતાં હોવાથી મેલવાલા પદાર્થો વચ્ચે નહિ રહેતા હોવાથી ગ્રહો ઉજળા થાય છે. આવી રીતે પુરૂષો પણ દુઃખના ભોગથી, પાપ નાશ પામતાં અને શુદ્ધિથી બહારનો મેલ નીકળી જતાં, ભૂષણોથી ઘણા કાન્તિવાળા' થાય છે એવો અર્થ છે.(૨૭)

પછી ભગવાન તેઓને પોતાની પાસે લઈ જશે એવી શંકા દૂર કરવા નીચેનો શ્લોક કહે છે.

**स्थान् सदश्वानारोप्य मणिकाञ्चनभूषितान् ।**
**प्रीणय्य सूनृतैर्वाक्यैः स्वदेशान् प्रत्ययापयत् ॥२८॥**

सर्वे रथारूढाः कृताः । उत्तमाश्वाश्वा रथेषु योजिताः ते च रथाः मणिकाञ्चनादिभिर्भूषिताः । ततः सूनृतैरपि वाक्यैः तान् नृपान् प्रीणय्य । एवं कायवाङ्मनोभिः तान्सर्वात्मना सुखिनःकृत्वा स्वदेशान् तत्तद्देशान् प्रत्ययापयत् प्रस्थापितवान् । प्रत्यापत्तिः निरोधे आवश्यकी सा च गृहस्थितिपर्यन्ता अन्यथा सामिकृता स्यात् ॥२८॥

एवं भगवत्पुरस्कृतानां स्वदेशगमनमाह त एवमिति ।

<u>શ્લોકાર્થ - ૨૮ :</u> *ઉત્તમ અશ્વો જોડેલા, મણિ અને સુવર્ણથી શણગારેલા રથોમાં બેસાડી, મધુર વચનોથી પ્રસન્ન કરી પોત પોતાના દેશોએ પહોંચાડયા.(૨૮)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> *બધાને રથોમાં બેસાડયા અને રથોને ઉત્તમ અશ્વો જોડાવ્યા. તે રથો મણિ, સુવર્ણ વિગેરેથી શણગારેલા હતા. પછી મધુર વચનોથી તે રાજાઓને પ્રસન્ન કરી પોત પોતાના દેશમાં પહોંચાડયા. એવી*

રીતે કાયા, વાણી અને મનથી સંપૂર્ણ રીતે સુખી કરી પોત પોતાના દેશમાં પહોંચાડ્યા. નિરોધમાં પહોંચાડવાનું જરૂરી છે. તેમ ન હોય તો અધુરું જ કરેલું થાય એમ ગણાય. (૨૮)

એવી રીતે ભગવાનથી માન પામેલાઓ પોતાના દેશ ગયા એમ નીચેના શ્લોકથી કહે છે.

**त एवं मोक्षिताः कृच्छ्रात्कृष्णेन सुमहात्मना ।**
**ययुस्तमेव ध्यायन्तः कृतानि च जगत्पतेः॥२९॥**

लोके ये मोक्ष्यन्ते तेभ्यः प्रत्युत किंचिद्गृहीत्वा अगृहीत्वा वा श्रृङ्खलादिभ्यः केवलं पृथक् क्रियन्ते न त्वेवं सर्वसुखसाधनैः संयुज्यन्ते एते त्वेवं मोक्षिताः तत्रापि कृच्छ्रात्किंचिद्विलम्बे प्रमथनाथाय छिन्ना भवेयुरिति। यतः कृष्णेन सदानन्देन मोक्षे मोचकधर्मानुप्रवेशा-देवमित्यर्थः । महात्मा परं स्वोपकारव्यतिरेकणैव परं मुञ्चति अयं तु सुमहात्मेति स्वतः सर्वदानं युक्तं अतस्तमेव ध्यायन्तो ययुः भगवत्कृतानि च संमानदादीनि । एतच्च स्मरणं तेषां युक्तमेव भगवान् भर्तेत्यावश्यकत्वात् न त्वनेनापि कृतनिष्क्रिया इति ज्ञापन्नाह जगत्पतेरिति ॥२९॥

स्वगृहं गताः आश्चर्याभिनिविष्टेभ्यः स्वगृहस्थेभ्यो जगुरित्याह जगदुः प्रकृतिभ्यस्त इति।

શ્લોકાર્થ - ૨૯ : એવી રીતે ઉત્તમ મહાત્મા શ્રીકૃષ્ણે દુઃખમાંથી મુક્ત કરાયેલા તેઓ પોતાનું જ અને જગત્પતિના કૃત્યોનું ધ્યાન ધરતાં ગયા. (૨૯)

ભાવાર્થ, સુબોધિનીજી : લોકમાં જેઓને મુક્ત કરવામાં આવે છે તેઓ પાસેથી ઉલટું કાંઈક લઈને અથવા લીધા વગર માત્ર છુટા કરવામાં આવે છે. પરંતુ સારી રીતે સુખના સાધનો આપવામાં આવે છે. આમને તો આવી રીતે મુક્ત કરવામાં આવ્યા અને તે પણ દુઃખમાંથી મુક્ત કર્યા. જો થોડો વિલંબ થયો હોત તો મહાદેવ માટે તેમને હણવામાં આવ્યા હોત. શ્રીકૃષ્ણે એટલે

સદાનંદે મુક્ત કરાવ્યા. તેથી મુક્ત કરાવનારના ગુણોને પાછળથી પ્રવેશ થવાથી એવી રીતે થયું એવો અર્થ છે. મહાત્મા તો પોતાના ઉપકાર વિના જ બીજાને મુક્ત કરે છે. શ્રીકૃષ્ણ તો ઉત્તમ મહાત્મા છે. તેથી સર્વદા ન મુક્ત કરે છે. શ્રીકૃષ્ણ તો ઉત્તમ મહાત્મા છે. તેથી ભગવાને કરેલા સન્માનનું ધ્યાન ધરતાં તેઓ ગયા. તેઓ ભગવાનનું સ્મરણ કરે તે યોગ્ય જ છે. કારણ કે ભગવાન પતિ હોવાથી તે જરૂરી છે. પરંતુ સ્મરણથી પણ તેનો બદલો વાળતા ન હતા એમ જણાવવા 'જગત્પતિ' કહેલ છે. (૨૯)

પોતાના ઘેર જઈને આશ્ચર્યમાં ગરકાવ થયેલા પોતાના ઘરમાં રહેનારાઓ પાસે તેઓએ ભગવાનના કૃત્યનું ગાન કર્યું એમ નીચેના શ્લોકથી કહે છે.

**जगदुः प्रकृतिभ्यस्ते महापुरुचेष्टितम् ।**
**यथान्वशासद्भगवांस्तथा चक्रुरतन्द्रिताः ॥३०॥**

एवमेव हि महापुरुषचेष्टितं भवतीति महापुरुषस्य भगवतश्चेष्टितम् । ततो निरभिमानतयैव पालनं कृतवन्त इत्याह **यथान्वशास**दितिक ॥३०॥

एवं तेषां जीवन्मुक्तावस्थां निरूप्य जरासंधवधस्य मुक्त्युपयोगित्वमुक्त्वा भक्तिधर्मोपयोगित्वं वक्तुमिन्द्रप्रस्थं प्रत्यागमनमुच्यते जरासंधं घातयित्वेत्यादिपञ्चभिः ।

<u>શ્લોકાર્થ - 30 :</u> તેઓએ મહાપુરુષના ચરિત્રનું રૈયત પાસે ગાન કર્યું અને ભગવાને જેમ આજ્ઞા કરેલી તેમ આલસ વગરના થઈ કર્યું. (30)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> મહાપુરૂષનું ચરિત્ર આવું જ હોય છે. તેમ ભગવાનના ચરિત્રનું ગાન કર્યું પછી અભિમાન વગરના થઈને ભગવાનની આજ્ઞાનું પાલન કર્યું એમ કહે છે. (30)

એવી રીતે જીવનમુક્ત અવસ્થાનું નિરૂપણ કરીને જરાસંધના વધનું મુક્તિમાં ઉપયોગીપણું કહીને, ભક્તિ અને ધર્મમાં ઉપયોગીપણું કહેવા

માટે નીચેના શ્લોકથી આરંભી પાંચ શ્લોકથી ઈંદ્રપ્રસ્થ પાછા પધાર્યા તે કહે છે. (30)

**श्रीशुक उवाच -**

**जरासंधं घातयित्वा भीमसेनेन केशवः।**

**पार्थाभ्यां संयुतः प्रायात् सहदेवेन पूजितः ॥३१॥**

भीमसेनेन करणेन जरासंधहननम् । ब्रह्ममहादेवयोः तद्रक्षाभावे हेतुः केशव इति। कश्च ईशश्च तयोर्मोक्षदातृत्वादुपजीव्य इति । ततः अक्षताभ्यां **पार्थाभ्यां संयुतः** सन् पितृवधमस्मृत्वापि **सहदेवेन** देवांशेन **पूजितः प्रायात्** । पूर्ववत् द्वेषं परित्यज्य प्रकर्षेण निर्गत इत्यर्थः॥३१॥

एवं समागत्य दूरादेव स्वागमनं ख्यापितवन्त इत्याह **गत्वा ते खाण्डवप्रस्थमिति।**

<u>શ્લોકાર્થ -૩૧ :</u> ભીમસેનથી જરાસંધનો ઘાત કરાવીને, સહદેવથી પૂજાયેલા કેશવે બે પાર્થો સાથે મળી ત્યાંથી નીકળ્યા.(૩૧)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> ભીમસેનરૂપ સાધનથી જરાસંધનો ઘાત કર્યો. બ્રહ્મા અને મહાદેવે તેનું રક્ષણ ન કર્યું. તેનું કારણ 'કેશવ' શબ્દથી કહેલું છે. કેશવ બ્રહ્મા અને મહાદેવને બંનેને મોક્ષ આપનાર હોવાથી તેમના આશ્રય ભગવાન કેશવ છે. પછી ઘવાયા વિનાના બે પૃથાના પુત્રો સાથે મળી, પિતાના વધનું પણ સ્મરણ નહિ કરતાં, દેવના અંશરૂપ સહદેવે પૂજેલા ભગવાન નીકળ્યા એવો અર્થ છે.(૩૧)

એવી રીતે આવીને દૂરથી જ પોતાનું આગમન જણાવ્યું તે કહે છે.

**गत्वा ते खाण्डवप्रस्थं शङ्खान् दध्मुर्जितारयः ।**

**हर्षयन्तः स्वसुहृदो दुर्हृदां चासुखावहाः ॥३२॥**

इन्द्रप्रस्थनिकटे खाण्डवप्रस्थं तत्र नगरं निर्मितमस्ति भगवता

कौतुकातिशययुक्तं तत्र गत्वा। इन्द्रप्रस्थज्ञापनार्थं शङ्खान् दध्मुः 'पाञ्चजन्यं हृषीकेशः' इति श्लोकोक्तान् । यतो जितारयः उत्साहेन वादितवन्तः। तस्य वादनस्य स्वसुहृदां हर्षजननं प्रयोजनं दुर्हृदां दुःखजननं च । प्रायेण रात्रौ रात्रौ समागताः।

यदर्थं वादितवन्तः तज्जातमित्याह तच्छ्रुत्वेति।

श्लोकार्थ -३२ : शत्रु ઉપર વિજય પ્રાપ્ત કરેલા તેઓએ ખાંડવપ્રસ્થ જઈને પોતાના મિત્રોને આનંદ પમાડતાં અને શત્રુઓને દુઃખ કરતાં શંખો વગાડયા.(૩૨)

ભાવાર્થ, સુબોધિનીજી : ખાંડવવનને બાળ્યા પછી ઈંદ્રપ્રસ્થ પાસે ભગવાને ઘણા અદ્‌ભૂત પદાર્થોવાળું નગર વસાવેલું હતું. ત્યાં જઈને પોતાનું આગમન જણાવવા હષિકેશે પાંચજન્ય વગાડ્યો. (ભગવદગીતા ૧-૧૫) એમાં કહેલા શંખો વગાડ્યા. તેમને શત્રુઓ ઉપર વિજય પ્રાપ્ત કરેલો હોવાથી ઉત્સાહથી શંખો વગાડ્યા. મિત્રોને આનંદ પમાડવાનું અને શત્રુઓને દુઃખ કરવાનું પ્રયોજન હતું. ઘણા ભાગે રાતે જ ઈંદ્રપ્રસ્થ પહોંચ્યા હતા.(૩૨)

જે પ્રયોજનથી શંખ વગાડેલા તે સિદ્ધ થયું તે કહે છે.

**तच्छ्रुत्वा प्रीतमनस इन्द्रप्रस्थनिवासिनः।**
**मेनिरे मागधं शान्तं राजा चाप्तमनोरथः ।।३३।।**

इन्द्रप्रस्थनिवासिनः सर्वे प्रीतमनसो जाताः । शब्दं श्रुत्वैव मागधं शान्तं मेनिरे । राजा च प्राप्तमनोरथो जातः ।।३३।।

एवमानन्दयुक्तेषु पुरवासिषु पश्चान्नयनानन्दं दातुं समागता इत्याह अभिवन्द्याथ राजानमिति।

श्लोकार्थ -33 : તે સાંભળીને ઈંદ્રપ્રસ્થના વતનીઓ પ્રસન્ન ચિત્તવાળા થયા.તેઓએ શંખનો અવાજ સાંભળીને જરાસંધને મરણ પામેલો માન્યો અને રાજા સિદ્ધ મનોરથવાળો થયો. (૩૩)

ભાવાર્થ, સુબોધિનીજી : બધા ઇંદ્રપ્રસ્થના વતનીઓ પ્રસન્ન ચિત્તવાળા થયા તેઓએ શંખનો અવાજ સાંભળીને જરાસંધને મરણ પામેલો માન્યો અને રાજા સિદ્ધ મનોરથવાળો થયો. એવી રીતે નગરના વતનીઓએ આનંદ પામતાં પછી તેઓને નયનોનો આનંદ આપવા તેઓ આવ્યા. (૩૩)

**अभिवन्द्याथ राजानं भीमार्जुनजनार्दनाः।**
**सर्वमाश्रावयाञ्चक्रुरात्मना यदनुष्ठितम्॥३४॥**

त्रयोऽपि क्रमेण प्रस्तावनानुसारेण वृत्तान्तमाश्रावयाञ्चक्रुः।आत्मना भगवता स्वेन वा। यद्यप्यर्जुनेन कृतं न स्पष्टं तथापि शास्त्रयुद्धदिसंप्राप्तौ रक्षा तेनैव कृतेति ज्ञातव्यम्। अनुष्ठितस्य साधारण्येन निरूपणात्॥३४॥

एवं श्रावणे युधिष्ठिर भगवति मतिर्जातेत्याह निशम्येति।

*શ્લોકાર્થ -૩૪ : પછી ભીમ, અર્જુન અને જનાર્દને રાજાને નમસ્કાર કરીને પોતે જ કહેલું તે સર્વ સંભળાવ્યું. (૩૪)*

*ભાવાર્થ, સુબોધિનીજી : ત્રણેએ અનુક્રમે પ્રસ્તાવનાને અનુસરી ભગવાને અથવા પોતે જે કહેલું સ્પષ્ટ ન હતું છતાં પણ શાસ્ત્રથી કરવાનું યુદ્ધ પ્રાપ્ત થતાં તેને ભીમનું રક્ષણ કરેલું એમ જાણવું કારણ કે જે કહેલું તે સામાન્ય રીતે વર્ણવેલું જ છે. (૩૪)*

*એ પ્રમાણે સાંભળવામાં આવતાં યુધિષ્ઠિરની ભગવાનમાં આસક્તિ થઈ એમ હવે નીચેના શ્લોકથી કહે છે.*

**निशम्य धर्मराजस्तत्केशवेनानुकम्पितम्।**
**आनन्दाश्रुकणान् मुञ्चन् प्रेम्णा नोवाच किंचन॥३५॥**

यतो धर्मराजः अधिकारी। एतत्सर्वं केशवेनानुकम्पितं कृपया कृतामिति ज्ञातवान् न तु स्वभ्रातृपौरुषमिति। ततः प्रेमातिशयादानन्दाश्रुकणान्मुञ्चन् वाक्यस्तम्भे जाते प्रशंसाभिनन्दनादिकं किमपि नोक्तवानित्यर्थः॥३५॥

इति श्रीभागवतसुबोधिन्यां
श्रीलक्ष्मणभट्टात्मजश्रीवल्लभदीक्षितविरचितायां
दशमस्कन्धोत्तरार्धविवरणे चतुर्विंशाध्यायविवरणम् ॥२४॥

શ્લોકાર્થ - ૩૫ : કેશવે કરેલી તે કૃપા સાંભળીને, આનંદના આંસુઓના બિંદુ ઓ પાડતાં ધર્મરાજે કાંઈ કહ્યું નહિ.(૩૫)

ભાવાર્થ, સુબોધિનીજી : ધર્મરાજા અધિકારી હતા. તેથી આ સર્વ કેશવે કૃપાથી કર્યું એમ તેમણે જાણ્યું. પરંતુ પોતાના ભાઈઓનું આ પુરૂષાતન હોવાનું જાણ્યું નહિ.પછી કેશવ પ્રતિ ઘણો પ્રેમ થવાથી આનંદના આંસુઓના બિંદુઓ પાડતાં, તેમની વાણી અટકી પડતાં, તેમને કેશવની પ્રશંસા, અભિનંદન વિગેરે કાંઈ પણ કહ્યું નહિ એવો અર્થ છે. (૩૫)

''દશમ સ્કંધ ઉત્તરાર્ધ
અધ્યાય - ૨૪ મો
સાત્ત્વિક સાધન પ્રકરણ
સંપૂર્ણ''



श्रीकृष्णाय नमः ।
श्रीगोपीजनवल्लभाय नमः ।
श्रीमदाचार्यचरणकमलेभ्यो नमः ।





# श्रीसुबोधिनी

## श्रीमद्वल्लभाचार्यचरणप्रणिता ।

(दशम-उत्तरार्ध-सात्त्विक-साधन-प्रकरणम् ।)

## पञ्चविंशोऽध्याय : ।

पञ्चविंशे निरुद्धस्य राज्ञो धर्मो निरूप्यते।
प्रतिबन्धविहीनस्य प्रेमगद्गदचेतसः।।१।।
आधिदैविकयज्ञोऽपि धर्मेत्र विनिरूप्येत।
तत्रापि बाधकं कृष्णो न्यवारयदितीर्यते ।।२।।
मोचनादेव राज्ञां हि तत्सेवाऽत्र निरूपिता।
ब्रह्मण्यत्वान्मागधस्य ब्राह्मणेष्वत्र संशयः ।।३।।
अतः सर्वेऽत्र ऋषयो निरूप्यन्ते स्वनामतः ।
आधिदैविकयज्ञस्य सर्वोप्युत्कर्ष उच्यते ।।४।।
आध्यात्मिकस्तु तच्छेषः प्रधानार्थो यतः परः ।

# દશમ સ્કંધ ઉત્તરાર્ધ પૂર્વાર્ધ
# "સાત્વિક સાધન પ્રકરણ"
## અધ્યાય પચીસમો

"ભગવાનની પૂજા અને શિશુપાલનો ઉદ્ધાર"

કારિકાઓ :

કારિકા-૧ : પચીસમા અધ્યાયમાં નિરોધ કરેલા, વિરોધ વિનાના પ્રેમને લીધે ગદ્‌ગદ્ ચિત્તવાળા રાજાના ધર્મનું નિરૂપણ કરવામાં આવે છે.(૧)

કારિકા-૨ : અહીં ધર્મમાં આધિદૈવિક યજ્ઞનું પર નિરૂપણ કરવામાં આવે છે. તેમાં પણ થયેલ વિઘ્ન શ્રીકૃષ્ણે દૂર કર્યું એમ કહેવામાં આવે છે. (૨)

કારિકા-૩ : રાજાઓને મુક્ત કરવાથી તેઓની સેવા આ યજ્ઞમાં કહેવાઈ. જરાસંધ બ્રાહ્મણોનું હિત કરનારો હોવાથી આમાં બ્રાહ્મણના સંબંધમાં સંશય રહે છે.(૩)

કારિકા-૪ : તેથી અહીં બધા ઋષિઓ પોતાના નામથી અહી જણાવવામાં આવે છે. આધિદૈવિક યજ્ઞની બધી જ શ્રેષ્ઠતા કહેવામાં આવે છે.(૪)

કારિકા ૪ ૧/૨: અધ્યાત્મિક યજ્ઞ તો તેના પેટાનો છે.કારણ કે મુખ્ય પ્રયોજનવાળો બીજો આધિદૈવિક છે. (૪ ૧/૨)

पूर्वाध्यायान्ते भक्त्यानन्दपूर्णो जात इति निरूपितम्। इदानीं तादृशस्य मनोरथसिद्धिर्निरूप्यते। आदौ स भक्तो जात इति वक्तुं पूर्वमाज्ञापनेन भक्तविरुद्धकारी भूत्वा सांप्रतं तत्परिहारं कृतवानिति निरूप्यते पञ्चभिः। तत्र दोषपरिहारार्थं प्रथममुद्यममाह एवं युधिष्ठिर इति।

श्रीशुक उवाच -

एवं युधिष्ठिरो राजा जरासंधवधं विभोः।
कृष्णस्य चानुभावं तं श्रुत्वा प्रीतस्तमब्रवीत् ॥१॥

स्व धर्मनिष्ठो महान् भगवदुपकारं श्रुत्वा ज्ञातभगवन्माहात्म्यः । विभोः स्वामिनः कृष्णस्य भक्तिरूपं स्वस्मिंश्चानुभावं ज्ञात्वा नारदादिमुखतस्तन्निर्धारं च श्रुत्वा कृतार्थता जातेति प्रीतः सन् पूर्वकृतस्वापराधनिवृत्त्यर्थं तं भगवन्तं प्रति किंचित् अब्रवीदित्यर्थः।।१।।

आदौ भगवान्माहात्म्यमाह ये स्युरिति।

ગયા અધ્યાયના અંતે એમ કહેલું છે કે ધર્મરાજા ભકિતને લઈને આનંદથી ભરપુર થયો. હવે તેના મનોરથની સિદ્ધિ કહેવામાં આવે છે. આરંભમાં તે ભક્ત થયો એમ કહેવા માટે પહેલાં આજ્ઞા કરવાને લીધે તે ભકતથી વિરૂધ્ધ કાર્ય કરનારો થઈ હવે તેણે તેની વર્તણુકનો ત્યાગ કર્યો એમ પાંચ શ્લોકથી કહેવામાં આવે છે. તે પૈકી એમ પાંચ શ્લોકથી કહેવામાં આવે છે. તે પૈકી દોષનો ત્યાગ થાય તે માટે નીચેના શ્લોકથી આરંભમાં તેનો ઉદ્યમ કહેવામાં આવે છે.

<u>શ્લોકાર્થ -૧ :</u> *એવી રીતે યુધિષ્ઠર રાજાએ જરાસંધનો વધ અને સ્વામી શ્રીકૃષ્ણનો તે પ્રભાવ સાંભળીને પ્રસન્ન થઈ તેમને નીચે પ્રમાણે કહ્યું.(૧)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> પોતાના ધર્મમાં સાંભળીને જેણે ભગવાનનું મહાત્મ્ય જાણ્યું તેવા યુધિષ્ઠિરે સ્વામી શ્રીકૃષ્ણનો પોતાની ઉપરનો ભકિતરૂપ પ્રભાવ જાણીને અને નારદ વિગેરેના મુખથી તેના નિર્ણય સાંભળીને પોતે કૃતાર્થ થયો તેથી પ્રસન્ન થઈને પોતાનો અપરાધ દૂર થાય તે માટે ભગવાને કાંઈક કહ્યું.(૧)

આરંભમાં ભગવાનનું મહાત્મ્ય કહે છે.




युधिष्ठिर उवाच-

ये स्युस्त्रैलोक्यगुरवः सर्वे लोकाः सहेश्वराः ।
वहन्ति दुर्लभं लब्ध्वा शिरसैवानुशासनम् ।।२।।

त्रैलोक्यगुरवः त्रैलोक्ये उपदेष्टारः आज्ञापकाः ब्रह्मादयः वेदोक्तऋषयो

वा। सर्वे च लोकाः प्राणिनो भूराद्यभिमानिदेवा वा। सहेश्वरा इन्द्रादिसहिताः। एवं वेदलोकपराः भगवतः अनुशासनं स्वस्यानधिकारित्वेन दुर्लभं लब्ध्वाशिरसा वहन्ति अत्यादरेण कुर्वन्तीत्यर्थः ॥२॥

किमतो यद्येवं तदाह स भवानरविन्दाक्ष इति।

**स भवानरविन्दाक्षो दीनानामीशमानिनाम्।**
**धत्तेऽनुशासनं भूमंस्तदत्यन्तविडम्बनम् ॥३॥**

स एव सर्वेश्वरः पुरुषोत्तमो भवान्। भक्तानुकम्पार्थमरविन्दाक्षः दृष्ट्यैवाप्यायनकर्ता जातः। एतादृशः दीनानां शोच्यानां तत्रापि ईशमानिनां दोषयुक्तानामनुशासनं स्वयं धत्ते। तत्कपटमानुषलीलाप्रदर्शनापेक्षयापि अत्यन्तविडम्बनमनुकरणम् ॥३॥

हीनानुशासनकरणस्य युक्तत्वं स्थापयित्वा अयुक्तं करोतीत्यप्युक्तमिति भूम्नोपि तद्युक्तमिति निरूपयति न ह्येकस्येति।

*શ્લોકાર્થ -૨-૩ : જેઓ ત્રણ લોકમાં ઉપદેશકો છે, ઈશ્વર સહિત સર્વ લોક છે, તેઓ જેમની દુર્લભ આજ્ઞા પ્રાપ્ત કરીને માથા ઉપર જ ચઢાવે છે.તે કમલ જેવા નયનવાળા આપ, શોક કરવા યોગ્ય, પોતાને ઈશ્વર માનનારાઓની આજ્ઞા પ્રમાણે વર્તો છો તે હે પરમેશ્વર ! ઘણું જ ભારે અનુકરણ છે. (૨-૩)*

ભાવાર્થ, સુબોધિનીજી : ત્રણ લોકમાં ઉપદેશકો છે એટલે બ્રહ્મા વિગેરે આજ્ઞાકરનારાઓ અથવા વેદમાં કહેલા ઋષિઓ અને ઈશ્વર સહિત સર્વ પ્રાણીઓ અથવા લોકના અભિમાની દેવો એ પ્રમાણે લોક અને વેદમાં તત્પર રહેનારાઓ, પોતે પ્રાપ્ત કહીને માથા ઉપર ચઢાવે છે.એટલે ઘણા આદરથી તે પ્રમાણે વર્તન કરે છે એવો અર્થ છે. (૨)

એમ હોય તેથી શું? એવો વિચાર આવે તેથી ત્રીજો શ્લોક કહે છે. તે જ સર્વના ઈશ્વર પુરૂષોત્તમ આપ ભક્તો પર દયા કરવા માટે કમલના જેવા નયનવાળા એટલે દષ્ટિથી જ તેઓને પુષ્ટ કરનારા થયા. એવા ભગવાન શોક

કરવા યોગ્ય ઈશ્વર માનનારા એટલે દોષવાળાઓની આજ્ઞા પ્રમાણે પોતે વર્તો છો. તે કપટથી કરેલી મનુષ્ય હોવાની લીલાના દેખાવ કરતાં પણ ઘણું જ વધારે ભારે અનુકરણ છે. (૩)

હલકા પુરૂષથી આજ્ઞા પ્રમાણે વર્તન કરવું અયોગ્ય છે એમ સિદ્ધ કરી ભગવાન અયોગ્ય આચરણ કરે છે એ પણ અયોગ્ય હોવાથી નીચેના શ્લોકમાં તે કરવું યોગ્ય છે એમ કહે છે.



**न ह्येकस्याद्वितीयस्य ब्रह्मणः परमात्मनः।**
**कर्मभिर्वर्धते तेजो ह्रसते च यथा रवेः ॥४॥**

यदि बहवो भवन्त्यामानः तदा गौणप्रधानभावे अन्यधर्माश्रयणं निषिद्धं भवति, एकत्वे तु जघन्यस्याप्यधमाङ्गस्य उत्तमाङ्ग सेवां करोतीति यथा पादप्रक्षालनं हस्तेन क्रियते तदा न विरोध इति भगवत एव जगत्येकस्य सत्त्वान्न विरोधः । युक्तिस्तु हिशब्दवाच्या निरूपिता । किंच यत्र द्वैतमिव भवति तत्रान्योन्यस्य हीनभावं मन्यते। अद्वितीयो भगवानेव सर्वत्र जगति वर्तत इति न भगवति किंचिद्दूषणमित्याह अद्वितीयस्येति। किंच । जीवानामयं धर्मः यत्कार्यप्रेरणं कार्यकारणं चेति न तु ब्रह्मणः शुद्धस्य । लीलयान्य-धर्मस्वीकारे तु क उत्कर्षापकर्ष इत्याह ब्रह्मण इति। किंच सर्वेषां नियन्ता भगवान् परमातमा प्रेरकः सर्वानेव यथासुखं सर्वत्र प्रेरयति तत्र किमुत्कृष्टमपकृष्टं वा सर्वस्यापि भगवदधिष्ठितत्वाविशेषात् अन्यधर्मसंवन्धेऽपि न काचित् क्षतिः। यथा आकाशे अभ्रतमःप्रकाशाः तद्वद्भगवतीत्याशयेनाह परमात्मन इति। अत एव कर्मभिः स्वकीयैः कर्मरूपस्य परमकाष्ठापन्नस्य निर्लेपस्य तेजो न वा वर्धते न वा ह्रसते अलौकिकत्वाद्दृष्टान्तमाह यथा रवेरिति। उच्चनीचस्थाने किरणानां संवन्धऽपि न काचिन्न्यूनता सर्वग्रहसंवन्धे वा न काप्युदयास्तमयौ ॥४॥

नन्वेवं सति कथं भगवान् सर्वेश्वरत्वमेव मन्यते न हीनभावं तथा सति जीवानामपकर्षबुद्ध्या नाशो भविष्यतीति चेत्तर्हि प्रकृतेऽपि तथेत्याशङ्का-यामाह न वै तेऽजित इति।

શ્લોકાર્થ -૪ : કારણ કે એક, અદ્વિતીય, બ્રહ્મ, પરમાત્માનું તેજ સૂર્યની પેઠે કર્મોથી વધતું નથી તેમ ઘટતું પણ નથી.(૪)

ભાવાર્થ, સુબોધિનીજી : જો આત્માઓ ઘણા હોય તો તેઓમાં હલકા અને મુખ્યની સ્થિતિ થતાં, બીજાના ગુણોનો આશ્રય કરવાની શાસ્ત્રમાં મના હોય. પરંતુ આત્મા એક જ હોય ત્યારે જેમ હાથથી ચરણ ધોવામાં આવે છે તેમ હલકામાં હલકા અંગની પણ સેવા ઉત્તમ અંગ કરે ત્યારે વિરોધ થતો નથી. ભગવાન જગતમાં એક જ હોવાથી તે હલકાની આજ્ઞા પ્રમાણે વર્તે તેમાં વિરોધ નથી. 'હિ' કારણ કે શબ્દથી તો કહેલો તર્ક જણાવેલ છે.

વળી જયાં બે પણા જેવું હોય ત્યાં એકબીજાની હલકાપણાની સ્થિતિ વર્ણન માને. જેનાથી બીજો કોઈ નથી એવા ભગવાન જ જગતમાં બધા સ્થળે છે. તેથી ભગવાનમાં કાંઈપણ દૂષણ નથી એમ 'અદ્વિતીય' વિશેષણથી કહેલું છે. વળી કાર્ય કરવાની પ્રેરણા કરવી અને કાર્ય કરાવવું આ જીવનો ગુણ છે. પરંતુ શુદ્ધ બ્રહ્મનો નથી. લીલાથી બીજાનો ગુણ સ્વીકારવામાં આવે તેમાં તો શું બડાઈ? એમ 'બ્રહ્મ' શબ્દથી કહેલ છે.

વળી બધાને વશ રાખનાર ભગવાન પરમાત્મા પ્રેરણા કરનાર હોઈ બધાઓને સુખ થાય તેમ બધા સ્થળે પ્રેરણા કહે છે. તેમાં શું ઉત્તમ? અને શું અધમ? બધાઓમાં ભેદવગર ભગવાન રહેલાં હોવાથી, તેમને બીજાના ધર્મનો સંબંધ થાય ત્યારે પણ કાંઈ હાની થતી નથી. જેમ આકાશમાં વાદળાં, અંધકાર અને પ્રકાશ છે તેમ ભગવાનમાં પણ જુદાજુદા પદાર્થો છે એવા અભિપ્રાયથી 'પરમાત્મા' શબ્દ કહેલો છે. તેથી પોતાના કર્મોથી નહિ લેવાતા ભગવાનનું તેજ વધતું પણ નથી તેમ ઘટતું પણ નથી. અલૌકિકપણાને લીધે 'સૂર્યની પેઠે' એવું દષ્ટાંત કહેલું છે. ઉંચા અને હલકા સ્થાનમાં કિરણોનો સંબંધ થવા

છતાં પણ સૂર્યને કાંઇ હાની થતી નથી.સૂર્યના કિરણોને સર્વ ગ્રહોનો સંબંધ થાય છતાં તેનો ઉદય અને અસ્ત થતો નથી. એમ હોય તો ભગવાન પોતે સર્વનો ઈશ્વર હોવાનું જ કેમ માને છે? પોતાની હલકી સ્થિતિ કેમ માનતા નથી? તેમ હોય તો જીવોની ભગવાન હલકા હોવાની બુદ્ધિ થતાં તેઓનો નાશ થશે એમ કહેવામાં આવે. ચાલુ પ્રસંગમાં પણ તેમ થશે એવી શંકા થતાં નીચેનો શ્લોક કહે છે.

**न वै तेऽजितभक्तानां ममाहमिति माधव।**
**त्वं तवेति च नानाधीः पशूनामिव वैकृता ॥५॥**

हे अजित कस्याप्यवश । ते भक्तानां ममाहमिति स्वाभिमानः कदाचिदपि स्वोत्कर्षख्यापको न भवति, उत्कर्षस्तु जीवानां पाञ्चभौतिकदेहयुक्तानां लक्ष्मीकृत एव भवति तस्यास्तु त्वमेव धवः । अतस्त्वयि को वाभिमानो भविष्यतीति भावः। किंच त्वद्भक्तानां न कस्मिंश्चिदपि त्रिविधाद्वैतयुक्तानाम् । द्रव्यादिभेदार्थं त्वं तवेति च बुद्धिर्न भवति। 'यो यच्छ्रद्धः स एव स' इति शास्त्रार्थानुसारेण त्वद्रूपा एव भवन्तीति तेषां सर्वात्मकता नित्यं स्फुरतीति न नानाधीर्भेदबुद्धिर्भवति। ननु सर्वेषामेव बुद्धिरयुक्ता को विशेषो भक्ता को विशेषो भक्तानामिति चेत् तत्राऽह पशूनामिवेति । अयुक्तापि बहिर्मुखानां भवतीति नानाबुद्धेर्भगवद्विषयत्वे न कोऽपि विशेष इत्याशङ्क्याह वैकृतेति । विकारविषयिणी सा, न हि वस्तुतो नानात्वमिति भावः॥५॥

एवं स्वापराधं भगवतः सर्वात्मकत्वादिधर्मेणानुसंधानतःपरिहृत्य निष्प्रत्यूहः सन् अभिप्रेतं राजसूयमारब्धवानित्याह इत्युक्त्वेति।

*શ્લોકાર્થ -૫ : હે અજીત ! હે માધવ! મારૂં અને તું તારૂં એવી પશુઓના જેવી વિકારબુદ્ધિ આપના ભક્તોની હોતી નથી.(૫)*

ભાવાર્થ, સુબોધિનીજી : હે અજીત! એટલે કોઈને પણ વશ ન થાઓ

તેવા આપના ભકતોને 'હું મારૂં' એવું પોતાના સંબંધી પોતાની બડાઇ દર્શાવનારૂં અભિમાન કોઇપણ સમયે થતું નથી. પંચમહાભૂતના બનેલા દેહવાળા જીવોને વડાઇ તો લક્ષ્મીથી થયેલી હોય છે અને આપ લક્ષ્મીના પતિ છો. તેથી આપનામાં અભિમાન શાનું જ થાય? એવો ભાવ છે. વળી ત્રણ પ્રકારના અદ્વૈતવાળા આપના ભકતોને કોઇપણ પદાર્થોમાં અભિમાન થતું નથી: 'તુ તારૂં' એવી બુદ્ધિ થતી નથી. જે જેનામાં શ્રદ્ધાવાળો છે તે તેવો જ છે. (ભ. ગી. ૧૭-૩) એ શાસ્ત્ર પ્રમાણે આપના ભકતો આપરૂપ જ હોવાથી તેમને સર્વાત્માપણું સદા સ્ફુરે છે. તેથી તેમને ભેદબુદ્ધિ થતી નથી. બધાએ જીવોની બુદ્ધિ દુષ્ટ હોય છે. તો ભકતોમાં શું સરસાઇ ? એવી શંકા થાય તેથી 'પશુઓના જેવી' શબ્દો યોજેલો છે. દુષ્ટ હોવા છતાં પણ બીજાની બુદ્ધિ બહિર્મુખ થાય છે એવો અર્થ છે.

ભેદબુદ્ધિ ભગવાનના સંબંધમાં થાય તેમાં કાંઇ ભેદ નથી એવી શંકા થાય તેથી 'વિકારવાળી' વિશેષણ યોજેલું છે. ભકતો ન હોય તેમની બુદ્ધિ વિકારવાળી હોય છે. કારણ કે વાસ્તવિક રીતે ભેદ નથી. એવો ભાવ છે.(૫)

આવી રીતે સર્વના આત્મા હોવાપણું ભગવાનના ગુણને લીધે અનુંસંધાનથી પોતાનો અપરાધ દૂર કરી, વિઘ્ન વિનાના થઇ યુધિષ્ઠિરે રાજસૂય યજ્ઞનો આરંભ કર્યો તે કહે છે.

**श्रीशुक उवाच-**

**इत्युक्त्वा याज्ञिये काले वव्रे युक्तान्सऋत्विजः ।**

**कृष्णानुमोदितः पार्थो ब्राह्मणान् ब्रह्मवादिनः ॥६॥**

कालस्य प्राधान्यात् याज्ञिये काल इत्युक्तम् । राजसूयस्यापि द्वादशाह प्रकृतित्वात् माघे मास्येवारम्भः सांवत्सरिकाणामपि स एव कालः । युक्तान् ऋत्विजः परंपरया प्राप्तान् अनिषिद्धान्वा प्रायेण सर्वानेव स्थविरान् विद्यातपोवृद्धान् अध्वर्य्वादिभावेन वव्रे । विघ्नशङ्कां वारयति कृष्णानुमोदित इति । पार्थ इति भगवतः साहाय्यं निश्चितं सूचितम् । ब्राह्मणानिति

ब्राह्मणानामेवार्त्विज्यं सर्वक्रतुष्विति विद्यातपोवृद्धक्षत्रियव्युदासः। ब्रह्मवादिन इति ब्राह्मणानामयमुत्कर्षः ॥६॥

तान् गणयति द्वैपायन इत्यादिना।

श्लोकार्थ - ६ : એમ કહીને યજ્ઞના સમયે શ્રીકૃષ્ણનું અનુમોદન પામેલા તે પાર્થે, યોગ્ય બ્રહ્મવાદી બ્રાહ્મણોને ઋત્વિજ તરીકે પસંદ કર્યા.(६)

ભાવાર્થ, સુબોધિનીજી : કાલ મુખ્ય હોવાથી 'યજ્ઞના સમયે' એમ કહેલું છે. રાજસૂય યજ્ઞ પણ બાર દિવસમાં કરાય તેવો હોવાથી માઘ માસમાં જ તેના આરંભ થાય છે. એક વર્ષમાં થનાર યજ્ઞનો પણ આરંભ આજ સમયે છે.'યોગ્ય' એટલે પરંપરાથી પ્રાપ્ત થયેલા, ઘણા ભાગે વૃધ્ધ, વિદ્યા અને તપની સમૃદ્ધિવાળા ઋત્વિજોને અધવર્યુ વિગેરેથી પસંદ કર્યા. 'શ્રીકૃષ્ણનું અનુમોદન પામેલા' વિશેષણથી વિઘ્ન થવાની શંકા દૂર કરી છે.'પાર્થ' શબ્દથી ભગવાનનું સહાય નિશ્ચયપૂર્વક સૂચવેલ છે. બધા યજ્ઞમાં બ્રાહ્મણો જ ઋત્વિજ હોય છે. 'બ્રાહ્મણોને' શબ્દથી વિદ્યા અને તપની સમૃદ્ધિવાળા ક્ષત્રિયોને ઋત્વિજ કર્યા ન હતા. 'બ્રહ્મવાદી' વિશેષણથી બ્રાહ્મણોનું ઉત્તમપણું જણાવેલ છે.(६)

નીચેના ત્રણ શ્લોકથી તે બ્રાહ્મણોના નામ કહે છે.

**द्वैपायनो भरद्वाजः सुमन्तुर्गौतमोऽसितः।**
**वसिष्ठश्च्यवनः कण्वो मैत्रेयः कवषस्त्रितः ॥७॥**
**विश्वामित्रो वामदेवः सुमतिर्जैमिनिः क्रतुः।**
**पैलः पराशरो गर्गो वैशम्पायन एव च ॥८॥**
**अथर्वा कश्यपो धौम्यो रामो भार्गव आसुरिः।**
**वीतिहोत्रो मधुच्छन्दा वीरसेनोऽकृतव्रणः ॥९॥**

त्रिंशदृषयोऽत्र गणिताः अकृतव्रणान्ताः। यद्यप्यत्र बहवो ब्राह्मणा मृगयन्ते तथापि उत्तमा एतावन्त एवेति। सप्तदश ऋत्विजः, दश चमसिनः,

एकधनिनस्त्रय इति दश दश उत्कर्षादिभावापन्ना वा उपलक्षणविधया गणिताः। एकादश प्रथमश्लोकोक्ताः ब्राह्मणा एव ब्रह्मविदः, विश्वामित्रादयो नव मध्यमाः, अथर्वादयो दश नव वा। रामो भार्गव एक इति। एते सर्वे महोपाख्यानाः ॥७॥८॥९॥

अन्येपि राजानः ब्राह्मणाश्च समाहूता इत्याहुः उपहूतास्तथा चान्ये इति।

श्लोकार्थ -७ : (१) द्वैपायन (२) ભરદ્વાજ (3) સુમંતુ (૪) ગૌતમ (૫)અસિત (૬) વસિષ્ઠ (૭) ચ્યવન (૮) કણ્વ (૯) મૈત્રય (૧૦) કવચ (૧૧) ત્રિત (૧૨) વિશ્વામિત્ર (૧૩) વામદેવ (૧૪) સુમતિ (૧૫) જૈમિનિ (૧૬) ક્રતુ (૧૭) પૈલ (૧૮) પરાશર (૧૯) ગર્ગ (૨૦) વૈશમ્પાયન (૨૧) અથર્વા (૨૨) કશ્યપ (૨૩) ધૌમ્ય (૨૪) રામ (૨૫) ભાર્ગવ (૨૬) આસુરિ (૨૭) વીતિહોત્ર (૨૮) મધુરછંદા (૨૯) વીરસેન (30) અકૃતવ્રણ

ભાવાર્થ, સુબોધિનીજી : જો કે અહીં યજ્ઞમાં ઘણા બ્રાહ્મણોની જરૂર છે. ઉત્તમ આટલા જ છે. ત્રીસ ઋષિઓના નામ અહીં કહેલાં છે. સત્તર ઋત્વિજો, દશ ચમસિન અને ત્રણ એક ધનવાળા ઉત્તમ સ્થિતિ પ્રાપ્ત કરેલા દશ દશ સૂચવનારા કહેલા છે. પહેલા સાતમા શ્લોકમાં અગીયાર બ્રાહ્મણો જ બ્રહ્મને જાણનારા છે. વિશ્વામિત્ર વિગેરે નવ મધ્યમ છે. અથવા વિગેરે દશ છે. અને રામ ભાર્ગવ એમ નવ છે. આ બધા મોટા ઉપાખ્યાનવાળા છે.(૭-૮-૯)

બીજા પણ રાજાઓ અને બ્રાહ્મણોને બોલાવેલ તે કહે છે.

**उपहूतास्तथा चान्ये द्रोणभीष्मकृपादयः।**
**धृतराष्ट्रः सहसुतो विदुरश्च महामतिः॥१०॥**

भीष्मादयो बन्धुश्रेष्ठाः, द्रोणादयो गुरवः, कृपादयोऽपि मान्याः। सर्वमैत्री कृतेति ज्ञापनार्थं धृतराष्ट्रादीनामाकारणमाह धृतराष्ट्रः सहसुत इति

**दुर्योधनादिसहितः। विदुरश्चापि शूद्रयोनिरपि महामतिरिति बीजप्राधान्येन स्मार्तज्ञानपूर्णत्वात्समाकारणमुचितम् ॥१०॥**

किं बहुना चत्वारो वर्णा जगति विद्यमानाःसमाहूता इत्याह ब्राह्मणा इति।

શ્લોકાર્થ -૧૦ : વળી તેજ પ્રમાણે બીજા દ્રોણ, ભીષ્મ, કૃપ વિગેરે પુત્રો સહિત ધૃતરાષ્ટ્ર અને ઘણી બુદ્ધિવાળા વિદૂરને આમંત્રણ આપવામાં આવ્યાં હતાં.(૧૦)

ભાવાર્થ, સુબોધિનીજી : ભીષ્મ વિગેરે ઉત્તમ બંધુઓ, દ્રોણ વિગેરે ગુરૂઓ કૃપ વિગેરે આમંત્રણ આપેલા, પુત્રો સહિત ધૃતરાષ્ટ્ર તેમને આમંત્રણ આપવાનું કહેલ છે. વળી વિદૂર શુદ્ર સ્રીથી ઉત્પન્ન થયેલ હોવા છતાં ઘણી બુદ્ધિવાળો હોવાથી બીજના મુખ્યપણાને લીધે સ્માર્ત જ્ઞાનમાં પૂર્ણ હોવાથી તેને આમંત્રણ આપવું યોગ્ય હતું.(૧૦)

વધારે કહેવાથી શું? જગતમાં રહેલા ચારે વર્ણોને તેમને આમંત્રણ આપેલું એમ નીચેના શ્લોકથી કહે છે.

**ब्राह्मणाः क्षत्रिया वैश्याःशूद्रा यज्ञदिदृक्षवः।**
**तत्रेयुः सर्वराजानो राज्ञां प्रकृतयो नृप ॥११॥**



**यज्ञदिदृक्षायुक्ताः** श्रद्धया अत्राधिकारो निरूपितः । न केवलमाकारणमात्रं किंतु सर्वे समागता इत्याह **तत्रेयुरिति**। अन्येषां स्त्रियः समायास्यन्त्येव। राज्ञां नायास्यन्तीति तासां कथनं **राज्ञां प्रकृतय** इति। नृपेति संबोधनं सादरम् ॥११॥

શ્લોકાર્થ -૧૧ : બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો, અને શુદ્રોને આમંત્રણ આપવામાં આવેલા. હે નૃપ! યજ્ઞના દર્શન કરવાની ઈચ્છાવાળા બધા રાજાઓ અને રાજાની સ્ત્રીઓ ત્યાં ગયેલાં.(૧૧)

ભાવાર્થ, સુબોધિનીજી : 'યજ્ઞના દર્શનની ઈચ્છાવાળા' એ વિશેષણથી

આ વિષયમાં શ્રધ્ધાથી અધિકાર પ્રાપ્ત થયેલ કહેલ છે. માત્ર આમંત્રણ આપેલ એટલું જ નહિ પરંતુ બધા આવ્યા એમ કહેલું છે. બીજાની સ્ત્રીઓ આવશે જ. રાજાની સ્ત્રીઓ નહિ આવે એમ જણાય તેથી 'રાજાની સ્ત્રીઓ' શબ્દો યોજેલ છે. હે નૃપ ! એવું પ્રેમથી સંબોધન કહેલું છે. (૧૧)

**ततस्ते देवयजनं ब्राह्मणाः स्वर्णलाङ्गलैः।**

**कृष्ट्वा तत्र यथाम्नायं दीक्षयांचक्रिरे नृपम् ॥१२॥**

**राजसूयः साग्निचित्यो भवतीति 'इयं वा अग्नेरतिदाहादबिभेत्' इत्युपाख्यानेन कर्षणं विहितम्। ततो देवयजन देवा इज्यन्ते अस्मिन् स्थान इति तत्स्थानम् । ब्राह्मणाः स्वयं स्वर्णलाङ्गलैः षड्गवैर्द्वादशगवैर्वा कृष्ट्वा उप्त्वा च तत्रैव यथाम्नायं आम्नातानुसारेण दीक्षयाश्चक्रिरे दीक्षां चक्रुरित्यर्थः। अभ्युत्सादयामित्यादिवत् अस्यापि 'आम्' प्रत्ययश्छान्दसः ॥१२॥**

**यज्ञे पदार्थसमृद्धिमाह हैमा इति।**

*શ્લોકાર્થ -૧૨ : પછી તે બ્રાહ્મણોએ યજ્ઞની ભૂમિને સૂવર્ણના હળથી ખેડીને ત્યાં શાસ્ત્રમાં કહેલી વિધિ પ્રમાણે રાજાને દીક્ષા આપી.(૧૨)*

ભાવાર્થ, સુબોધિનીજી : રાજસૂય અગ્નિવાળા ઈચ્છા કરી શકે તેવો હોવાથી 'આ ભૂમિ અગ્નિના ઘણા દાહથી ભય પામી' એ ઉપાખ્યાનમાં ભૂમિને ખેડવાનું કહેલ છે.

વળી આ જ સ્થાનમાં દેવોની પૂજા કરવામાં આવે છે. તે સ્થાનને બ્રાહ્મણોએ પોતે છ બળદો અથવા બાર બળદો જોડેલા સૂર્વણના હળથી ખેડી તેમાં વાવણી કરી શાસ્ત્રમાં કહેલી વિધિ મુજબ રાજાને દીક્ષા આપી એવો અર્થ છે.

નીચેના શ્લોકમાં યજ્ઞમાં પદાર્થોની સમૃદ્ધિ કહે છે.(૧૨)

**हैमाः किलोपकरणा वरुणस्य यथा पुरा।**

**इन्द्रादयो लोकपाला विरिञ्चिशिवसंयुता ॥१३॥**

किलेति, लोकोत्र प्रमाणम् । वरुणो निधिपतिरिति सोऽत्र दृष्टान्तीक्रियते। पुरेति तस्यापीदानी दुर्लभ इति सर्वोत्कर्षः। देवादयो लोकपालाः द्वीपान्तरस्था राजानश्च नागता भविष्यन्तीति तेषामा-कारणमागमनं चाह इन्द्रादय इति। विरिञ्चिशिवाभ्यां संयुताः ॥१३॥

**सगणाः सिद्धगन्धर्वा विद्याधरमहोरगाः।**
**मुनयो यक्षरक्षांसि खगाः किन्नरचारणाः॥१४॥**

सगणाः सेवकसहिताः आदित्यविश्वादयो वा गणदेवाः। सिद्धगन्धर्वादयश्च । मुनयोऽधिकारिणः सप्तर्षिरूपाः। यक्षरक्षांसि कुवेरपुलस्तिविभीषणादयः। खगा गरुडादयः। किन्नराश्चारणाश्च ॥१४॥

**राजानश्च समाहूता राजपत्न्यश्च सर्वशः।**
**राजसूयं समीयुः स्म राज्ञः पाण्डुसुतस्य वै ॥१५॥**

ततो द्वीपान्तरस्था राजनश्च समाहूताः चकाराद्ब्राह्मणा वैश्यादयश्च। राजपत्न्यश्च सर्वश इति। अगम्यस्थानेभ्योपि यतो राजसूयं समीयुः । स्मेति प्रमाणम् । राज्ञः पाण्डुसुतस्येति। महता क्रियत इति तत्रागमनं न लज्जायै ॥१५॥

ननु सर्वेषां निःशङ्कमागमने को हेतुरित्याशङ्क्य तमाह मेनिरे कृष्णभक्तस्येति।

શ્લોકાર્થ -૧૩ : પહેલા વરુણના યજ્ઞમાં હતી તેવી સુવર્ણની સામગ્રી ખરેખર હતી. બ્રહ્મા અને શંકર સાથે ઈંદ્ર વિગેરે લોકપાલો (૧૩) ગણો સહિત સિદ્ધો અને ગંધર્વો, વિદ્યાધરો, મોટા સર્પો, મુનીઓ, યક્ષો અને રાક્ષસો, પક્ષીઓ કિન્નરો અને ચારણો (૧૪) રાજાઓ અને રાજાની પત્નીઓ આમંત્રણ આપેલા હોવાથી રાજા પાંડુપુત્રના રાજસૂય યજ્ઞમાં સર્વ તરફથી ગયા.(૧૩-૧૪-૧૫)

ભાવાર્થ, સુબોધિનીજી : ખરેખર ! શબ્દથી એમ કહેલું છે કે લોક આવિષયમાં પ્રમાણ છે.વરૂણ ખજાનાનો પતિ હોવાથી તેનું દષ્ટાંત અહીં આપેલું છે. 'પહેલાં' શબ્દથી આ સમયે આવો ખજાનો દુર્લભ હતો એમ યુધિષ્ઠિરની સરસાઇ જણાવી. દેવ વિગેરે લોકપાલો અને દ્વિપમાં રહેનારા રાજાઓ નહિ આવ્યા હોય એવી શંકામાં તેમનું આગમન તેરમા શ્લોકમાં કહે છે. બ્રહ્મા અને શંકર સાથે ઇંદ્રો વિગેરે બધા દેવો આવ્યા. ગણો સહીત આવ્યા. અથવા આદિત્ય,વિશ્વ વિગેરે ગણદેવો આવ્યા. સિદ્ધો અને ગાંધર્વો આવ્યા. મુનિઓ, કુબેર, પુલસ્તિ, વિભિષણ વિગેરે યક્ષો અને રાક્ષસો, ગરૂડ વિગેરે પક્ષીઓ,કિન્નરો અને ચારણો આવ્યા.(૧૪)

બીજા દ્વિપમાં રહેનારા રાજાઓ 'ચ અને' શબ્દથી બ્રાહ્મણો અને વૈશ્યો આમંત્રણ આપેલા હોવાથી આવ્યા. રાજાની પત્નીઓ સર્વ તરફથી આવી. રાજસૂય યજ્ઞમાં આવી. મોટો પુરૂષ યજ્ઞ કરે છે તેથી ત્યાં આવવામાં શરમ નથી એમ જણાવવા 'રાજા પાંડુપુત્રના' શબ્દો યોજેલા છે. (૧૫)

વિચાર પાંડુપુત્રના બધાને આવવાનું શું પ્રયોજન? એવી શંકા થાય તેથી નીચેનો શ્લોક કહે છે.

**मेनिरे कृष्णभक्तस्य सूपपन्नविस्मता: ।**
**अयाजयन् महाराजं याजका देववर्चस: ।**
**राजसूयेन विधिवत् प्राचेतसमिवामरा: ।।१६।।**

अन्यस्य देशादिशुद्धिर्न भवतीति सूपपन्नत्वम् । अत एवातिसमृद्धिमपि दृष्ट्वा अविस्मिता: । ततो याजका ऋत्विज: राजसूयेन महाराजमयाजयन् । देववर्चस: इति तेषां यज्ञाभिव्यक्तिसामर्थ्यं सूचितम् । विधिवदिति नानुकल्प: कस्मिन्नप्यंशे । पूर्ववदेव दृष्टान्त: प्राचेतसमिवामरा इति ।।१६।।

तर्हि भगवान् किमुपेक्षां कृतवान् मारितवान् वेत्याशङ्कायामाहु: त एवेति ।

શ્લોકાર્થ - ૧૬ : *તેઓએ માન્યું કે શ્રીકૃષ્ણના ભક્તથી આ યજ્ઞ સહેલાઈથી*

*થઈ શકે તેવો છે તેથી વિસ્મય પામ્યા નહિ. જેમ દેવોએ વરૂણને કરાવેલો તેમ દેવના જેવા તેજસ્વી યજ્ઞ કરાવનારાઓએ મહારાજને વિધિ પ્રમાણે રાજસૂય યજ્ઞ કરાવ્યો.(૧૬)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> યુધિષ્ઠિરથી સહેલાઈથી આ રાજસૂય યજ્ઞ થઈ શકે તેવો હતો તેથી ઘણી સમૃદ્ધિ જોઈને તેઓ વિસ્મય પામ્યા નહિ. પછી બધા ઋત્વિજોએ મહારાજને રાજસૂય યજ્ઞ કરાવ્યો. 'દેવના જેવા તેજસ્વી' વિશેષણથી યજ્ઞનો પ્રકાશ કરવાંનું તેઓનું સામર્થ્ય સૂચવેલ છે. 'વિધિ પ્રમાણે' શબ્દથી કોઈપણ અંશમાં અનુકલ્પ ન હતો. 'દેવોએ વરૂણને કરાવ્યો તેમ' એમ દષ્ટાંત કહેલું છે.(૧૬)

**सुत्येऽहन्यवनीपालो याजकान् सदसस्पतीन्।**
**अपूजयन् महाभागान् यथावत् सुसमाहितः॥१७॥**

ततो मुख्ये सुत्येऽहनि 'माध्यंदिनसवने दक्षिणा नीयन्ते' इति 'यावन्तो वै सदस्यास्ते सर्वे दक्षिण्याः' इति च दक्षिणादानप्रस्तावे सुत्येऽहनि राजा **याजकान्** ऋत्विजः, **सदसस्पतीन्** सभ्यान्, अन्यानपि **महाभागान् अपूजयत्**। **यथावदा**त्रेयादिपूजाप्रकारेण। **सुसमाहित** इति क्रोधलोभादिरहितः॥१७॥

अत्राधिदैविकपूजार्थं मुख्योऽयमेव याग इति विचार आरभ्यते। **सदस्येत्यादि** ऋत्विग्भ्य इत्यन्तेन।

*<u>શ્લોકાર્થ -૧૭ :</u> સોમ કાઢયાના દિવસે રાજાએ મહાભાગ્યવાળા યજ્ઞ કરાવનારાઓ તથા સભાસદોની વિધિ પ્રમાણે ઘણા શાંત ચિત્તથી પૂજા કરી.(૧૭)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> પછી સોમ કાઢવાના મધ્ય દિવસે 'મધ્યાહ્ને સોમ કાઢવાના સમયે દક્ષિણા લઈ જાય છે.' જેટલા સભાસદો હોય તે બધા દક્ષિણા આપવા યોગ્ય છે.રાજાએ ઋત્વિજોની, સભાસદોની અને ઘણા

ભાગ્યવાળાઓની પૂજા કરી. 'ઘણા શાંત ચિત્તથી' ક્રોધ, લોભ વિનાના થઈને વિધિ પ્રમાણે પૂજા કરવાના પ્રકારથી પૂજા કરી.(૧૭)

આધિદૈવિક પૂજા માટે આ યજ્ઞ મુખ્ય હોવાથી અહીં કોણ પૂજા કરવા યોગ્ય છે તેનો નીચેના શ્લોકથી આરંભી સુડતાલીસમા શ્લોક સુધી વિચાર કરવામાં આવે છે.

**सदस्याग्रयार्हणार्हं वै विमृशन्तः सभासदः ।**
**नाध्यगच्छन्ननैकान्त्यात् सहदेवस्तदाब्रवीत्॥१८॥**

सदस्याग्रयार्हा बहुदक्षिणे यागे सुप्रसिद्धाः । यथा याज्ञवल्क्याय गोसहस्ररूपा दत्ता। ब्राह्मणेसु ब्रह्मविदेव तदर्हतीति । यद्यत्र परब्रह्म न भवति मूर्तिं धृत्वा तत्र जीवानां मध्ये तदभिज्ञोऽपि महान् भवति यत्र पुनर्भगवानेवाविलुप्तमहिमा मूर्तीः परिगृह्य तिष्ठति तत्र किं पूर्वन्यायेन अनुकल्प एव कर्तव्यः आहोस्विद्भगवते देयमिति अनुकल्पेनापि समारम्भे तेनैव समाप्तिः कर्तव्येति । सर्वयागेषु ऋषिभिरनुकल्प एव समारब्धः तस्मादत्रापि ब्रह्मविदां मध्ये केनाप्यतिशयेन यो महान् भवति स एव पूजामर्हतीति केचित् । तथा सति व्यासो वसिष्ठो वा भवति यज्ञानां सर्वत्र संस्थितेः उक्तत्वात् । प्रक्रियान्तरे मुख्ये संभवति गौणकल्पनाया अन्याय्यत्वात् भगवानेवार्हतीत्यन्ये। एवमपि व्यासस्योभयरूपत्वात् कुलवृद्धत्वात् पितामहत्वाच्च स एवार्हतीत्यपरे । सर्वधर्माभिज्ञः भीष्मस्ततोऽपि ज्येष्ठ इति स एवार्हतीति केचित् । तस्यापि गुरुः परशुराम इत्यन्ये । सर्वत्र च नानाविधा युक्तयः प्रसरन्ति तत्र साधको हेतुः कोऽप्यव्यभिचारी नास्ति। ब्रह्मवित्त्वं भगवत्त्वं मान्यत्वं श्रेष्ठत्वमन्यद्वा साक्षात्परब्रह्मत्वं सर्वकलापूर्णत्वं सच्चिदानन्दविग्रहत्वं कृष्णस्य भगवतः कश्चिदेव जानाति। अतोऽशत्वमेव साधारणमिति न सर्वेषां प्रतमतः संमति । ततः श्रेष्ठत्वं विमृशन्तः सर्व एव सभासदः कमपि सर्वोत्कृष्टं नाध्यगच्छन्। तत्र हेतुः हेतोरनैकान्त्यादिति । तत्र सहदेवः साक्षात्पूर्णपरब्रह्मत्वं सर्वदोषरहितं हेतुं मन्यमानः कृष्णे भगवति तत्साधयितुमब्रवीत् । स हि

ज्ञानकलावतारः सर्वज्ञो द्वादशवार्षिकमेष्यं जानाति तथाप्यपृष्टो न वदति । अत्र तु जिज्ञासायां सर्व एव पृष्टा भवन्तीति भगवत्प्रेरणया अब्रवीत्॥१८॥

आदौ साध्यं निर्दिशति अर्हतीति ह्यच्युतः श्रैष्ठ्यमिति।

શ્લોકાર્થ -૧૮ : સભાસદોમાં મુખ્યપણાને લાયક કોણ તેવિષે વિચાર કરતાં મુખ્યપણાનો નિર્ણયકારક હેતુ નહિ હોવાથી સભાસદો નિર્ણય કરી શકયા નહિ ત્યારે સહદેવે નીચે પ્રમાણે કહ્યું. (૧૮)

ભાવાર્થ, સુબોધિનીજી : બહુ દક્ષિણાવાળા યજ્ઞોમાં સભાસદોમાં મુખ્યપણાને લાયક બધું પ્રસિદ્ધ છે.જેમકે બ્રાહ્મણોમાં બ્રહ્મને જાણનાર જ તેને યોગ્ય હોવાથી યાજ્ઞવલ્કયને એક હજાર ગાયો દક્ષિણા આપેલી. જો અહિં આકાર ધારણ કરીને પરબ્રહ્મ રહેલા ન હોય તો જીવોમાં બ્રહ્મવિદ્યા જાણનાર પણ મોટો ગણાય. પરંતુ જયાં જેમના મહિમાનો લોપ થયેલો નથી તેવા ભગવાન જ આકાર ધારણ કરીને રહેલા છે ત્યાં પહેલાના નિયમ મુજબ અનુકલ્પ જ કરવો અથવા ભગવાનને મુખ્યપણું આપવું કારણ કે અનુકલ્પથી આ આરંભ કરવામાં આવે ત્યારે તેનાથી જ સમાપ્તિ કરવી જોઈએ.

કેટલાકનો મત એવો હતો કે બધા યજ્ઞોમાં ઋષિઓને અનુકલ્પ જ કરેલો હોવાથી અહીં બ્રહ્મ જાણનારાઓમાં કોઈપણ પ્રકારની શ્રેષ્ઠતાને લીધે જે ઉત્તમ હોય તે જ પૂજા કરવા યોગ્ય છે. જો તેમ હોય તો યજ્ઞો સર્વમાં રહેલા હોવાનું ગણાય. બીજી રીતે મુખ્યનો સંભવ હોય ત્યાં હલકાની કલ્પના અયોગ્ય હોવાથી બીજાઓનો મત એવો હતો કે ભગવાન જ તેને માટે યોગ્ય છે. બીજાઓ એવા મતના હતા કે એમ હોય તો પણ વ્યાસ ભગવાન અને બ્રહ્મને જાણનારા હોવાથી અને કુલમાં વૃદ્ધ હોવાથી અને યુધિષ્ઠિરના પિતામહ હોવાથી પૂજા કરવા યોગ્ય હતા. બીજાઓ એમ કહેતા હતા કે સર્વ ધર્મ જાણનારા ભીષ્મ વ્યાસથી પણ મોટા હોવાથી તે જ યોગ્ય હતા.

બીજાઓ એમ માનતા હતા કે ભીષ્મના પણ ગુરૂ પરશુરામ યોગ્ય હતા. બધામાં જુદાજુદા પ્રકારના વિચાર પ્રસરતા હતા. તેમાં મુખ્યપણું સિદ્ધ કરનારો વ્યભિચાર વિનાનો કોઈપણ ન હતો. ભગવાન શ્રીકૃષ્ણનું બ્રહ્મ

જાણનાર હોવાપણું, ભગવાનપણું માન આપવા યોગ્યપણું, ઉત્તમપણું અને સાક્ષાત પરબ્રહ્મ હોવાપણું, સર્વ કલાઓથી ભરપુર, સચ્ચિદાનંદ દેહવાળાને કોઈક જ જાણતા હતા. તેથી ભગવાનના અંશ હોવાથી, સર્વમાં સમાન હોવાથી બધાની સંમતિ શ્રીકૃષ્ણને ઉત્તમપણું આપવામાં હતી. તેથી બધાએ સભાસદોએ ઉત્તમપણાનો વિચાર કરતાં કોઈને પણ આમનાથી ઉત્તમ જાણ્યા નથી. તેનું કારણ 'નિર્ણયકારક નહિ હોવાથી' શબ્દથી કહેલ છે. તે પ્રસંગે સાક્ષાત્ પૂર્ણ પરબ્રહ્મ હોવાપણાને અને દોષ વિનાના હોવાને કારણે સહદેવે ભગવાન શ્રીકૃષ્ણમાં તે સિદ્ધ કરવા કહ્યું. કારણ કે તે યાજ્ઞકલાનો અવતાર, સર્વ જાણકાર હોઈ, બાર વર્ષમાં થનારૂં જાણતો હતો છતાં પણ પૂછ્યા વગર બોલતો ન હતો. આ પ્રસંગે ભગવાનની પ્રેરણાથી તે બોલ્યો. (૧૮)

આરંભમાં નીચેના શ્લોકમાં જે સિદ્ધ કરવાનું છે તે કહે છે.

**अर्हति ह्यच्युतः श्रैष्ठ्यंतः श्रैष्ठ्यमिति ।**
**एष वै देवताः सर्वा देशकालधनादयः ॥१९॥**

तत्र हेतुर्भगवानिति । भगवत्त्वं व्यासादिष्वप्यस्तीत्याशङ्क्याह सात्वतां पतिरिति । अन्ये हि कार्यार्थं भगवदंशपुरुषनिर्मित-प्रपञ्चैकदेशार्थसिद्ध्यर्थं केनचिदंशेनावतीर्णाः पतित्वात् समागतः । अतो भगवदिच्छयैव कालसंबन्धिनो न तं जानन्ति । तस्मादयमव्यभिचारी हेतुः पूर्णभगवत्त्वमिति । ननु तथापि प्रकरणानुरोधेन पदार्थनिर्णयः कर्तव्यः प्रकरणमत्र देवानां प्रीतिः 'यक्ष्ये विभूतीः' इतिवाक्यात् न हि यत् सेवकेभ्यो देयं तत् स्वामि दातुं शक्यते। लोकाः स्वामिदर्शनेऽपि न सेवकेभ्यः प्रयच्छन्तीत्याशङ्क-यामाह एष वै देवताः सर्वा इति । यदि सर्वे देवाः प्रीणनीयाः तदा स्थानापेक्षया स्वरूपमुत्तमिति 'यावतीर्वै देवताः' यस्यास्ति भक्तिर्भगवत्यकिंचना' इति वाक्यानुरोधं परित्यज्य साक्षात्सर्व-देवतारूपं भगवन्तमेव पूजयन्त्वित्यर्थः । वै निश्चयेनेति उपचारव्यावृत्तिरुक्ता । यथा 'अग्निः सर्वा देवताः' 'आपो वै सर्वा देवताः' इति तत्र तत्रोपाख्याने सर्वदेवत्वं तेषां गौणभावत्वेन निरूपितम् । यथा

'देवासुराः संयत्ताः आसन् ते देवा बिभ्यतोऽग्निं प्राविशन् तस्मादाहुरग्निः सर्वा देवता' इति तथाग्निरपि अपः प्राविशत्। 'स निलायत सोऽपः प्राविशत्' इति। एवं केनचिन्निमित्तेनैव सर्वेषां सर्वदेवतारूपत्वं गौणमेव स्वभावत एव भगवान् सर्वदेवतारूपः 'कदाचित्सर्वमात्मैव भवति' इति पक्षे त एव देवा अत्र पूज्याः 'इन्द्रादयो बाहवः' इत्यादिवाक्याद्वा अधिदैविका एव यज्ञभाज इति। ननु तथापि योग्य कस्मिंश्चिद्देशे कस्मिंश्चित्काले तत्र प्रवर्तमानस्य यागस्य ऋषीणां तदधीनत्वात् तद्देशतत्कालाभिमानिनी देवतैव प्रकरणवशात् पूजामर्हतीत्याशङ्क्याह देशकालेति। योग्येन संबध्यत इति प्राकृता धनादयः पदार्थाः कथं साक्षाद्भगवते दातुं शक्याः। लोकेपि विप्राय गुरवे स्वामिने नहि शूद्रः स्वकन्यां प्रयच्छति किंतु शूद्रायैवाधमायापि दातुं वाञ्छतीत्याशङ्क्याह **धनादय** इति। आदिशब्देन वस्त्राभरणानि गवादयश्चोच्यन्ते ॥१९॥

एवं ब्रह्मत्वमङ्गीकृत्य तस्मिन् दानं समर्पितं ब्रह्मत्वं तु साधयति यदात्मकमिदं विश्वमिति।

*<u>શ્લોકાર્થ -૧૯ :</u> વૈષ્ણવોના પતિ ભગવાન અચ્યુત ઉત્તમપણાને યોગ્ય છે. આ નિશ્ચય સર્વ દેવતાઓ દેશ, કાલ ધન વિગેરે છે. (૧૯)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> તેના હેતુ 'ભગવાન' શબ્દથી કહેલો છે. ભગવત્પણું વ્યાસમાં પણ છે એવી શંકા થાય તેથી 'વૈષ્ણવોના પતિ' શબ્દ યોજેલ છે.કારણ કે બીજાઓ કાર્ય માટે, ભગવાનના અંશ પુરૂષે રચેલા જગતના એક ભાગનું પ્રયોજન સિદ્ધ થાય તે માટે કોઈક અંશથી અવતરેલા છે. અને શ્રીકૃષ્ણ તો 'વૈષ્ણવોના પતિ હોવાથી' કાલને ઠગીને કાલના ઘરમાં આવેલાઓને લઈ જવા પધારેલા હોવાથી મયાર્દાનું રક્ષણ કરવા પતિ થઈ પધારેલા છે. તેમની ઈચ્છાથી જ કાલના સંબંધવાળાઓ તેમને જાણતા નથી. તેથી આ 'પૂર્ણ ભગવાન હોવાપણું' એ વ્યભિચાર વિનાનો હેતું છે. છતાં પણ પ્રકરણને અનુસરીને પદાર્થનો નિર્ણય કરવો જોઈએ. 'આપની વિભૂતિઓનું પૂજન કરીશ' એ વાક્ય પ્રમાણે અહીં પણ દેવોની પ્રીતિ છે.

જે સેવકોને આપવા જેવું છે તે સ્વામીને આપી શકાતું નથી. સ્વામીના દર્શન થતાં હોય ત્યારે પણ લોકો સેવકોને આપે છે એવી શંકા થાય તેથી આ નિર્ણય સર્વ દેવતાઓનો છે.એમ કહેલું છે. જો બધા દેવતાઓને પ્રસન્ન કરવાના હોય તો સ્થાન કરતા દેવતાઓનું સ્વરૂપ ઉત્તમ હોવાથી 'જેટલા દેવતા છે' તે બ્રહ્મને જાણનાર બ્રાહ્મણમાં રહેલા છે. જેની ભગવાનમાં નિષ્પ્રયોજન ભક્તિ છે. તેમાં સર્વ દેવતાઓનો વાસ છે. આવા વાક્યોનો આદર તજીને સર્વ દેવતારૂપ સાક્ષાત ભગવાનની પૂજા કરે, એવો અર્થ છે.

જેમ 'અગ્નિ' સર્વ દેવતાઓ છે, જલ સર્વ દેવતાઓ છે.એમ જુદા જુદા ઉપાખ્યાનોમાં તેમનું દેવપણું કહેલું છે. તેવો ઉપચાર કહેલો નથી એમ જણાવવા 'વૈ' 'નિશ્ચય' શબ્દ યોજેલ છે. જેમ દેવો અને અસુરો યુદ્ધ કરતા હતા ત્યારે દેવો ભય પામી અગ્નિમાં પેઠા તેથી અગ્નિ સર્વ દેવતાઓ છે. એમ કહે છે. તેમ અગ્નિ પણ સંતાઇ ગયો તેને જલમાં પ્રવેશ કર્યો એ વાક્ય પ્રમાણે જલમાં પ્રવેશ કર્યો. એવી રીતે કોઇ એક નિમિત્તથી જ સર્વનું સર્વ દેવતારૂપપણું ગૌણ જ છે. ભગવાન સ્વભાવથી જ સર્વ દેવતારૂપ છે. કોઈવાર આત્મા જ સર્વ થાય છે. એ મત પ્રમાણે તે જ દેવો અહીં શ્રીકૃષ્ણમાં પૂજવા યોગ્ય છે. અથવા ઇંદ્ર વિગેરે બાહુઓ છે એ વાક્ય પ્રમાણે આધિદૈવિકો જ યજ્ઞમાં ભાગ લે છે. છતાં પણ કોઇ દેશમાં અને કોઇ કાલમાં ત્યાં થતો યજ્ઞ અને ઋષિઓ તેને આધિન હોવાથી તેના અભિમાનવાળા દેવતા જ પૂજા કરવા યોગ્ય છે. એવી શંકા થાય તેથી 'દેશ કાલ ધન છે' શબ્દો યોજેલ છે.

છતાં પણ યોગ્યનો યોગ્ય સાથે સંબંધ થાય છે. તેથી ધન વિગેરે હલકા પદાર્થો સાક્ષાત્ ભગવાનને કેમ આપી શકાય? લોકમાં પણ શુદ્ર પોતાની કન્યા વિપ્રને કે ગુરૂને આપતો નથી. પરંતુ શુદ્ર અધમ હોવા છતાં તેને જ આપવા ઇચ્છે છે એવી શંકા થાય તેથી 'ધન' વિગેરે શબ્દ યોજેલ છે. વિગેરે શબ્દથી વસ્ત્રો, આભરણો, ગાયો વિગેરે કહેલાં છે.(૧૯)

એવી રીતે શ્રીકૃષ્ણમાં બ્રહ્મપણું સ્વીકારી લઇ તેમને મુખ્યપણું આપવાનું નક્કી સિદ્ધ કર્યું તે હવે કહે છે.

**यदात्मकमिदं विश्वं क्रतवश्च यदात्मकाः ।**
**अग्निराहुतयो मन्त्राः सांख्यं योगश्च यत्परः ।।२०।।**



विश्वस्यैतदात्मकत्वे यशोदा प्रमाणं न केवलं लौकिकात्मत्वे ब्रह्मत्वमिति वेदार्थरूपत्वमप्याह क्रतवश्च यदात्मका इति । क्रतूनां तदात्मकत्वे वराहावतार एव प्रमाणम् । सर्वयज्ञस्वरूपत्वं प्रकटयन् तेन रूपेण प्रादुर्भूतो भगवान् । सर्वमग्नौ हूयत इति अग्निप्रीतिः कर्तव्येति प्रकरणपक्षेऽप्याह अग्निरिति । अयमेवाग्निः 'ब्रह्म तर्हि अग्निः' इति श्रुतेः तादृश एव च होमः । योग्यत्वाय आहुतीनां भगवत्त्वमाह आहुतय इति। मन्त्राभिमानिनी देवता प्रकरणवशान्मुख्येत्याशङ्क्याह मन्त्रा इति । तथापि शास्त्रानुसारेण यो महान् भवति स एव ग्राह्यो न युक्त्या किंचित् कर्तव्यमित्याशङ्कायामाह सांख्यं योगश्चयत्पर इति । वेदादीनि पञ्चशास्त्राणि तत्र ब्रह्मत्वे यज्ञत्वे च सिद्धे वेदार्थः सिद्धः । सांख्यस्य त्वत्रैव तात्पर्यं एतस्यैव सर्वात्मत्वं स्नेहान्निश्चितम् । योगस्यापि ध्यानमूर्तिरयमेवेति आत्मेति च एतदर्थमेव चित्तवृत्तिरोधमिति 'आत्मन्येव वशं नयेत्' इति वाक्यात्तात्पर्यम् । चकारात्पशुपतिमतस्याप्यत्रैव । स्कन्दपुराणे महादेवेन स्कन्दं प्रत्युक्तत्वात् 'परमो विष्णुरेवैकस्तज्ज्ञानं परमं मतम् । शास्त्राणां निर्णयस्त्वेषस्त-दन्यन्मोहनाय हि' इति । वैष्णवसिद्धान्ते तु न सन्देह एव । अतः सर्वशास्त्राणामत्रैव तात्पर्यमित्यर्थः ।।२०।।

ननु तथापि ब्रह्मलक्षणाभावे कथं ब्रह्मत्वमिति चेत्तत्राह एकएवाद्वितीयेऽसाविति ।

*શ્લોકાર્થ -૨૦ : આ વિશ્વ જેમના રૂપ છે અને યજ્ઞો જેમાના રૂપો છે. આ અગ્નિ આહુતિઓ છે. સાંખ્ય અને યોગ જેમનામાં લીન થયેલા છે તેવા શ્રીકૃષ્ણ છે.(૨૦)*

ભાવાર્થ, સુબોધિનીજી : વિશ્વ આ શ્રીકૃષ્ણરૂપ હોવામાં યશોદા પ્રમાણ છે. માત્ર લૌકિક વિશ્વના આત્મા હોવાથી બ્રહ્મપણું થતું નથી તેથી 'યજ્ઞો જેમના રૂપ છે' શબ્દોથી વેદના અર્થરૂપ હોવાનું પણ કહે છે. યજ્ઞો તે

શ્રીકૃષ્ણરૂપ હોવામાં વરાહ અવતાર પ્રમાણ છે. સર્વ યજ્ઞોનું સ્વરૂપ પ્રગટ કરીને ભગવાન તે રૂપથી પ્રગટ થયેલા છે.

બધાનો અગ્નિમાં હોમ કરવામાં આવે છે તેથી અગ્નિની પ્રીતિ પ્રાપ્ત કરવી જોઈએ. એ મત મુજબ 'અગ્નિ' એમ કહેલ છે. ત્યારે 'અગ્નિ બ્રહ્મ છે' એ શ્રુતિ પ્રમાણે આ શ્રીકૃષ્ણ જ અગ્નિ છે. 'આહુતિઓ' શબ્દથી તેમને ભગવાન કહેલા છે. મંત્રોના અભિમાનવાળા દેવતા પૂજવા યોગ્ય છે એવી શંકા થાય તેથી 'મંત્રો' એમ કહેલ છે.

છતાં પણ શાસ્ત્ર પ્રમાણે જે ઉત્તમ હોય તે જ પૂજા કરવા યોગ્ય સ્વીકારવા જોઈએ. પરંતુ તર્કથી કંઈ કરવું જોઈએ નહિ એવી શંકા થાય તેથી 'સાંખ્ય અને યોગ જેમનામાં લીન થયેલા છે' એમ કહેલું છે. વેદ વિગેરે પાંચ શાસ્ત્રો છે. તે પૈકી બ્રહ્મપણું અને યજ્ઞપણું સિદ્ધ થતાં વેદના અર્થરૂપણું સિદ્ધ થયું. સાંખ્યનો નિર્ણય કરેલો છે. શ્રીકૃષ્ણ યોગનું તાત્પર્ય છે. કારણ કે યોગની પણ ધ્યાન કરવાની મૂર્તિ શ્રીકૃષ્ણ છે. શ્રીકૃષ્ણ આત્મા હોવાથી મન આત્માને જ વશ કરવું. (ભ.ગ.૬.૨૨) એ વાક્ય પ્રમાણે ચિત્તની વૃત્તિઓનો નિરોધ કરવાનો છે. 'ચ અને' શબ્દથી પશુપતમતનું તાત્પર્ય પણ આપનામાં જ છે. કારણ કે પુરાણમાં મહાદેવે સ્કંધપુરાણમાં કહેલું છે કે 'એક વિષ્ણુ જ સર્વથી મોટા છે.' તેમનું જ્ઞાન ઉત્તમ મનાયેલું છે. આ શાસ્ત્રનો નિર્ણય છે. તેનાથી જુદુ મોહ છે એમ કહેલું છે. તેથી સર્વ શાસ્ત્રોનું તાત્પર્ય આ શ્રીકૃષ્ણમાં જ છે. એવો અર્થ છે.(૨૦)

છતાં પણ શ્રીકૃષ્ણમાં બ્રહ્મનું લક્ષણ નહિ હોવાથી તે બ્રહ્મ કેમ હોઈ શકે? એવી શંકામાં હવે કહે છે.

**एक एवाद्वितीयोऽसावैतदात्म्यमिदं जगत्।**
**आत्मनात्माश्रयः सभ्याः सृजत्यवति हन्त्यजः ॥२१॥**

वेदान्तेषु एकं ब्रह्म अद्वितीयं ब्रह्मेति क्वचित् ब्रह्मलक्षणं कचिन्निर्णयशास्त्रे विश्वं ब्रह्मेति अत एव विश्वमिति प्रथमनाम। किंच, 'स आत्मानं स्वयमकुरुत'

इति श्रुतेः । 'यो ह्यात्मानं स्वयं करोति स आत्मा ब्रह्मे'ति 'यस्त्वात्माश्रयः स ब्रह्मेति' 'यतो वा इमानि भूतानि जायन्ते' इत्यादिश्रुतिभिः सृष्टिप्रलयकर्ता ब्रह्मैव यस्तु सर्वान्तर्यामी सर्वप्रेरकः स ब्रह्मेति 'अन्तरो यमयति' इति श्रुतेः। एवं बहुवाक्यानुरोधेन सर्वमेव धर्मजातं भगवद्गतमित्यनुवदति । एक एवायं महतां दृष्टिरत्र प्रमाणं । ते हि सर्वत्र कृष्णमेव पश्यन्ति अद्वितीयश्च 'ज्योतींषि विष्णुः' इत्यादिवाक्यात् । तेषामनुभवोऽपि प्रमाणं सोऽन्यो भविष्यतीत्याशङ्क्याह असाविति । 'सर्वेषामेव भूतानां पिता माता स माधवः। तमेव शरणं यात शरण्यं कौरवर्षभाः' इति मार्कण्डेयवाक्यात् पर्णपुटे तेनायमेव दृष्ट इत्यभिज्ञानाच्च । किंच । ऐतदात्म्यमिदं जगत् दुर्वाससा आरण्येक पर्वणि निर्धारितं अन्यथा शाकान्नमुष्टिभक्षणेन कथं ते तृप्ता भवेयुः। किंच । अयमेवात्मनात्माश्रयो भूत्वा जगत् आत्मस्वरूपं सृजत्यवति हन्ति स्वयं त्वजः। अत्र प्रमाणं सभ्या इति संबोधनं संमत्यर्थम् ॥२१॥

<u>શ્લોકાર્થ -૨૧ :</u> *આ એક જ અદ્વિતિય છે. આ જગતના આ આત્મા છે. હે સભ્યો ! પોતાની મેળે પોતાના આશ્રયવાળા જન્મરહતિ આ જગતને ઉત્પન્ન કરે છે, પાળે છે, નાશ કરે છે.(૨૧)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> બ્રહ્મ એક જ છે.અદ્વિતિય છે.એવું લક્ષણ કોઇ સ્થળે ઉપનિષદોમાં છે. વળી શાસ્ત્રમાં 'વિશ્વ બ્રહ્મ છે' એવું લક્ષણ છે. તેથી જ 'વિશ્વ' એવું પહેલું નામ શ્લોક-૨૦માં કહેલું છે. 'તેમને પોતાની મેળે પોતાને કર્યા' એ શ્રુતિ પ્રમાણે જે પોતાની મેળે પોતાના આત્માને કહે છે તે આત્મા બ્રહ્મ છે. તેથી જે પોતાના આશ્રયવાળા છે તે બ્રહ્મ છે. જેમનામાંથી આ પ્રાણીઓ ઉત્પન્ન થાય છે. એ શ્રુતિઓ પ્રમાણે સૃષ્ટિ અને પ્રલય કરનાર બ્રહ્મ જ છે. વળી 'અંદર રહેલ વશ કરે છે.' એ શ્રુતિ પ્રમાણે તે સર્વના અંતર્યામી સર્વને પ્રેરણા કરનાર છે. તે બ્રહ્મ છે એમ કહે છે. આ 'એક જ છે.' આ વિષયમાં ઉત્તમ પુરૂષની દષ્ટિ પ્રમાણ છે. કારણ કે તેઓ બધા સ્થળે શ્રીકૃષ્ણને જ જુએ છે. વળી તારાઓ વિષ્ણું છે. એ વાક્ય પ્રમાણે આ 'અદ્વિતીય' છે. તેમનો અનુભવ ઉત્તમ પુરૂષનો પ્રમાણ છે.'તે બીજા હશે' એવી શંકા થાય તેથી 'આ' એમ કહેલું છે. તે માધવ

બંધાના માતા અને પિતા છે. હે ઉત્તમ કૌરવો ! શરણે જવા યોગ્ય તેમને જ શરણે જાવ. (મહા.વનપર્વ ૧૮૯-૫૫) એ માર્કંડયના વચન પ્રમાણે પાંદળાના રૂપ પાત્રમાં તે માર્કંડેયે આપને જોયા અને ઓળખ્યા તેથી તે આ જ છે. વળી તે આ જગતના આત્મા છે. આરણ્ય પર્વમાં દુર્વાસાએ એવો નિર્ણય કહેલો છે. તેમ ન હોત તો મુઠી શાકરૂપ અન્ન શ્રીકૃષ્ણે ભક્ષણ કરતાં તેઓ અને તેમના શિષ્યો ધરાઈ કેવી રીતે જાય? વળી આજ પોતાની મેળે પોતાના આશ્રયવાળા થઈ પોતાના સ્વરૂપવાળા જગતને ઉત્પન્ન કરે છે, પાળે છે અને નાશ કરે છે. છતાં પોતે તો જન્મ રહિત રહે છે. 'સભ્યો' શબ્દોથી પ્રમાણ કહેલું છે. (૨૧)

**विविधानीह कर्माणि जनयन् यदवेक्षया ।**
**ईहते हृदयं सर्वः श्रेयो धर्मादिलक्षणम् ।।२२।।**

किंच । इहैव जगति विविधानि कर्माणि जनयन् यो वर्तते सर्वकमाण्ययमेवोत्पादयति 'योऽन्तः प्रविश्य मम वाचम्' इतिवाक्यानुसारेण । अत्रापि प्रमाणं 'सभ्या' इत्येव । किंच । साक्षी चायं यतः सर्वोऽपि लोकोऽस्मदादिः धर्मादिलक्षणं श्रेय ईहते यदवेक्षयैव, न हि भगवदवेक्षाभावे श्रेयः सिद्ध्यति । अत्र वयमेव प्रमाणम् ।।२२।।

तर्हि आशंसायां दोषो भविष्यतीत्याशङ्क्य साध्वाशंसितमित्याह दिष्ट्या व्यवसितं भूपा इति ।

*શ્લોકાર્થ -૨૨ : આ લોકમાં વિવિધ કર્મો ઉત્પન્ન કરતાં તે રહે છે કારણ કે સર્વ લોક જેમની સંભાળને લીધે ધર્મરૂપ કલ્યાણ પ્રાપ્ત કરવા પ્રયાસ કરે છે. (૨૨)*

ભાવાર્થ, સુબોધિનીજી : આ જગતમાં વિવિધ કર્મો ઉત્પન્ન કરતાં જે શ્રીકૃષ્ણ રહે છે. જે અંદર પ્રવેશ કરીને મારી વાણીને પ્રેરે છે. એ વાક્ય પ્રમાણે આ ભગવાન જ સર્વે કર્મોને ઉત્પન્ન કરે છે. આ વિષયમાં પણ 'સભ્યો' એ શબ્દથી જ પ્રમાણ કહેલું છે. વળી આ શ્રીકૃષ્ણ સાક્ષી છે. કારણ કે આપણા બધાને તેમની સંભાળને લીધે ધર્મરૂપ કલ્યાણ પાપ્ત કરવા પ્રયાસ કરે છે કારણ

કે તે ભગવાનની સંભાળ વિના કલ્યાણ પ્રાપ્ત થતું નથી આમાં પાંડવો પ્રમાણ છે.(૨૨)

**तस्मात्कृष्णाय महते दीयतां परमार्हणम् ।**
**एवं चेत्सर्वभूतानामात्मनश्चार्हणं भवेत् ॥२३॥**

तस्मात् साक्षात्पूर्णपरब्रह्मत्वात् सर्वानुपपत्त्यभावाच्च । **कृष्णायैव दीयतां परमार्हणम्** । तथाप्यस्मदपेक्षया कनिष्ठः मातुलेयः कथं दानमर्हतीत्याशङ्कायामाह **महत इति** । विश्वरूपप्रदर्शनात् 'पिता माता' इति वाक्याच्च महत्त्वं सिद्धं मोहार्थमेव च तस्याल्पत्वमिति, परंत्वल्पार्हणं न देयं किंतु **परमार्हणम्** । नन्वेवं कृते को विशेषः अलौकिकं च भवति अतो व्यासादिरेव कश्चित्पूजार्हो भवत्वित्याशङ्कायामाह एवं चेदिति । अत्र बहवः एव समानास्तिष्ठन्ति सर्व एवैकदा पूजयितुमशक्याः तत एकपूजायामन्यद्रोहो भवतीति प्रत्यक्षविरोधः । अथ 'योऽन्यां देवतामुपास्ते' इति श्रुतिविरोधश्च । अतस्तादृशाय देयं यस्मिन् दाने सर्व एव तृप्ता भवन्ति सोयमेवेत्याह **एवं चेत्सर्वभूतानामात्मनश्चार्हणं भवेदिति** ॥२३॥

तत्र हेतुः **सर्वभूतात्मभूतायेति** ।

<u>શ્લોકાર્થ -૨૩:</u> *તેથી ઉત્તમ શ્રીકૃષ્ણનું મુખ્ય પૂજન કરો. એમ કરવામાં આવશે તો સર્વ પ્રાણીઓનું અને આપનું પૂજન થશે.(૨૩)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> તેથી એટલે શ્રીકૃષ્ણ સાક્ષાત્ પૂર્ણ પરબ્રહ્મ હોવાથી અને કોઈ પણ અયોગ્યતા ન હોવાથી શ્રીકૃષ્ણનું મુખ્ય પૂજન કરો.

તો પણ અમારાથી નાના (મામા) પૂજાના દાન માટે યોગ્ય કેમ ગણાય? એવી શંકા થાય તેથી 'ઉત્તમ' વિશેષણ યોજેલું છે. ભગવાને પોતાનું વિશ્વરૂપ દર્શાવેલું તેથી તે સર્વના પિતા માતા છે. (૧૦-૪૩-૪૨)

એ વાક્યથી તેમનું ઉત્તમપણું સિદ્ધ થયેલું છે. તેમનું અલ્પપણું તો મોહ ઉત્પન્ન કરવા જ દેખાડે છે. માટે મુખ્ય પૂજન કરવું.

એમ કરવામાં આવે તેમાં વધારે શું છે? વળી લૌકિક ન હોય તેવું થાય છે. તેથી વ્યાસ વિગેરે પૂજન કરવા યોગ્ય ભલે રહે એવી શંકા થાય તેથી ઉત્તરાર્ધ યોજેલ છે. આ પ્રસંગે ઘણાએ સરખા છે. બધાઓનું એક સમયે પૂજન કરવું અશક્ય છે. તેથી એકનું પૂજન થતાં બીજાનો દ્રોહ થશે એમ પ્રત્યક્ષનો વિરોધ થાય છે. જે બીજા 'દેવતાઓને પૂજે છે' એ શ્રુતિનો વિરોધ થાય છે. તેથી તેવાનું પૂજન કરવું એવા તો આ જ શ્રીકૃષ્ણ છે. એ બતાવવા 'સર્વ પ્રાણીઓનું અને આપનું પૂજન થશે' એ શબ્દોથી કહે છે.

તેનું કારણ નીચેના શ્લોકમાં કહે છે.(૨૩)

**सर्वभूतात्मभूताय कृष्णायानन्यदर्शिने।**
**देयं शान्ताय पूर्णाय दत्तस्यानन्त्यमिच्छता ॥२४॥**

सर्वभूतभूतः आत्मभूतश्च । वेदव्यासव्यावृत्त्यर्थं कृष्णायेत्येकवचनकथनम्। ननु तथापि गृहीतावतारः कदाचिदपि आत्मनं परिच्छिन्नं मन्येत तदा दोषाद्दानमनुचितं स्यादित्याशङ्क्याह अनन्यदर्शिन इति। न तस्य क्वचिदप्यन्यदर्शनमस्ति किंतु सर्वमात्मत्वेनैव पश्यतीत्यर्थः। प्रसङ्गाद्दोषान्तरमपि वारयति शान्ताय पूर्णायेति। शान्तो दानपात्रं पूर्णश्च, लोलुपता क्रोधश्च दोषौ । एवं निर्दोषपूर्णगुणपात्रे दाने अनन्तं फलं भवति॥२४॥

*શ્લોકાર્થ-૨૪ : દાનનું અનંત ફલ ઈચ્છનારે સર્વ પ્રાણીઓ અને આત્મા બનેલા , બીજા કોઈ નહિ જોનાર, શાંત પૂર્ણ શ્રીકૃષ્ણને દાન કરવું જોઈએ.(૨૪)*

ભાવાર્થ, સુબોધિનીજી : સર્વ પ્રાણીઓ બનેલા અને આત્મા બનેલા શ્રીકૃષ્ણને દાન કરવું જોઈએ. વેદવ્યાસને દાન કરવાનું નથી. એમ જણાવવા 'શ્રીકૃષ્ણને' એકવચન કહેલું છે. છતાં પણ અવતાર ધારણ કરેલા શ્રીકૃષ્ણ કોઈ પ્રસંગે પોતાને હદવાળા માને ત્યારે દોષને લીધે દાન અયોગ્ય ગણાય એવી કોઈ શંકમાં ' બીજું કાંઈ નહિ જોનાર' વિશેષણ

યોજેલું છે. તે કોઈ પણ સમયે બીજું જોતા નથી. પરંતુ સર્વને આત્મા તરીકે જુએ છે. એવો અર્થ છે.

તેમનાંમાં બીજો દોષ થતો નથી. એમ 'શાંત પૂર્ણ' વિશેષણથી કહે છે. શાંત અને પૂર્ણ દાન આપવા યોગ્ય છે. લોભ અને ક્રોધ એ બે દોષો છે. એ પ્રમાણે'દોષ વિનાના' અને પૂર્ણ ગુણો જેમનામાં છે તેવાને દાન આપવાથી અનંત ફલ પ્રાપ્ત થાય છે. (૨૪)

**इत्युक्त्वा सहदेवोऽभूत्तूष्णीं कृष्णानुभाववित् ।**
**तच्छ्रुत्वा तुष्टुवुः सर्वे साधु साध्विति सत्तमाः॥२५॥**

एवं युधिष्ठिरमुक्त्वा स्वयमुद्यममकृत्वा तूष्णींभूतः अन्यथा पूजार्थं स्वयमेव बलात्सामग्रीं संपादयेत् । तत्र हेतुः कृष्णानुभावविदिति । स्वयमेव भगवदनुभावः सर्वेषां हृदयं प्रेरयिष्यति यद्यभिप्रेतोर्थो भविष्यति । अत्र भगवद्धर्माः प्रकटा भवन्तीति भगवदिच्छायां संदेहात् तूष्णींभावः । ततो भगवदिच्छया तद्वाक्यं सर्वसंमतं जातमित्याह तच्छ्रुत्वेति । सर्व एव सोऽर्थः सर्वयुक्तिसह इति साधुसाध्वित्युक्त्वा भगवन्तं सहदेवं तुष्टुवुः । दैत्यांशानां स्तोत्रं तेषां नाशप्रतिबन्धकमिति तत्र भगवदिच्छाभावात् सत्तमा एव तथोक्तवन्तः ॥२५॥

ततः सर्वसंमतिं ज्ञात्वा शापादिभयं परित्यज्य भगवत्पूजार्थं प्रवृत्त इत्याह श्रुत्वा द्विजेरितमिति।

શ્લોકાર્થ-૨૫ : *શ્રીકૃષ્ણનો પ્રભાવ જાણનારો સહદેવ એમ કહીને શાંત રહ્યો.તે સાંભળીને બધા ઉત્તમ પુરૂષોએ 'બહુ સારૂં' એમ કહી પ્રસંશા કરી.(૨૫)*

ભાવાર્થ, સુબોધિનીજી : એમ યુધિષ્ઠિરને કહીને સહદેવ શાંત રહ્યો. તે શાંત રહેવાનું કારણ 'શ્રીકૃષ્ણનો પ્રભાવ જાણનારા' વિશેષણથી કહેલું છે. જો ભગવાનને આ વિષય ઈચ્છેલો હશે તો ભગવાનનો પ્રભાવ બધાને હૃદયમાં પ્રેરણા કરો. આ પૂજનમાં ભગવાનના ગુણો પ્રગટ થાય છે. તેથી ભગવાનની

ઈચ્છાથી તેના વાક્યમાં બધાની સંમતિ થઇ એમ કહે છે. તે વિષય સર્વ ઉપપત્તિવાળો હોવાથી, બધાએ 'બહુ સારૂં' બહુ સારૂં એમ કહીને ભગવાન અને સહદેવની પ્રશંસા કરી. દૈત્યના અંશવાળાઓની સ્તુતિ તેઓના નાશમાં અડચણરૂપ હોવાથી તે વિષયમાં ભગવાનની ઈચ્છા નહિ હોવાથી ઉત્તમ પુરૂષોએ તે જ પ્રમાણે કહ્યું.(૨૫)

પછી સર્વની સંમતિ જાણીને શાપનો ભય તજીને યુધિષ્ઠિરે ભગવાનની પૂજા કરવા પ્રવૃત્તિ કરી એમ કહે છે.

**श्रुत्वा द्विजेरितं राजा ज्ञात्वा हार्थं सभासदाम् ।**
**समर्हयद्धृषीकेशं प्रीतः प्रणयविह्वलः ॥२६॥**

सर्वैरेव द्विजैरीरितं राजत्वात्तेषां भावमपि जानाति तदाह ज्ञात्वा हार्दं **सभासदामिति**। अत्र वादिनामविवादं मन्यन्ते सभासदाः तत इन्द्रिय-प्रेरकमन्तर्यामिणं तत्प्रेरितः सन् **समर्हयत्** । **प्रीत** इत्यन्तःकरणेन पूजनम् । **प्रणयविह्वल** इतीन्द्रियैः। शरीरेण तु पूजयत्येव ॥२६॥

तत्पूजाप्रकारमाह तत्पादाववनिज्येति।

<u>શ્લોકાર્થ -૨૬</u> : *દ્વિજોએ કહેલું સાંભળીને, સભાસદોનો આશ્રય જાણીને પ્રેમથી વિહ્વલ થયેલા રાજાએ પ્રસન્ન થઈને હૃષિકેશનું પૂજન કર્યું.(૨૬)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી</u> : બધાએ દ્વિજોએ કહેલું સાંભળ્યું. રાજા હોવાથી તેઓનો આશ્રય પણ જાણ્યો. તે 'સભાસદોનો' એમ માનતા હતા કે આમાં વાદીઓ સંમત છે. રાજાએ ઈંદ્રીઓને પ્રેરણા કરનાર અંતર્યામીનું તેમની પ્રેરણાથી પૂજન કર્યું. 'પ્રસન્ન થઈ' શબ્દથી અન્તઃકરણથી પૂજન કર્યું. 'પ્રેમથી વિહવલ થયેલા' વિશેષણથી ઈંદ્રિયોથી અને શરીરથી પૂજન કરે છે.(૨૬)

તે પૂજાનો પ્રકાર નીચેના શ્લોકથી કહે છે.

**तत्पादाववनिज्याप: शिरसा लोकपावनी: ।**
**सभार्य: सानुगामत्य: सकुटुम्बोवहन्मुदा ।।२७।।**

चरणोदकधारणमतिश्रद्धाबोधकं अन्यथा 'अश्रद्धया' इति दनं व्यर्थं स्यात्। अत: **अप: लोकपावनी: शिरसा अवहत्** । **सभार्य** इति संपूर्ण: **सानुगामात्य** इति सेवकामात्यसहित : **सकुटुम्बश्च** । अनेन सर्वेषां श्रद्धा संमतिश्चोक्ता ।।२७।।

तत: पीताम्बरादिभि: पूजनमाह **वासोभिरिति** ।

*<u>શ્લોકાર્થ -૨૭ :</u> તેમનાં ચરણો ધોઈને, લોકોને પવિત્ર કરનાર જલ પત્ની સાથે સેવકો અને અમાત્યો સાથે, કુંટુબ સાથે આનંદથી માથા પર ધારણ કર્યું. (૨૭)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> ચરણ ધોયેલ જલને ધારણ કરવું એ ઘણી શ્રદ્ધા જણાવનાર છે. તેમ ન કર્યું હોય તો શ્રદ્ધા વિનાના કહેલું પૂજન વ્યર્થ થાય. તેથી લોકોને પવિત્ર કરનાર જલ માથા પર ધારણ કર્યું. પત્ની સાથે એટલે સેવકો અને અમાત્યો સાથે, કુટુંબ સાથે, માથા ઉપર ધારણ કર્યું. આથી સર્વની શ્રદ્ધા અને સંમતિ કહેલા છે. (૨૭)

પછી નીચેના શ્લોકમાં પીતાંબરથી કહેલ પૂજન કહે છે.

**वासोभि: पीतकौशेयैर्भूषणैश्च महाधनै:।**
**अर्हयित्वाश्रुपूर्णाक्षो नाशकत् समवेक्षितुम् ।।२८।।**

योग्यत्वाय **पीतकौशेयै:** पीतपट्टवस्त्रैर्महाधनैर्भूषणैश्च पूजनम्, हर्षश्चान्तरस्थ:। भक्त्या पूजनं नाङ्गविकलं भवतीति ज्ञापयितुमाह **अर्हयित्वेति** । अश्रुभि: पूर्णे अक्षिणी यस्येति भगवद्दर्शनेन चक्षुस्तेज:-प्रसवसहितं जातमित्यर्थ: । ततो यथाभिलषितमपि न द्रष्टुं शक्त इत्याह **नाशकत्समवेक्षितुमिति** । दर्शनोपभोगेनापि तन्न व्ययितमिति तस्याधिदैविकसमाराधनं पूर्णमेव स्थितमिति सूचितम् ।।२८।।

अयमुत्तमाधिदैविको धर्मो भवतीति ज्ञापयितुं सर्वसभाजनमाह इत्थं सभाजितमिति।

<u>શ્લોકાર્થ -૨૮ :</u> *પીળાં રેશમી વસ્ત્રોથી અને ઘણા કિંમતી આભૂષણોથી પૂજન કરીને, આંસુઓથી ભરેલાં ચક્ષુઓવાળો દર્શન કરી શક્યો નહિ. (૨૮)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> ભગવાન પૂજન કરવા યોગ્ય હતા. પીળાં રેશમી વસ્ત્રોથી અને ઘણા કિંમતી આભૂષણોથી પૂજન કર્યું. દેહની અંદર હર્ષ થયો. ભક્તિથી થયેલું પૂજન કોઈ અંગમાં ખોટવાળું હોતું નથી. એમ જણાવવા 'પૂજન કરીને' શબ્દ યોજેલ છે. આંસુઓથી ભરેલા હતાં ચક્ષુઓ જેનાં એ શબ્દોનો એવો અર્થ છે કે ભગવાનનાં દર્શનથી યુધિષ્ઠરનું ચક્ષુ તેજમાંથી જેની ઉત્પત્તિ થાય છે તે જળવાળું થયું. પછી જેમ ઈચ્છેલું તેમ તે ભગવાનના દર્શન કરી શક્યો નહિ.એમ'દર્શન કરી શક્યો નહિ' એમ શબ્દોથી કહેલું છે. એમ સૂચવે છે કે દર્શનના સંબંધથી પણ તેનો વ્યય થયો નહિ એટલે તેનું આધિદૈવિકનું પૂજન પૂર્ણ રહ્યું.(૨૮)

આ આધિદૈવિક ધર્મ ઉત્તમ છે એમ જણાવવા બધાએ ધન્યવાદ આપ્યો એમ નીચેના શ્લોકથી કહે છે.

**इत्थं सभाजितं वीक्ष्य सर्वे प्राञ्जलयो जनाः।**
**नमो जयेति नेमुस्तं निपेतुः पुष्पवृष्टयः ॥२९॥**

कायवाङ्मनोभिः स्तोत्रं मात्सर्याभावश्चोच्यते। प्राञ्जलय इति कायिको व्यापारः। नेमुरिति मानसः। जयेति वाचनिको, मात्सर्याभावश्च। न केवलं तत्रत्यानां किंतु दिविष्ठानामपीति ज्ञापयितुमाह निपेतुः पुष्पवृष्टय इति। अयं धर्मः सर्वोत्तमो जात इति ज्ञापनार्थम् ॥२९॥

दैत्यांशस्यानभिनन्दनं प्रद्वेषो निन्दा च भगवतश्चाभिप्रेतोर्थ इति स्वतस्तन्मारणं सर्वात्मकत्वात् तस्यापि भोगार्थं बाधकांशं निराकृत्य सायुज्यमपि निरूप्यते । तत्रादौ तद्दर्शनेन दैत्यक्षोभमाह इत्थं निशम्येति।

શ્લોકાર્થ -૨૯ : એવી રીતે કહેલું શ્રીકૃષ્ણનું પૂજન જોઇને બધા માણસોએ બે હાથ જોડયા. નમઃ જય એમ કહીને તેમને નમસ્કાર કર્યા. પુષ્પોની વૃષ્ટિઓ થઈ.(૨૯)

ભાવાર્થ, સુબોધિનીજી : કાયા, વાણી અને મનથી સ્તુતિ કરી અને ઈર્ષ્યા ન હતી. એમ કહેવામાં આવે છે. 'બે હાથ જોડયા' એ કાયાની ક્રિયા છે. 'નમસ્કાર કર્યા' એ મનની ક્રિયા છે. 'જય' એ વાણીની ક્રિયા છે અને ઈર્ષ્યા ન હતી એમ જણાવે છે. લોકોનું જ એમ ન હતું પરંતુ સ્વર્ગમાં રહેનારાઓનું પણ એમ હતું. 'પુષ્પોની વૃષ્ટિ થઈ' એમ કહેલું છે. આ સર્વથી ઉત્તમ ધર્મ હતો એમ જણાવવા પુષ્પોની વૃષ્ટિ થઈ. (૨૯)

દૈત્યના અંશવાળાએ શ્રીકૃષ્ણના પૂજનનું અભિનંદન ન કરવું દ્વેષ કરવો, નિંદા કરવી અને ભગવાનનો આ ઇચ્છેલો વિષય હોવાથી પોતાની મેળે જ તેને હણવો અને ભગવાન સર્વના આત્મા હોવાથી તેને પણ ભોગ પ્રાપ્ત થાય તે માટે ભોગમાં પ્રતિબંધ કરનાર અંશના નાશ કરી તેને આપેલ સાયુજયનું નિરૂપણ કરવામાં આવે છે. તે પૈકી આરંભમાં તે પૂજનના દર્શનથી દૈત્યને કોપ થયો એમ નીચેના શ્લોકથી કહે છે.



**इत्थं निशम्य दमघोषसुतः स्वपीठा-**
**दुत्थाय कृष्णगुणवर्णनजातमन्युः ।**
**उत्क्षिप्य बाहुमिदमाह सदस्यमर्षी**
**संश्रावयन् भगवते परुषाण्यभीतः ॥३०॥**

सर्वेषामनुमोदनं स्तोत्रं च निशम्य विपरीतमदस्य दुष्टमदस्य यो घोषः सर्वलोकेषु बम्बारवः तदात्मको दमघोषः तत्सुतः बीजयोनिदोषेण दुष्टः स्वतोऽपि उपविष्टश्चेद्ब्रूयात्तदा सर्वोऽपि न श्रोष्यतीति स्वपीठादुत्थाय, भगवता स्वधर्मप्राकट्ये कृते सिंहासने भगवद्धर्मः प्रकटो जात इति स तत उत्थापित इति वस्तुस्थितिः । तस्यानधिकारं सूचयति कृष्णगुरुवर्णनेन जातो मन्युर्यस्येति । स एव दैत्यांशो ज्ञेयः यो भगवत्संबन्धिनमर्थं श्रुत्वा न सहते

संतप्तश्च भवति, प्रतिकूलं च वदति ततश्च दैत्यसंधानं यज्ञे न युक्तमिति भगवत्प्रेरणयैव तस्यातथावचनम्। अन्यथा वध्यो न भवति देवा मनुष्याः पितर एकत्र, असुरा रक्षांसि पिशाचाश्चैकत्र, 'अपाहता असुरा रक्षांसि पिशाचा वेदिषदः' इति मन्त्रलिङ्गात्सर्वथा निराकार्याः असुरादयः तत्रायं बन्धुवेषेण गुप्त इति अशक्यवधो भवति तदर्थमेतावन्निरूप्यते **उत्क्षिप्य बाहुमिति**। क्रियाशक्तिः स्वस्य महती इति सूचयति । इदं वक्ष्यमाणमाह **सदसीति**। तस्यापराधःसर्वजनीनो भवत्विति ज्ञापितम्।सदसि सर्वानेव **भगवते परुषाणि** अभीक्ष्णशः **श्रावयन्निति** सर्वेषामेव शत्रुरयमिति ज्ञापितम्। **अभीत** इति सर्वेषामशक्यवधः ॥३०॥

तादृशस्य सर्वोपालम्भवाक्यमाह **ईशो दुरत्ययः काल इति**।

*<u>શ્લોકાર્થ -30 :</u> આ પ્રમાણે સાંભળીને, શ્રીકૃષ્ણના ગુણોના વર્ણનથી જેને ક્રોધ થયો હતો તેવા અદેખા, દમ ઘોષના પુત્રે પોતાના આસન ઉપરથી ઉભા થઈ, હાથ ઉંચો કરી, ભય રહિત થઈ ભગવાનને સભામાં કઠોર વચનો સંભળાવતાં આ નીચે પ્રમાણે કહ્યું.(30)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> બધાનું અનુમોદન અને સ્તુતિ સાંભળીને, ઉલટાવેલા મદનું એટલે દુષ્ટ મદનું જે બરાડવું તેવા રૂપવાળો દમઘોષ તેનો, બીજ અને યોનિના દોષને લીધે દુષ્ટ પુત્ર શિશુપાલ હતો. તે પોતે બેઠો રહીને બોલે તો બધાએ સાંભળે નહિ તેથી પોતાના આસન ઉપરથી ઉભા થઈ તેણે કહ્યું. ભગવાને પોતાના ગુણો પ્રગટ કર્યા ત્યારે સિંહાસનમાં ભગવાનનો ગુણ પ્રગટ થયો એટલે ત્યાંથી ઉઠાડી મૂકવામાં આવ્યો.એવી વાસ્તવિક સ્થિતિ છે શ્રીકૃષ્ણના 'ગુણોના વર્ણનથી જેને ક્રોધ થયો હતો' એ વિશેષણથી તેનો સભામાં આસન પર બેસવાનો અધિકાર ન હતો એમ સૂચવેલ છે. ભગવાનના સંબંધવાળા વિષયનું શ્રવણ કરીને જે તેને સહન કરતો નથી. દુઃખી થાય છે અને તેની વિરૂદ્ધ બોલે છે તેને જ દૈત્યનો અંશ જાણવો તેથી યજ્ઞમાં દૈત્યનો સંબંધ યોગ્ય નહિ હોવાથી ભગવાનની પ્રેરણાથી તે અયોગ્ય વચન બોલ્યો.

તેમ થયું ન હોત તો તે વધ કરવા યોગ્ય ન થાત. એક બાજુ દેવો, મનુષ્યો અને પિતૃઓ છે અને બીજી બાજુએ અસુરો, રાક્ષસો વિગેરેને કાઢી મૂકવા જોઈએ. તે પૈકી આ બંધુના વેષથી છુપાયેલા હોવાથી વધ કરી શકાય તેવા ન હતો. તે માટે આટલું કહેવામાં આવે છે. (૩૦)

**ईशो दुरत्ययः काल इति सत्यवती श्रुतिः।**
**वृद्धानामपि यद्बुद्धिर्बालवाक्यैर्विभिद्यते ॥३१॥**

सदसस्तपतयो हि सभायां युक्तायुक्तं विचारयन्ति, अतस्तान् प्रत्युपाम्भ उचितः। यद्दैत्यांशः समीपे स्थितोऽपि निवार्यत इति। यदत्रानुचितं जायते धर्मस्थाने तत्र हेतुः काल एव । स हि कदाचिद्धर्ममङ्गीकरोति कदाचिदधर्ममिति द्विःस्वभावः स च ईशः कस्याप्यनुल्लङ्घ्य इति कालमाहात्म्यवादिनी **श्रुतिः सत्यैव**। 'स कालो यद्वशे लोक' इति । कः कालस्य त्वया विपरीतो धर्मो दृष्ट इत्याकाङ्क्षायामाह **वृद्धानामपि यद्बुद्धिरिति**। उभयथापि सभासदो वृद्धाः निन्दापक्षे सहदेवो बालः स्तुतिपक्षे शिशुपालः नाम्ना शिशुश्चासौ पालश्चेति। पलसमूहः पालः मांसराशिः न तु कश्चित्तत्र धर्महेतुरिन्द्रियवर्गो जीवो वा तिष्ठतीति पलाशानामेव योग्यः कालस्यैतद्विपरीतं यदेतद्वाक्येनापि वृद्धानामपि बुद्धिः भेदं प्रास्यतीति । सभासदां दूषणम् ॥३१॥

पुनः स्ववाक्यश्रवणार्थं तान् स्तौति **यूयं पात्रविदां श्रेष्ठा** इति।

<u>શ્લોકાર્થ -૩૧ :</u> *કાલ ઉલ્લંઘન ન થઈ શકે તેવા ઈશ છે. એવું વચન સત્ય છે કારણ કે વૃદ્ધોની બુદ્ધિ પણ બાલના વચનોથી ફરી જાય છે. (૩૧)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> કારણ કે સભાસદો સભામાં શું યોગ્ય અને શું અયોગ્ય તેનો વિચાર કરે છે. તેથી તેઓને ઠપકો આપવો યોગ્ય જ છે. કારણ કે દૈત્યનો અંશ સમીપમાં રહેલો હોવા છતાં તેને દૂર કાઢતા નથી. અહીં જે ધર્મના સ્થાનમાં જે અયોગ્ય થાય છે. તેનું કારણ 'કાલ જ' છે. કારણ કે તે કોઈવાર ધર્મનો અંગિકાર કરે છે અને કોઈવાર અધર્મનો અંગિકાર કરે છે.

એમ દ્વિસ્વભાવવાળો છે. વળી તે 'ઈશ' કોઈથી પણ ઉલ્લંઘન થઈ શકે નહિ તેવો છે. લોક જેને વશ છે તે કાલ છે. એ કાલનું મહાત્મ્ય જણાવનારૂં વચન સત્ય જ છે.

કાલનો વિપરીત ગુણ તે કયો? એ જાણવાની ઈચ્છા થાય તેથી ઉત્તરાર્ધ કહેલો છે. સ્તુતિ અને નિંદા બે પ્રકારથી અર્થ કરતાં સભાસદો વૃદ્ધ છે. નિંદનો અર્થ લેતાં સહદેવ બાલ છે. સ્તુતિનો અર્થ લેતાં બાલ અને વળી માંસનો ઢગલો એ પ્રમાણે શિશુપાલ એ માંસનો ઢગલો છે. પરંતુ તેમાં ધર્મના કારણરૂપ ઈંદ્રિયોનો સમુહ અથવા જીવ કોઈ પણ રહેલ નથી. તેથી તે રાક્ષસોને જ યોગ્ય છે. કાલનો આ વિપરીત ગુણ છે. આ શિશુપાલના વચનથી પણ વૃદ્ધોની બુદ્ધિ ફરી જશે. શિશુપાલને પોતાનો કાલ અનુકુળ છે. તેથી એમ જણાવ્યું છે કે હું એકલો હોવા છતાં પણ તે પ્રમાણે વિરૂધ્ધ બોલું છું. આ સભાસદોનો બીજો દોષ છે.(૩૧)

પોતાનું વચન સભાસદો સાંભળે તે માટે પ્રશંસા કરે છે.

**यूयं पात्रविदां श्रेष्ठा मा मन्ध्वं बालभाषितम्।**
**सदसस्पतय; सर्वे कृष्णो यत्संमतोर्हणे ।।३२।।**

'न विद्यया केवलया तपसा वापि पात्रता' इति पात्रस्वरूपं ये जानन्ति ते पात्रविदः तेषां श्रेष्ठाः पात्रसूक्ष्मविदः अत एव बालभाषितं मम सहदेवस्य माङ्गीकुरुत बालवाक्येन पात्रनिर्द्धारो न कर्तव्यः किंतु स्वबुद्धयैव कर्तव्यः। यतो यूयं सदस्पतयः सभायां निवृत्तिप्रवृत्ति-हेतवः तादृशा एव सर्वे भवन्त इत्यपि स्तुतिः। तादृशानामनुचितांशमाह कृष्ण इति। कृष्णशब्दो दुष्टमुखान्निर्गतः मालिन्ययोगान्मलिनमेव वक्ति तथैव शिशुपालाभिप्रायश्च। ततोयोगात् तादृशः शिशुपाल एव भवति तादृशोयं यद्यस्मात् अर्हणे समीपे संमतः तिष्ठत्विति संमतः इदं सभासदामनुचितमित्यर्थः। यतो यज्ञे कालविलम्बो भविष्यति॥३२॥

ननु भवानपि क्षत्रियः सन्निहितबन्धुः ततश्च समीपस्थितौ को दोष इति चेतत्राह तपो विद्याव्रतधरानिति।

શ્લોકાર્થ -૩૨ : હે સભાસદો ! તમે બધા પાત્ર જાણનારાઓમાં ઉત્તમ છો. બાલનું વચન જેને લીધે કૃષ્ણને પૂજનની સમીપ રહેવા દીધો તે ન ગણકારો.(૩૨)

ભાવાર્થ, સુબોધિનીજી : માત્ર વિદ્યાથી અથવા તપથી પણ પાત્રપણું થતું નથી. એમ પાત્રનું સ્વરૂપ જેઓ જાણે છે તેઓ પાત્ર જાણનારા છે. તેઓમાં શ્રેષ્ઠ પાત્રનું સૂક્ષ્મપણું જાણનારાઓ છો. તેથી બાલનું એટલે સહદેવનું વચન સ્વીકારશો નહિ. તેના વચનથી પ્રાત્રનો નિર્ણય ન કરવો. પરંતુ તમારે બુદ્ધિથી કરવો જોઈએ.કારણ કે તમો સભાસદો છો. સભામાં નિવૃત્તિ અને પ્રવૃત્તિ કરાવનાર છો. એવી તેમની સ્તુતિ કરેલી છે. 'જેને લીધે કૃષ્ણને પૂજનની સમીપ રહેવા દીધો' શબ્દોથી તેવા સભાસદોનો કાર્યનો અયોગ્ય ભાગ કહેલો છે.

તેવા સભાસદોના કાર્યનો અયોગ્ય ભાગ કહેલો છે. દુષ્ટના મુખમાંથી નીકળેલો 'કૃષ્ણ' શબ્દ મલીનપણાના સંબંધને લીધે મલિનને જ દર્શાવે છે. શિશુપાલનો અભિપ્રાય પણ એવો જ છે. તેથી શિશુપાલ પણ મલિન છે. તેવા આને 'યત્' જે કારણથી પૂજનની સમીપમાં ભલે રહે એમ રહેવા દીધો છે આ કાર્ય સભાસદોને યોગ્ય નથી એવો અર્થ છે. આથી યજ્ઞમાં કાલનો વિલંબ થશે.(૩૨)

તું પણ ક્ષત્રિય છે. નજીકનો સગો છે તેથી સમીપમાં રહે તેમાં શું દોષ? એવી શંકામાં નીચેના શ્લોક કહે છે.

**तपोविद्याव्रतधराञ्ज्ञानविध्वस्तकल्मषान्।**
**परमर्षीन्ब्रह्मनिष्ठांल्लोकपालैश्च पूजितान्।।३३।।**




निन्दापक्षे लोकप्रसिद्ध एवार्थः तपोविद्ययोः पात्रलक्षण एव साधनं स्पष्टं व्रतस्यापि हेतुत्वम् 'आचारहीनं न पुनन्ति वेदाः'। व्रतशब्दो नियमवाचकः।

किंबहुना भगवद्व्रतपर्यन्तं व्रतधारकाः अत्र सन्ति। पात्रगुणानुक्त्वा दोषाभावमाह ज्ञानविध्वस्तकल्मषानिति। 'ज्ञानाग्निः सर्वकर्माणि' इतिवाक्यात् सर्वापेक्षया ज्ञानं पापनिवर्तकम्। एतावत्साधारणब्राह्मणेष्वपि संभवति यूयं तु परमर्षयः मन्त्रद्रष्टारः अनेन पूर्वकाण्डप्रवर्तकत्वमुक्तम्। तत्रापि ब्रह्मनिष्ठाः उत्तरकाण्डस्य प्रवर्तकाः। लोके च तथात्वेन संमता इत्याह लोकपालैश्च पूजितानिति। लोकपालानामपि फलं दातुं शक्ताः॥३३॥

**सदसस्पतीनतिव्रज्य गोपालः कुलपांसनः।**
**यथा काकः पुरोडाशं सपर्यां कथमर्हति ॥३४॥**

एतादृशान् सदसस्पतीन् अतिव्रज्येति। अतिक्रमदोषोऽप्युक्तः। तेषामेव समीपे स्थितिरुचिता न ममेति तत्र हेतुत्वेन स्वदूषणान्याह गोपाल इति। कुलपांसन इति। यथा काक इति च। पञ्च गुणाः सदसस्पतिषु। त्रयो दोषाः स्वस्य। इन्द्रियपालकः भूपालको वा क्षत्रियाधमः 'दशवेश्यासमो नृपः' इति दोषश्रवणात्। तत्रापि कुलपांसनः कुलाधमः येन चैद्यवंशः सर्वोऽपि निन्दितः। ते तु आसहस्रात्पङ्क्तिं पुनन्ति। किंच। यथा काकः पुरोडाशं यदि कृष्णशकुनिरुपरि अतिपतेदिति सामीप्येऽपि दोषश्रवणात्। स बहिःस्थितमेव बलिमर्हति न तु वेद्यां स्थितं पुरोडाशं तत् सामीप्येऽपि हविषो नाशात्तथा अहं सपर्यां पूजां सामीप्येन कथमर्हामि। निन्दायां तु बाल्येऽन्यायवृत्तित्वं पश्चात्परस्त्रीयहररादिनाऽकीर्तिजनकत्वम्। यथा वा अकाकः पुरोडाशं कर्ममार्गं नार्हति तथा अहमपि सपर्यां नार्हामीत्यर्थः। वेदरक्षकः कुलपान् कुलपवित्रकररदक्षान् कुलरक्षकान्वा असेन नयतीति सत्परिपालकत्वं निरूपितम्। भौतिककर्माध्यक्षत्वं च नार्हतीति भगवत्परत्वेऽपि केचिद्योजयन्ति तच्छब्ददुष्टत्वादुपेक्ष्यम् ॥३४॥

पुनः स्वनिन्दार्थं दूषणान्तरमाह ययातिनेति।

<u>શ્લોકાર્થ -૩૩ :</u> (૧) તપ, વિદ્યા અને વ્રત ધારણ કરનારા (૨) જ્ઞાનથી

જેઓના પાપ નાશ થયેલાં છે તેવા (૩) બ્રહ્મમાં નિષ્ઠાવાળાં (૪) લોકપાલોએ પૂજેલા (૫) મોટા ઋષિરૂપ સભાસદોનું ઉલ્લંઘન કરી ઈંદ્રિયોને પોષનાર, કુલમાં અધમ જેમ કાગડો યજ્ઞના બલિ પાસે રહેવા યોગ્ય નથી તેમ પૂજન સમીપ રહેવા યોગ્ય કેમ ગણાય. (૩૩-૩૪)

ભાવાર્થ, સુબોધિનીજી : તપ અને વિદ્યા પૂજન કરવા યોગ્ય પાત્રમાં લક્ષણમાં સાધન હોવાનું સ્પષ્ટ જ છે. 'આચાર રહિતને વેદો પવિત્ર ગણતા નથી' એ વાક્યમાં વ્રતને પણ પૂજન યોગ્ય હોવાનું કહેલું છે. વ્રતનો અર્થ નિયમ થાય છે. વધારે કહેવાનું શું પ્રયોજન ? ભગવાનના વ્રતો ધારણ કરનારા અહીં સભામાં છે. પાત્રમાં ગુણો કહીને 'જ્ઞાનથી જેઓના પાપ નાશ થયેલાં છે તેવાં' એ વિશેષણથી સભાસદોમાં દોષ નથી. જ્ઞાનરૂપી અગ્નિ સર્વ કર્મોને બાળે છે. (ભ.ગી.૪.૩૧) એ વાક્ય પ્રમાણે જ્ઞાન સર્વથી વધારે પાપનો નાશ કરનારૂં છે.

સાધારણ બ્રાહ્મણોમાં પણ આટલું સંભવે છે તમે તો 'મોટા ઋષિ' મંત્રોનું દર્શન કરનારા છો. પૂર્વકાન્ડની પ્રવૃત્તિ કરાવનારા છો. તેમાં પણ બ્રહ્મમાં નિષ્ઠાવાળા એટલે ઉત્તર ઉત્તરકાન્ડથી પ્રવૃત્તિ કરાવનારા છો. લોકમાં પણ મનાયેલા છો. એમ 'લોકપાલોએ પૂજેલા' વિશેષણથી કહે છે. લોકપાલોને પણ ફલનું દાન કરવા તમે શક્તિમાન છો. (૩૩)

આવા સભાસદોનું ઉલ્લંઘન કરીને એ તે દોષ કહીને તે સભાસદોની જ પૂજનમાં સમીપમાં સ્થિતિ યોગ્ય છે. મારી સમીપમાં સ્થિતિ યોગ્ય નથી. તેના કારણ તરીકે (૧)ઈંદ્રિયોને પોષનાર (૨) કુમલાં અધમ (૩) જેમ કાગડો યજ્ઞના બલિ પાસે રહેવા યોગ્ય નથી એવાં પોતાનાં દૂષણો કહે છે.

સભાસદોમાં પાંચ ગુણો છે. પોતાનામાં ત્રણ દોષ છે. ઈંદ્રિયોનું પોષણ કરનાર અથવા રાજા દશ વેશ્યાઓની સમાન છે (મનુ-૯-૮૫) એમ રાજાના દોષનું શ્રવણ થતું હોવાથી ભૂમીનું પાલન કરનાર અધમ ક્ષત્રિય હું છું. તેમાં પણ કુલમાં અધમ છું. જેને લીધે બધાએ ચૈદ્યવંશની નિંદા થયેલી છે.તે રાજાઓ તો હજારોમાં કીર્તિને પ્રવિત્ર કરે છે. વળી જેમ કાગડો યજ્ઞના બલિ

પાસે રહેવા યોગ્ય નથી. તેવો હું છું. કારણ કે કાળું પક્ષી ઉપર ઉડે એમ તે સમીપમાં રહેવાથી પણ દોષ થવાનું કહેલું છે. તે બહાર રહેલા બલિને જ યોગ્ય છે. પરંતુ વેદિમાં રહેલા બલિને યોગ્ય નથી. કારણ કે સમીપમાં આવે તો પણ યજ્ઞના બલિનો નાશ થાય છે. તેવી રીતે હું પૂજનની પાસે રહેવા યોગ્ય કેવી રીતે હોઉં. શ્રીકૃષ્ણની નિંદાના અર્થમાં તો બાલપણામાં અન્યાયનું વર્તન અને બીજાની સ્ત્રીઓનું હરણથી અપકિર્તિ થયેલી છે. અથવા જેમ યજ્ઞના બલિને યોગ્ય નથી. સુખ અને દુઃખ તે બે વિનાનો શુક વિગેરે સમાન હોય તે જેમ કર્મમાર્ગ માટે યોગ્ય નથી તેમ હું પણ પૂજન સીમપે રહેવા યોગ્ય નથી.

વેદનું રક્ષણ કરનાર ગોપાલ કુલ પવિત્ર કરવામાં પ્રવિણ પણ કુલનું રક્ષણ કરનારાઓને ખભા ઉપર લઇ જાય છે. એમ ભગવાને સત્પુરૂષોનું રક્ષણ કરનાર કહેલા છે. તેવા ભગવાન ભૌતિક કર્મના અધ્યક્ષપણાને યોગ્ય નથી એમ આ શબ્દોને ભગવાનના સંબંધમાં પણ યોજે છે. તેની અવગણના કરવી યોગ્ય છે કારણ કે કુલપાશન શબ્દ દુષ્ટ છે. (૩૪)

ફરીથી પોતાની નિંદા થાય તે માટે બીજા દોષો હવે કહે છે.

**ययातिनैषां हि कुलं शप्तं सद्भिर्बहिष्कृतम्।**
**वृथापानरतं शश्वत्सपर्यां कथमर्हति॥३५॥**

**ययातिना हि चत्वारः पुत्रा निन्दिताः। एकः पूरुः स्तुतः। अथवा।ययातिना एषां पाण्डवानां कुलं शप्तं यत् पुत्रवयसा मातुः संभोगःकृतः। स कथं परंपरयापि दोषसंवन्धात् कथं पूतो भवेत् । अत एषां गृहे कथं भगवान् सपर्यांमर्हति सद्भिश्च तेन वा हेत्वन्तरेण वा विगर्हितं शश्वद्वृथापानरतं च । एवमेतत्साधारणदूषणम् । तद्ययातिवंशोद्भवः सपर्यां समर्पीं वा कथमर्हति ॥३५॥**

कुलनिन्दां कृत्वा कुलाद्भवं निन्दति वर्णाश्रमेति।

<u>શ્લોકાર્થ -૩૫ :</u> *યયાતિએ આપના કુલને શાપ આપેલ છે. સત્પુરૂષોએ*

તેનો બહિષ્કાર કરેલો છે. તે વિના કારણ મદીરાપાનમાં આસક્તિવાળું છે તે કુલમાં જન્મેલ પૂજાને યોગ્ય કેમ હોય?(૩૫)

ભાવાર્થ, સુબોધિનીજી : યયાતિએ ચાર પુત્રોની નિંદા કરેલી છે. એકલા પુરૂની પ્રશંસા કરેલી છે. અથવા યયાતિએ આ પાંડવાના કુલને શાપ આપેલો છે. કારણ કે પાંડવોના વડવા પુરૂ પુત્રના વયથી તેણે પુરૂની માતા સાથે સંભોગ કરેલો. તે પાંડવને યુધિષ્ઠિરને પરંપરાથી પણ દોષ સંબંધ હોવાથી પવિત્ર કેમ કહેવાય? તેથી આ પાંડવોના ઘરમાં ભગવાન પૂજન કેમ લે? વળી સત્પુરૂષોએ તે કારણથી અથવા બીજાથી પાંડવોના કુલને નિંદેલું છે. અને તે વિના કારણ મદીરાપાનમાં આસક્તિવાળું છે. એ પ્રમાણે આખા કુલનો દોષ છે. તેથી યયાતિના વંશમાં ઉત્પન્ન થયેલો પૂજનની સમીપ રહેવાને યોગ્ય કેમ હોય?(૩૫)

કુલની નિંદા કરીને કુલમાં ઉત્પન્ન થયેલાની નિંદા કરે છે.

**वर्णाश्रमकुलापेतः सर्वधर्मबहिष्कृतः।**
**स्वैरवर्ती गुणैर्हीनः सपर्यां कथमर्हति ॥३६॥**

वर्णा आश्रमाश्च चत्वारःकुलं क्षत्रियत्वजातिः एतन्त्रितयेनाप्यपेतः भगवानेव वर्णाश्रमकुलरूप इति तदपेतः शिशुपाल इति तस्य तथात्वम्। सर्वैरेव धर्मैर्भगवद्वैमुख्याद्बहिष्कृतः। ततः स्वैरवर्ती स्वैर्बन्धुभिः सह वर्तनशीलोऽपि न भवति अन्यथा स्नेहमेव कुर्यात्। अत एव गुणैः तपस्यादिभिर्विहीनः सपर्यां समीपं वा कथमर्हतीत्यर्थः। केचिद्भगवत्पक्षेऽपि गुणातीत इति वर्णाश्रमकुलरहितत्वं देहाभावात्, धर्मराहित्यं इन्द्रियाभावात्, स्वैरवर्तित्वं स्वेच्छावर्तित्वं तेनान्तःकरणाभावश्चेति तेन त्रितयरहितः त्रितयसहित-योग्यसपर्यां कथमर्हतीत्याहुः ॥३६॥

कुलस्वरूपनन्दे निरूप्य व्यवहारतो निन्दामाह ब्रह्मर्षिसेवितानिति।

શ્લોકાર્થ -૩૬ : વર્ણ, આશ્રમ અને કુલથી ભ્રષ્ટ થયેલો, સર્વ ધર્મોથી દૂર

રાખેલો, બંધુઓ સાથે વર્તન નહિ રાખનાર, ગુણહીન પૂજન સમીપે પૂજન સમીપે રહેવા યોગ્ય કેમ હોય?(૩૬)

ભાવાર્થ, સુબોધિનીજી: વર્ણો અને આશ્રમો ચાર છે. ક્ષત્રિયપણું જાતિ છે.આ ત્રણથી પણ ભ્રષ્ટ થયેલો વર્ણ, આશ્રમ અને કુલરૂપ ભગવાન જ હોવાથી તેમનાથી શિશુપાલ દૂર રહેવાથી તે તેવો ભ્રષ્ટ થયેલો છે. ભગવાનથી વિમુખ હોવાથી બધાએ ધર્મોથી દૂર રાખેલો છે. પછી એટલે બંધુઓ સાથે વર્તન નહિ રાખનારો પણ છે. તેવો ન હોત તો ભગવાન સાથે સ્નેહ જ કરત. તેથી તપ વિગેરે ગુણોથી રહિત તે પૂજન અથવા તેની સમીપ રહેવા યોગ્ય કેમ હોય? એવો અર્થ છે.

કેટલાંક ભગવાનના સંબંધમાં એવો અર્થ કરે છે કે ભગવાન ગુણાતીત હોવાથી, દેહ વિનાના હોવાથી, તેમનો વર્ણ આશ્રમ અને કુલ નથી. ઇંદ્રિયો વિનાના હોવાથી તેમને ધર્મ પણ નથી.પોતાની ઇચ્છા મુજબ ચાલનાર હોવાથી સ્વચ્છંદ વર્તન કરનાર છે. તેથી તેમને અન્તઃકરણ નથી. તેથી દેહ, ઇંદ્રિય અને અન્તઃકરણ ત્રણ વિનાના ભગવાને તેમને યોગ્ય પૂજનને લાયક કેમ હોય? (૩૬)

કુલ અને સ્વરૂપની નિંદા કહી વ્યવહારથી નિંદા કહે છે.

**ब्रह्मर्षिसेवितान्देशान्हित्वैतेऽब्रह्मवर्चसम्।**
**समुद्रं दुर्गमाश्रित्य बाधन्ते दस्यवः प्रजाः ।।३७।।**

ननु को दोषो भवत्स्वित्याशङ्कायामाह एते वयं ब्रह्मर्षिसेवितान् कुरुक्षेत्रादिदेशान् विद्याद्यर्थमनाश्रित्य अब्रह्मवर्चसं समुद्रं मुद्रासहितं पाखण्डमाश्रित्य दस्यवो भूत्वा प्रजा बाधन्त इति। अथवा। भगवत्सान्निध्यात् तान् स्तौति एते ऋषयः ब्रह्मर्षिसेवितान् देशान् ज्ञानकर्मादिसहितान् परित्यज्य ब्रह्मणोऽपि वर्चो दीप्तिर्यस्मात् तादृशं समुद्रं मुद्रासहितं भगवन्तं चक्रपाणिं दुर्गमाश्रित्य अदस्यवो भूत्वा इन्द्रियादिद्वारा कस्यापि विषयस्य ग्रहणमकृत्वा प्रकर्षेण जाताः इन्द्रियवृत्तीर्बलिष्ठाः बाधन्त इति

भगवदाश्रयस्वादेव भवन्तः कृतार्था इति तेषां स्तुतिः समुद्रस्याब्रह्मवर्चस्त्वं प्रदरत्वात् शप्तत्वात् 'सिन्धोस्तटं चन्द्रभागाम्' इति वाक्यानुसारेण अब्रह्मवर्चस्विस्थित्या वा। वस्तुतस्तु भगवन्मोहितः क्रीडार्थं स्वकृतानिवान्यधर्मान् स्वीकृत्य निन्दतीति स्वकीयस्योपालम्भ इव महत्त्वख्यापका स्तुतिरेव भवति ॥३७॥

ततो यज्ज्ञातं तदाह एवमादीनीति ।

શ્લોકાર્થ -૩૭ : આ બ્રહ્મર્ષિઓએ સેવેલા દેશને ત્યજી, બ્રહ્મ તેજ વિનાના મુદ્રાવાળા સેવેલા દેશને ત્યજી, બ્રહ્મ, તેજ વિનાના મુદ્રાવાળા પાખંડને આશ્રય કરી લૂંટારા થઈ પ્રજાને પીડે છે. (૩૭)

ભાવાર્થ, સુબોધિનીજી : તમારામાં શું દોષ છે? એવી શંકા થાય તેથી કહે છે કે 'આ' અમે વિદ્યા પ્રાપ્ત કરવા માટે બ્રહ્મર્ષિઓએ સેવેલા કુરૂક્ષેત્ર દેશમાં ન રહેતાં બ્રહ્મ વિનાના સમુદ્રવાળા પાખંડનો આશ્રય કરીને લૂંટારા થઈ પ્રજાને પીડીએ છીએ એવો અર્થ છે.

ભગવાન થઈ પ્રજાને પીડીએ છીએ એવો અર્થ છે. ભગવાનની સંનિધિને લીધે તે ઋષિઓની સ્તુતિ કરે છે. આ ઋષિઓ બ્રહ્મર્ષિઓએ સેવેલા જ્ઞાન, કર્મ વિગેરેવાળા દેશોને ત્યજીને બ્રહ્મનું પણ તેજ છે. જેમનાથી તેવા સમુદ્રવાળા મુદ્રાવાળા હસ્તમાં ચક્રવાળા ભગવાનરૂપી દુર્ગનો આશ્રય કરીને બલાત્કારથી ઉત્પન્ન થયેલી ઈંદ્રિયોની સર્વથી બલવાન વૃત્તિઓને રોકી રાખેલ છે. એમ ભગવાનના આશ્રમ લીધે તમે કૃતાર્થ છો. એવી સ્તુતિ કહેલી છે.

સમુદ્ર ખાડો હોવાથી શાપ પામેલ હોવાથી અથવા સમુદ્રનો કાંઠો ચંદ્રભાગા..(દેશોને શૂદ્રો ભોગવશે (શ્રીમદ્ ભાગવત ૧૨-૧-૩૯) એ વાક્ય પ્રમાણે બ્રહ્મ તેજ વિનાઓની સ્થિતિને લીધે બ્રહ્મ તેજ વિનાનો છે. વાસ્તવિક રીતે તો ભગવાન ક્રીડા માટે સ્વીકાર કરેલા હોય નહિ તેવા બીજાના ગુણોને ભગવાનના ગણી નિંદા કરે છે. એટલે પોતાને દોષ દેતો હોય તેની પેઠે

ભગવાનની સરસાઈ દર્શાવનારી સ્તુતિ થાય છે.(૩૭)

પછી જે થયું તે નીચેના શ્લોકથી કહે છે.

**एवमादीन्यभद्राणि बभाषे नष्टमङ्गलः।**
**नोवाच किंचिद्भगवान् यथा सिंहः शिवारूतम् ॥३८॥**

अभद्राण्यमङ्गलवाक्यानि अन्तर्मङ्गलस्य नष्टत्वात् 'यद्धि मनसा ध्यायति' इति वाक्याच्च अमङ्गलवाक्यान्येवोक्तवान्। तदा **भगवान**प्येतच्छ्रुत्वा न **किंचिदुवाच**। प्रतीकारार्थं कायिकं वाचिकं वा न संपादितवान् । तूष्णींभावो वधानुकल्प इति केचित्। अवगणनायाः कृतत्वात् । 'वधानुकल्पः स्वद्रोहे' इति । वस्तुतस्तु धर्मे तद्वाक्यानां बाधकत्वाभावात् कुबुद्धिरयमित्युपेक्षितः। ननु वाग्बाणा बाणपेक्षया परुषाः इति कथमुपेक्षेत्याशङ्क्य दृष्टान्तमाह **यथा सिंह** इति। न हि श्रृगालशब्दे सिंहसमीपेऽपि जायमाने सिंहनिन्दारूपोर्थोऽस्ति अभिमानेन कल्पयित्वा तं च सदृशीकृत्यान्य एव श्रृगालः शब्दं करोति न तु सिंहः किं वाचनेनेति तूष्णींस्थितः। नापि तदुक्ता धर्मा भगवति सन्ति येन मर्मभेदः स्यात्। नापि निन्दितानर्थान् भगवान् परिह्लाति येन निन्दके क्रोधः स्यात्, अतो भ्रान्तवाक्यदुपेक्ष्यमेव ॥३८॥

अन्ये पुनर्बहिर्मुखाः भगवन्निन्दनमेतदिति मत्वा तच्च स्वस्य निरुद्धत्वान्न श्रोतव्यमिति शापं दत्वा गतवन्त इत्याह **भगवन्निन्दनं श्रुत्वेति**।

*<u>શ્લોકાર્થ -૩૮ :</u> જેનું મંગલ નાશ પામેલું હતું તેવા શિશુપાલે અમંગલ વચનો કહ્યાં. જેમ શિયાળનો અવાજ થતો હોય ત્યાં સિંહ બોલે નહિ તેમ ભગવાન કાંઈ પણ બોલ્યા નહિ.(૩૮)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> અમંગલ વચનો બોલ્યો. ''તેનું મંગલ નાશ પામેલું હોવાથી અને જેનું મનથી ધ્યાન કરે છે એ વાક્ય પ્રમાણે તેને અમંગલ વચનો કહ્યાં.

આ સાંભળીને પણ ભગવાન કાંઈ પણ બોલ્યા નહિ તેનો વિરોધ કરવા

કાયાથી અથવા વાણીથી કોઈપણ કાર્ય કર્યું નહિ. કેટલાક એમ કહે છે કે "ભગવાન પોતાનો દ્રોહ થતાં વધના જેવું કરે છે." તેથી શાંત રહ્યા. તે વધના જેવું છે. કારણ કે તેથી તેનો તિરસ્કાર કરેલો છે. આ "દુષ્ટ બુદ્ધિવાળો છે." એમ વિચારી ભગવાને તેની દરકાર કરી નહિ. વચનરૂપી બાણો બાણો કરતાં કઠોર હોય છે. તેથી તેમને દરકાર કેમ ન કરી? એવી શંકા થાય તેથી 'જેમ શિયાળનો અવાજ થતો હોય ત્યાં સિંહ બોલે નહિ' એવું તેમાં દષ્ટાંત કહેલું છે. કારણ કે શિયાળનો અવાજ સિંહની સમીપ થતો હોય તો પણ તેની સિંહની નિંદારૂપ અર્થ થતો નથી. મારા સામે અવાજ કરે છે એવી અભિમાનને લીધે કલ્પના કરી તે અવાજની સમાન બીજો જ શિયાળ અવાજ કરે છે પણ સિંહ અવાજ કરતો નથી. વળી 'સિંહ' શબ્દથી 'હણનારો' કહેવાય છે. તેથી આને હું હણીશ બોલવાથી શું? એમ વિચારી ભગવાન શાંત રહ્યા. વળી તેને કહેલાં ગુણો ભગવાનમાં નથી તેથી ભગવાન નિંદાયેલા વિષયોને ગ્રહણ કરતા નથી. જેથી જે ગ્રહણ કરવાથી નિંદા કરનાર પણ ક્રોધ થાય તેતી મૂર્ખોના વચન હોવાથી તેની દરકાર ન કરવી જોઈએ. (૩૮)

વળી બીજા બહિર્મુખો ભગવાનની આ નિંદા છે એમ માની, આ સાંભળવું ન જોઈએ એમ વિચારી શિશુપાલને શાપ આપી ત્યાંથી જતા રહ્યા તે હવે કહે છે.



**भगवन्निन्दनं श्रुत्वा दुःसहं तत्सभासदः।**
**कर्णौ पिधाय निर्जग्मुः शपन्तश्चेदिपं रुषा ॥३९॥**

**तत्तु दुःसहं कर्णयोरपि कठिनं निन्दासहितसभायां ये स्थिता; ते कर्णौ स्वस्य पिधाय चेदिपिं शिशुपालं रुषा शपन्तो निर्जग्मुः ॥३९॥**

**एवंकरणे धर्म इत्याह निन्दां भगवतः श्रृण्वन्निति।**

*<u>શ્લોકાર્થ -૩૯</u> : સહન ન થઈ શકે તેવી ભગવાનની નિંદા સાંભળીને સભાસદો કાન ઢાંકીને શિશુપાલને શાપ આપતા બહાર નીકલી ગયા. (૩૯)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી</u> : તે નિંદા તો ન સહન થઈ શકે તેવી કાનને પણ

કઠોર હતી. તેઓ પોતાના કાન ઢાંકીને શિશુપાલને ક્રોધથી શાપ આપતાં બહાર નીકળી ગયાં.(૩૯)

એમ કરવાથી ધર્મ થાય છે એમ નીચેના શ્લોકથી કહે છે.

**निन्दां भगवतः श्रृण्वंस्तत्परस्य जनस्य वा ।**
**ततो नापैति यः सोऽपि यात्यधः स्वकृताच्चयुतः॥४०॥**

अपकर्षणवाक्यं निन्दा । येननैव वाक्येन भगवत्यपकर्षप्रतीतिर्भवति तन्न श्रोतव्यं तथा भगवद्भक्तस्य जनस्य अपकर्षप्रतीतिर्भवति, **जनस्येति** साधारणस्यापि । ततः **कर्णौ पिधाय नापयाति सोऽपि स्वकृताच्चयुतः** सन्नधो याति। भगवदुत्कर्षज्ञानार्थं हि सर्वोऽपि प्रयत्नः तदपकर्षे याति । इदमशक्तविषयम्। शक्तानां तु धर्मश्चतुर्थे प्रतिपादितः। 'छिन्द्यात् प्रसह्य रुशतीमसतीं प्रभुश्चेज्जिह्वामसूनपि ततो विसृजेत्स धर्मः' इति ॥४०॥

पाण्डवास्तु मर्तुं मारयितुं च समर्था इति तन्मारणार्थं प्रवृत्ता इति ततः **पाण्डुसुता इति**

*શ્લોકાર્થ -૪૦ : ભગવાનની અથવા તેમનામાં આસક્તિવાળા માણસની નિંદા સાંભળતાં ત્યાંથી જે જતો રહેતો નથી તે પણ પોતાના કૃત્યથી ભ્રષ્ટ થઇ અધોગતિ પામે છે.(૪૦)*

ભાવાર્થ, સુબોધિનીજી : નિંદા એટલે હલકાઇ જણાવનારૂં વાક્ય. જે વાક્યથી હલકાઇ હોવાનું જ્ઞાન થાય તે ન સાંભળવું. 'જનસ્ય' શબ્દથી એમ કહેલું છે કે સાધારણ માણસમાં હલકાઇ હોવાનું જ્ઞાન થાય તે પણ ન સાંભળવું. કાન ઢાંકીને તે ત્યાંથી જતો રહેતો નથી પણ પોતાના કૃત્યથી ભ્રષ્ટ થઇ અધોગતિ પામે છે. કારણ કે ભગવાનની સરસાઇનું જ્ઞાન થાય ત્યારે બધાએ પ્રયત્ન કરવામાં આવે છે. તેમની હલકાઇ હૃદયમાં આવે ત્યારે તેથી ઉલ્ટું થાય તેથી પોતે કરેલા કૃત્યનો વૃથા નાશ થવાથી અને ઉંધુ જ્ઞાન થવાથી પોતે અધોગતિ પામે છે. જેઓ શક્તિ વિનાના છે તેમના સંબંધમાં આ કહેલું

છે. જો શક્તિ વિનાના છે.તેમના સંબંધમાં આ કહેલું છે. જો શક્તિમાન હોય તો કલેશ કરાવનારી દુષ્ટ જીભને કાપી નાખવી અને પછી પ્રાણ પણ કાઢવા તે ધર્મ છે. (શ્રીમદ ભાગવત ૪-૪-૧૭) એમ શક્તિવાળાનો ધર્મ ચોથા સ્કંધમાં કહેલો છે.(૪૦)

પાંડવો તો મરવાની અને હણવાની શકિતવાળા હતા તેથી તેમને હણવાની પ્રવૃત્તિ કરી એમ નીચેના શ્લોકથી કહે છે.

**ततः पाण्डुसुताः क्रुद्धा मत्स्यकैकयसृञ्जयाः ।**
**उदायुधाः समुत्तस्थुः शिशुपालजिघांसया ॥४१॥**

पितृनाम्ना शूरत्वाय व्यपदेशः । आदौ **क्रुद्धाः** अन्यथा मातृभगिनी-पुत्रत्वात्स्नेहः प्रतिबन्धको भवेत् । **मत्स्या** विराटवंशोद्भवाः, **कैकयाश्च** भरतपूर्वजा वैष्णवाः, **सृञ्जयाः** द्रुपदवंशजाः । एते चतुर्विधा अपि **उदायुधाः समुत्तस्थुः** । स्वमरणसंदेहं वारयति **शिशुपालजिघांसये**ति ॥४१॥

<u>શ્લોકાર્થ -૪૧ :</u> *પછી પાંડુના પુત્રો, મત્સ્યો, કૈકયો અને સૃંજયો બધા ક્રોધ કરી શિશુપાલને હણવાની ઈચ્છાથી હથીયાર ઉગામી ઉભા થયા.(૪૧)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> શુરવીરો છે એમ જણાવવા પિતાના નામથી જણાવેલા છે.આરંભમાં ક્રોધ કર્યો કારણ કે ક્રોધ ન કરે તો શિશુપાલ તેઓની માસીનો પુત્ર હોવાથી હણવામાં પ્રતિબંધ કરે. વિરાટ વંશમાં જન્મેલા મત્સ્યો અને ભારતના વડવા કૈકયો વૈષ્ણવો હતા. દ્રુપદ વંશમાં ઉત્પન્ન થયેલા સંજયો હતા. આ ચારેવ પ્રકારના યોદ્ધાઓ પોતાના હથિયારો ઉગામી ઉભા થયા. 'શિશુપાલને હણવાની ઈચ્છાથી એ શબ્દોથી પોતાનું મરણ થવાનો સંદેહ દૂર કરે છે.(૪૧)

**ततश्चैद्यस्त्वसंभ्रान्तो जगृहे खड्गचर्मणी ।**
**भर्त्सयन्कृष्णपक्षीयान्राज्ञः सदसि भारत ॥४२॥**

शिशुपालोऽपि क्रियाशक्तौ सर्वाधिक इति 'जिघांसन्तं जिघांसीयात्' इति

पाण्डववधार्थमसंभ्रान्तो भूत्वा खड्गचर्मणी जगृहे ततोऽन्यैः अनुचितं क्रियत इत्युक्तः तान् निर्भर्त्सयन् कृष्णपक्षीया एत इति साक्षाद्वधसाधनं गृहीतवान्। स्वस्य च रक्षासादनं राज्ञः सदसि इति नात्र ब्राह्मणशापशङ्केति सूचितम्। भारतेति विश्वासार्थम्॥४२॥

ततो भगवान् एनं तदपेक्षया बलिष्ठं मत्वा अमोघवीर्यं च स्वार्थं यतन्त इति 'भक्तद्रोहे वधः स्मृतः' इति शास्त्रं पुरस्कृत्य स्वयं मारणार्थं प्रवृत्त इत्याह तावदुत्थायेति।

*<u>શ્લોકાર્થ -૪૨ :</u> હે ભારત ! શિશુપાલે તો ગભરાયા વિના શ્રીકૃષ્ણના પક્ષના રાજાઓને ધમકાવતાં રાજાની સભામાં તલવાર અને ઢાલ લીધાં.(૪૨)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> શિશુપાલ ક્રિયાશકિતમાં સર્વથી અધિક હતો. તેથી 'હણવા ઈચ્છનારને હણવો' એ નિયમ પ્રમાણે તેને ગભરાયા વિના પાંડવોનો વધ કરવા તલવાર અને ઢાલ લીધાં. બીજાઓએ આ તું અયોગ્ય કાર્ય કરે છે એમ કહ્યું ત્યારે આ 'શ્રીકૃષ્ણના પક્ષના છે.' એમ માની તેઓને ધમકાવતાં બારોબર વધ કરવાનું અને પોતાનું રક્ષણ કરવાનું સાધન તરવાર અને ઢાલ લીધાં. 'રાજાની સભામાં' એ શબ્દોથી એમ સૂચવેલું છે કે આ પ્રસંગે બ્રાહ્મણના શાપનો ભય તેને નહતો. હે ભારત ! એ સંબોધન પરિક્ષિતને વિશ્વાસ માટે કહેલ છે.(૪૨)

પછી ભગવાને આ શિશુપાલને વધારે બલવાન અને નિષ્ફલ ન થાય તેવા પરાક્રમવાળો માનીને ભગવાને ભક્તોનો દ્રોહ થતાં વધ વિચારેલો છે' એ શાસ્ત્રનો આદર કરી તેને હણવા પ્રવૃત્તિ કરી તે હવે નીચેના શ્લોકથી કહે છે.

**तावदुत्थाय भगवान्स्वान्निवार्य स्वयं रुषा।**
**शिरः क्षुरान्तचक्रेण चिच्छेदापततो रिपोः॥४३॥**

भगवात्वात्स्वस्य पूर्णा शक्तिः अत एव स्वान् भक्तान् निवार्य स्वयं चक्रेण शिरश्चिच्छेद । सोऽपि भक्तः कथमेवं कृतवानित्याशङ्कायामाह रुषेति।

भगवद्रोषधर्मेण स मारितः भगवद्भक्तेषु तस्य रोषजननात् तत्रापि शिरश्चिच्छेद। येन मार्गेण सा वाङ्निर्गच्छति। अलौकिकेन भगवत्सामर्थ्येन स मारित इति शङ्काव्यावृत्त्यर्थमाह क्षुरान्तेति। क्षुरान्तवत्तीक्ष्णेन । तथा सति लोके भगवन्माहात्म्यं न स्यात्। साधनोत्कर्षस्तु कर्तुर्नापकर्षं संपादयति। आपततो रिपोरिति तस्यापराधो वधहेतुरुक्तः॥४३॥

શ્લોકાર્થ -૪૩ : તેટલામાં ભગવાને ઉભા થઈ, પોતાના સેવકોને અટકાવી, દોડી આવતા શત્રુનું માથુ પોતે ક્રોધથી અસ્ત્રાના ધારવાળા ચક્રથી કાપી નાખ્યું.(૪૩)

ભાવાર્થ, સુબોધિનીજી : શ્રીકૃષ્ણ ભગવાન હોવાથી પોતાની શક્તિ પૂર્ણ હતી તેથી ભકતોને અટકાવીને પોતે ચક્રથી માથું કાપી નાખ્યું.

તે શિશુપાલ પણ ભક્ત હતો તો ભગવાને આવું કેમ કર્યુ? એવી શંકા થાય તેથી 'ક્રોધથી' શબ્દ યોજેલ છે. ભગવાનના ભકતોમાં તેણે ક્રોધ ઉત્પન્ન કર્યો તેથી ભગવાને તેને હણ્યો. તેમાં પણ જે માર્ગથી તેની વાણી નીકળી હતી તે માથું કાપી નાખ્યું. ભગવાનની અલૌકિક શકિતથી તેને હણ્યો હશે એવી શંકા દૂર કરવા 'અસ્ત્રા જેવી ધારવાળા ચક્રથી' શબ્દ યોજેલ છે. 'દોડી આવતા શત્રુનું' એ શબ્દોથી તેનો અપરાધ અને વધ કરવાનું કારણ કહેલાં છે.(૪૩)

**शब्दः कोलाहलोऽप्यासीच्छिशुपाले हते महान्।**
**तस्यानुयायिनो भूप दुद्रुवुर्जीवितैषिणः॥४४॥**



ततस्तद्वधे महान् शब्दो जातः। कोलाहलश्च सर्वैः कृतः। शिशुपाले हत इति निमित्तं अनायासेन तन्मारणं चोक्तम्। ततस्तत्पक्षपातिनः दैत्यांशाः सर्व एव जीवरक्षार्थं युद्धमकृत्वैव जीवनार्थं दुद्रुवुः॥४४॥

एवं धर्मार्थं तस्य वधं निरूप्य स चेज्जीवो न भुक्तो भवेत्तदा स्मशानत्वं तस्य स्थानस्य भवेदिति तद्दोषपरिहारार्थं मुक्तिमाह चैद्यदेहोत्थितं ज्योतिरिति।

શ્લોકાર્થ -૪૪ : શિશુપાલ હણાયો ત્યારે ભારે અવાજ અને કોલાહલ થયો. જીવવાની ઈચ્છાવાળા અને તેને અનુસરતા રાજાઓ નાસી ગયા. (૪૪)

ભાવાર્થ, સુબોધિનીજી : પછી તેનો વધ થતાં ભારે અવાજ થયો અને બધાએ કોલાહલ કર્યો. 'શિશુપાલ હણાયો' એ શબ્દોથી તેનો વધ કહેલો છે. પછી તેનો પક્ષ કરનારાઓ બધાએ પોતના જીવનું રક્ષણ કરવા યુદ્ધ કર્યા વગર જીવતા રહેવા માટે નાસી ગયા. (૪૪)

એમ ધર્મ માટે તેના વધનું વર્ણન કરીને તે જીવ જો મોક્ષ ન પામે તો તે સ્થાન સ્મશાન ગણાય તેથી તે દોષ દૂર કરવા તેની મુક્તિ થઈ તે નીચેના શ્લોકથી કહે છે.

**चैद्यदेहोत्थितं ज्योतिर्वासुदेवमुपाविशत्।**
**पश्यतां सर्वभूतानामुल्केव भुवि खाच्चयुता ॥४५॥**

हृदये स्थितं जीवाख्यं तज्ज्योतिः भगवदिच्छया सहजक्रियायुक्तं वासुदेवं मोक्षदातारमुपाविशत्। भगवत्पादयोः प्रविष्टं वैकुण्ठात्मकं तत्पुनर्लोकाय अन्तिकमित्यादिपदैः व्यापिवैकुण्ठस्यैव निरूपणम्। अन्यथा कृत्रिमवैकुण्ठात्त्याजनं व्यर्थं स्यात्। 'प्रक्षालनाद्धि पङ्कस्य' इति न्यायात्। एतदन्यथानुपपत्त्यैव आराग्रजीवपक्ष एव मुख्य इत्यङ्गीकर्तव्यम्। सात्त्विकशरीरांशशेषेणेति मतमसङ्गतं ज्योतिरिति वाक्यात्। अन्यत्रात्मज्योतिःप्रकाराच्च 'गृहीत्वैतानि संयाति' इति वाक्यात्तस्य सहजक्रियापि सिद्धा केवलजीवस्य यथैतादृशं रूपं सिद्ध्यति तथोपपादितं निबन्धे। 'पश्यतां सर्वभूतानाम्' इति। सायुज्ये प्रमाणमुक्तं जीवस्वरूपनिकर्धारश्च। प्रवेशः सर्वैन दृष्ट इति ज्ञापयितुं दृष्टान्माह उल्केवेति। निर्गमनप्रवेशनयोः तस्यादर्शनं खात् आकाशाच्चयुता ॥४५॥

एवं प्रसङ्गात् दोषनिवृत्तिं मोक्षं च निरूप्य प्रारब्धं यागं शिष्टं निरूपयति ऋत्विग्भ्य इति।

<u>શ્લોકાર્થ -૪૫ :</u> *જેમ આકાશમાંથી પડેલો અગ્નિ ભૂમિમાં પ્રવેશ કરે તેમ સર્વ પ્રાણીઓના દેખતાં શિશુપાલમાંથી નીકળેલા તેજે વાસુદેવમાં પ્રવેશ કર્યો.(૪૫)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> હૃદયમાં રહેલા જીવ નામના પ્રસિદ્ધ, કુદરતી ક્રિયાવાળા તેજે ભગવાનની ઈચ્છાથી મોક્ષ આપનાર વાસુદેવમાં પ્રવેશ કર્યો.ભગવાનનાચરણોમાં તેણે પ્રવેશ કર્યો. તેભગવાનનું ચરણાવિંદ વૈકુંઠરૂપ છે., પુર્નલોકમાં 'ભગવાનની સમીપ' શબ્દોથી વ્યાપિ વૈકુંઠ જ કહેલું છે. તેમ વ્યાપિ વ્યાકુંઠમાં પ્રવેશ કરવાનો ન હોત તો કાદવમાં પડી કાદવ ધોવા કરતાં તેને સ્પર્શ કર્યા વગર દૂર રહેવું સારૂં. એ નિયમ પ્રમાણે કૃત્રિમ વૈકુંઠમાંથી કાઢવાનું વ્યર્થ થાય. આ બીજા પ્રકારે જીવ વ્યાપક હોય તો તે ઘટતું નથી. સોયની ટોચ જેટલો જ જીવ છે એ મત મુજબ એ મત મુખ્ય છે તેમ સ્વીકારવું જ. શરીરના બાકીના સાત્વિક અંશથી તેને ભગવાનમાં પ્રવેશ કર્યો એ મત અયોગ્ય છે.કારણ કે 'તેજ' 'જયોતિ' એવું વાકય છે. બીજા સ્થળોએ આત્મા (જીવ) ને તેજનો પ્રકાર કહેલો છે. આમને ઈંદ્રિયોને લઈ જાય છે. (ભ.ગી.૧૫-૮) એ વાકય પ્રમાણે તેને કુદરતી ક્રિયા હોવાનું પણ સિદ્ધ થાય છે. માત્ર જીવનું આવું રૂપ છે. જે પ્રકારે થાય છે તે નિબંધમાં જણાવેલ છે. 'સર્વ પ્રાણીઓના દેખતાં' શબ્દોથી શિશુપાલને ભગવાનનું સાયુજય પ્રાપ્ત થવામાં પ્રમાણ અને જીવના સ્વરૂપનો નિર્ણય કહેલાં છે. બધાએ ભગવાનમાં પ્રવેશ જોયો નહિ એમ જણાવવા 'જેમ આકાશમાંથી પડેલો અગ્નિ ભૂમીમાં પ્રવેશ કરે' એવું દષ્ટાંત કહેલું છે. શિશુપાલમાંથી નીકળી અને ભગવાનમાં પ્રવેશ કરવાના સમયે તે દેખાયેલ નહિ. આકાશમાંથી ભૂમિ પર પડેલું તેજ ! (વિજળી) તેવા સમયે દેખાતું નથી.(૪૫)

એવી રીતે શિશુપાલનો ભગવાનમાં પ્રવેશ કરીને,ભગવાનની નિંદા કરનારને સાયુજય કેમ પ્રાપ્ત થયું તે હવે કહે છે.




**जन्मत्रयानुगुणितवैरसंरम्भया धिया।**
**ध्यायंस्तन्मयतां यातो भावो हि भवकारणम् ॥४६॥**

वैकुण्ठात्पतितस्य हिरण्यकशिपुरावणशिशुपाललक्षणजन्मत्रये **अनुगुणितमा** वर्तितं यद्वैरं अपकारवधादिना तेन यः **संरम्भः** क्रोधसंरम्भः तद्युक्तया धिया वैरबुद्ध्या तं भगवन्तं ध्यायन् तन्मयतामेव यातः। तेन पेशस्कारिवत् भगवद्ध्यानेन भगवद्रुपो भूत्वा भगवति सायुज्यं प्राप्तवान् । अन्यथा जीवभावे भगवति स्थितजगत इव न सायुज्यं स्यात्। तस्मादिदं भगवद्रूपेण जन्म, तत्र कारणं भाव एव निरन्तरस्मरणमेव । यमेवार्थं निरन्तरं स्मरति स एव भवति ॥४६॥

एवं प्रसङ्गात् दोषनिवृत्तिं मोक्षं च निरूप्य प्रारब्धं यागं शिष्टं निरूपयति **ऋत्विग्भ्य** इति।

*<u>શ્લોકાર્થ -૪૬ :</u> ત્રણ જન્મોમાં વારંવાર થતા વૈરને લીધે થયેલા ક્રોધવાળી બુદ્ધિનેલીધે તે ભગવાનનું ધ્યાન ધરતાં તેમના સ્વરૂપને પામ્યો કારણ કે ભાવ જન્મનું કારણ છે.(૪૬)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> વૈકુંઠમાંથી પડેલા હિરણ્યકશિપુ, રાવણ અને શિશુપાલરૂપ ત્રણ જન્મોમાં અપરાધ,વધ વિગેરેનેલીધે વારંવાર થયેલું જે વૈર, તેનાથી થયેલ જે ક્રોધવાળી બુદ્ધિ એટલે વૈરબુદ્ધિથી તે ભગવાનનું ધ્યાન ધરતા તેમનાજ સ્વરૂપને પામ્યો. તેથી ભમરાની પેઠે ભગવાનના ધ્યાનથી ભગવદરૂપ થઇ તેને ભગવાનમાં રહેલા જગતની પેઠે સાયુજ્ય પ્રાપ્ત ન થાત. તેથી આ સાયુજ્ય શિશુપાલનો ભગવાનના રૂપથી જન્મ હતો. તેવો જન્મ થવાનું કારણ જ ભગવાનનું અટકયા વગરનું સ્મરણ જ છે. જે જેનું નિરંતર સ્મરણ કરે છે તે તે જ થાય છે.

એવી રીતે પ્રસંગને લીધે દૂર થવાનું અને શિશુપાલના મોક્ષનું નિરૂપણ કરીને નીચેના શ્લોકથી યજ્ઞના બાકીના ભાગનું વર્ણન છે.(૪૬)

**ऋत्विग्भ्यः ससदस्येभ्यो दक्षिणां विपुलामदात् ।**
**सर्वान्संपूज्य विधिवच्चक्रेऽवभृथमेकराट् ॥४७॥**

ततो ऋत्विग्भ्यो दक्षिणां ततः सदस्येभ्यः यावन्तो वै सदस्या इति

सर्वेभ्यएव । विपुलां वाञ्छितादप्यधिकामदात् । ततः सवनत्रयानन्तरं साद्यस्क्रद्विरात्रसत्रानन्तरं सर्वानेव देवान् यज्ञभागभुजः तत्तस्थाने संपूज्य लौकिकानपि दानमानादिभिः। ततोवभृथस्नानं कृतवान्। एकराडिति एकराज्यं तस्य सिद्धमिति यागफलस्यानुवादः ॥४७॥

एवं सफलं यागमनूद्य भगवतैवैतत्सर्वं कृतमिति भगवच्चरित्रमुक्त्वा उपसंहरन् भगवतः प्रयाणमाह साधयित्वेति द्वाभ्याम्।

શ્લોકાર્થ -૪૭ : ઋત્વિજોને અને સભાસદોને ઘણી દક્ષિણા આપી. વિધિ પ્રમાણે સર્વની પૂજા કરીને ચક્રવર્તી રાજાએ અવભૃથ સ્નાન કર્યું.(૪૭)

ભાવાર્થ, સુબોધિનીજી : પછી ઋત્વિજોને દક્ષિણા આપી પછી જેટલા સભાસદો હોય તે બધાને દક્ષિણા આપવા યોગ્ય છે. એ વાક્ય પ્રમાણે બધાએ સભાસદોને ગણીને તેઓએ ઈચ્છેલી વધારે દક્ષિણા આપી. પછી ત્રણ સવન પછી તરત થતા અને બે રાત્રે થતા સત્ર પછી યજ્ઞના ભાગનો ભોગ કરનારા બધાએ દેવોની તેમના જુદા જુદા સ્થાનોએ પૂજા કરી અને લૌકિક પુરૂષોની પણ દાન, માન વિગેરેથી પૂજા કરીને પછી યુધિષ્ઠિરે અવભૃથ સ્નાન કર્યું. તેને ચક્રવર્તીપણું પ્રાપ્ત થયું. એમ 'ચક્રવતી' શબ્દથી તેને યજ્ઞનું ફલ મળ્યાનું કહેલ છે.(૪૭)

એ પ્રમાણે યજ્ઞ સફલ થવાનું કહી નીચેના શ્લોકથી આરંભી બે શ્લોકથી આ બધું ભગવાને જ કર્યું એવું ભગવાનનું ચરિત્ર કહી ઉપસંહાર કરતાં ભગવાન ત્યાંથી પધાર્યા તે કહે છે.

**साधयित्वा क्रतुं राज्ञः कृष्णो योगेश्वरेश्वरः।**
**उवास कतिचिन्मासान् सुहृद्भिरभियाचितः ॥४८॥**

राज्ञः क्रतुं राजसूयं साधयित्वा कृष्णः फलात्मापि साधन-साधनत्वेन स्वविनियोगं कारयित्वा संमोहनमुत्पाद्य यथा न ज्ञातं तथा योगं साधयित्वा योगेश्वराणामपीश्वरो दुर्ज्ञेयः। योगचर्या दुर्ज्ञेयेति सिद्धेऽपि यागे ते स्वात्मानं

न ज्ञास्यन्तीति निश्चित्य कौतुकार्थमज्ञैः सुहृद्भिरभियाचितः सन् कतिचिन्मासानुवास ।।४८।।

<u>શ્લોકાર્થ -૪૮ :</u> *રાજાનો યજ્ઞ સફલ બનાવી, યોગેશ્વરના ઈશ્વર શ્રીકૃષ્ણ મિત્રોથી વિજ્ઞપ્તિ કરવાથી કેટલા મહીના ત્યાં રહ્યા.(૪૮)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> રાજાના યજ્ઞ રાજસૂય યજ્ઞ સફલ બનાવી. શ્રીકૃષ્ણ ફલરૂપ હોવા છતાં પણ સાધનના સાધન તરીકે પોતાનો ઉપયોગ કરાવી ઘણો મોહ ઉત્પન્ન કરાવી જેમ કોઈએ ન જાણ્યું તેમ યોગને પૂર્ણ કરી ત્યાં રહ્યા. યોગેશ્વરોના પણ ઈશ્વર જાણી ન શકાય એવા હોય છે. યોગની ગતિ જાણી શકાય તેવી નહિ હોવાથી યજ્ઞ સફલ થવા છતાં તેઓ પાંડવો મને જાણી શકશે નહિ એવો નિશ્ચય કરીને, અજ્ઞાની મિત્રોએ આનંદ માટે ત્યાં રહેવાની વિજ્ઞપ્તિ કરવાથી ભગવાન ત્યાં કેટલાક મહીના રહ્યા.(૪૮)

**ततोऽनुज्ञाप्य राजानमनिच्छन्तमपीश्वरः ।**
**ययौ सभार्यः सामात्यः स्वपुरं देवकीसुतः ।।४९।।**

ततो लीलान्तरं कर्तुं राजानमनुज्ञाप्य स्नेहवशादनिच्छन्तमपि ईश्वरत्वात्स्वातन्त्र्यमवलम्ब्य यथागतं सभार्यः सानुगामात्यः स्वपुरं ययौ। ननु भगवत्कार्यं किमपि न सिद्धं महत्या संभृत्या किमित्यागतः किमिति गत इत्याशङ्कायामाह देवकीसुत इति। भक्तवात्सल्येन देवक्याश्च पुत्रो जातः तथेदमपि कृतवानित्यर्थः ।।४९।।

उपसंहरति वर्णितं तदुपाख्यानमिति ।

<u>શ્લોકાર્થ -૪૯ :</u> *પછી જવા દેવા નહિ ઈચ્છનાર રાજાની પણ સંમતિ લઈને ઈશ્વર દેવકીપુત્ર પત્નીઓ સાથે અને પ્રધાનો સાથે પોતાના નગર પધાર્યા.(૪૯)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> પછી બીજી લીલા કરવા માટે સ્નેહને લીધે જવા દેવા નહિ ઈચ્છનારા રાજાની પણ સંમતિ લઈને પોતે ઈશ્વર હોવાથી,

સ્વતંત્રતા ધારણ કરી, ઈંદ્રપ્રસ્થ પધાર્યા હતા. તેમ પત્નીઓ સાથે અને પ્રધાનો સાથે પોતાના નગર પધાર્યા.

ભગવાનનું કાંઈ પણ કાર્ય ઈંદ્રપ્રસ્થમાં સિદ્ધ થયું નહિ તો ભારે દબદબાથી કેમ આવ્યા અને કેમ પધાર્યા? એવી શંકા થાય તેથી 'દેવકી પુત્ર' શબ્દ યોજેલ છે. ભક્તો ઉપર પ્રેમને લીધે જેમ દેવકીના પુત્ર થયા તેમ આ કાર્ય પણ તેમને કર્યું એવો અર્થ છે.(૪૯)

નીચેના શ્લોકથી ઉપસંહાર કરે છે.

**वर्णितं तदुपाख्यानं मया ते बहुविस्तरम् ।**
**वैकुण्ठवासिनोर्जन्म विप्रशापात्पुनः पुनः ।।५०।।**

नन्वत्र शिशुपालस्य स्वरूपं न सम्यगुक्तं तदकथने कथा न रसवतीत्याशङ्क्याह **मया पूर्वमेव वैकुण्ठवासिनोर्जन्म विप्रशापात्पुनः पुनर्जातमिति बहुविस्तरं** यथा भवति तथा तस्य **शिशुपालस्योपाख्यानं मया वर्णितं** तृतीये सप्तमे च ।।५०।।

ततो राज्ञः सर्वपापक्षये महती शोभा जातेत्याह **राजसूयावभृथ्येनेति ।**

*<u>શ્લોકાર્થ - ૫૦ :</u> વૈકુંઠમાં વસનાર બે પાર્ષદોનો જન્મ વિપ્રના શાપને લીધે વારંવાર થયેલ તે કથા મેં તને બહુ વિસ્તારથી કહેલી છે.(૫૦)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> અહીં શિશુપાલનું સ્વરૂપ સારીરીતે કહેલું નથી. તેથી કથાર રસવાળી નથી એવી શંકા થાય તેથી તે કહે છે કે મેં પહેલાં જ વૈકુંઠમાં વસનાર બે પાર્ષદોના જન્મ વિપ્રના શાપને લીધે વારંવાર થયેલ એમ બહુ વિસ્તારથી જેમ થાય તેમ તે શિશુપાલની કથા ત્રીજા અને સાતમા સ્કંધમાં મેં કહેલી છે.(૫૦)

પછી રાજાના સર્વ પાપોનો ક્ષય થતાં તેની ઘણી શોભા થઈ એમ નીચેના શ્લોકથી કહે છે.

**राजसूयावभृथ्येन स्नातो राजा युधिष्ठिरः ।**
**ब्रह्मक्षत्रसभामध्ये शुशुभे सुरराडिव ॥५१॥**

राजसूयस्व आवभृथ्यमवभृथकर्म तत्र स्नातो राजा सर्वपापक्षये जाते ब्रह्मक्षत्रसभामध्ये सर्वेभ्यः अधिकं शुशुभे । समानजातीयोऽपि ब्राह्मणाद्धीनोऽपि सर्वोत्कर्षेण भात इत्यत्र दृष्टान्माह सुरराट् देवेन्द्र इवेति ॥५१॥

राजसूयस्य साङ्गस्य फलमनूद्य प्रत्यापत्तिं वदन् सर्वेषां राज्ञां प्रतियानमाह राज्ञा सभाजिता इति ।

*શ્લોકાર્થ - ૫૧ : રાજસૂર્યનું અવભૃથ સ્નાન કરેલો રાજા યુધિષ્ઠિર બ્રાહ્મણો અને ક્ષત્રિયોની સભામાં ઈંદ્રના જેવો શોભતો હતો.(૫૧)*

ભાવાર્થ, સુબોધિનીજી : રાજસૂયનું અવભૃથ કર્મ, તેમાં સ્નાન કરેલો રાજા તેના સર્વ પાપનો નાશ થતાં,બ્રાહ્મણો અને ક્ષત્રિયોની સભામાં સર્વથી વધારે શોભતો હતો. ક્ષત્રિયોનો સમાન જાતવાળો હોવા છતાં બ્રાહ્મણોથી હલકો હોવા છતાં સર્વથી શોભતો હતો. 'ઈંદ્રની પેઠે' એમ દૃષ્ટાંતથી કહે છે.(૫૧)

અંગ સહીત રાજસૂર્યનું ફલ કહી બધા પાછા ગયાનું કહી નીચેના શ્લોકમાં બધા રાજા પાછા ગયાનું કહે છે.

**राज्ञा सभाजिताः सर्वे सुरमानवखेचराः ।**
**कृष्णं क्रतुं च शंसन्तः स्वधामानि ययुर्मुदा ॥५२॥**

सर्वे सुरादयः सभाजिताः सात्त्विका राजसास्तामसाश्च । आधिदैवकिमाध्यात्मं च उभयसमाराधनमध्ये अंशत्वेन प्रसङ्गाच्च स्वयं प्रीणिताः मुदा स्वधामानि ययुः ॥५२॥

राजसूयस्य फलं स्वाराज्यं सर्वसंतोषं चोक्त्वा भूभारहरणमपि तस्य

प्रयोजनमिति तस्यापि बीजं तत्र जातमिति निरूपयति दुर्योधनमृते पापमिति।

श्लोकार्थ - ५२ : राजाએ સત્કાર કરેલા સર્વ દેવો, મનુષ્યો અને આકાશમાં ફરનારાઓ શ્રીકૃષ્ણની અને યજ્ઞની પ્રશંસા કરતાં આનંદથી પોતાના સ્થાને ગયા.(૫૨)

ભાવાર્થ, સુબોધિનીજી : દેવો, સાત્વિક, રાજસ્ અને તામસ્ જીવોનો સત્કાર કર્યો.આધિદૈવિક અને અધ્યાત્મિક બનેને પ્રસન્ન કર્યા. તેની મધ્યે અંશ હોવાથી અને પ્રસંગને લીધે પ્રસન્ન કરવામાં આવેલા દેવો પોતે આનંદથી પોતાના સ્થાને ગયા.(૫૨)

રાજસૂયનું ફલ અને સર્વના સંતોષ કહીને, ભૂમીનો ભાર હરવો તે પણ પ્રયોજન હોવાથી તેનું બીજ પણ ત્યાં ઉત્પન્ન થયું એમ નીચેના શ્લોકથી કહે છે.



**राज्ञा सभाजिताः सर्वे सुरमानवखेचराः।**
**यो न सेहे श्रियं स्फीतां दृष्ट्वा पाण्डुसुतस्य ताम्॥५३॥**

दैत्यांशाः पूर्वमेव निराकृताः। अयं संनिहितबन्धुत्वेन छन्नः अन्तः स्थितः तथापि फले सिद्धे स्वदोषं प्रकटितवान्। ततो मानभङ्गं प्राप्य विमना गतः, यतः स पापरूपः कलेरवतारः। तादृशः कथं बन्धुरिति चेत्तत्राह कुरुकुलस्यामयमिति। ब्रह्मकल्पाद्येतत्पर्यन्त कुरुवंशे यावत् पापमभूत् तदेवैकीभूतं दुर्योधनरूपेणाविर्भूतं अतस्तस्य बन्धुत्वं पापत्वं चाविरुद्धमित्यर्थः। आमयो रोगः प्राणिनां सहजः धात्वन्नवैषम्येण नित्यं भवति स कदाचित् प्रवृद्धः रोगव्यपदेशं प्राप्नोति तथायमपि पापरूप इति भावः। तस्योद्बोधे किं निमित्तमित्याकाङ्क्षायामाह यो न सेहे श्रियं स्फीतामिति। धर्मफलमधर्मो न सहते यथा आमयो गुरुभोजनम्। दृष्टादृष्टोपायाभ्यां पाण्डुसुतस्य श्रीः स्फीता जाता तादृशीं प्रसिद्धां न सेहे इति कुरुकुले रोगत्वम्॥५३॥

एतदुपाख्यानश्रवणस्य फलमाह य इदं कीर्तयेदिति।

<u>શ્લોકાર્થ - ૫૩ :</u> પાંડુના પુત્રની વૃદ્ધિ પામેલી પ્રસિદ્ધ સંમતિ જોઈને જે તેને સહન ન કરી શક્યો તે કુરૂકુલના રોગ રૂપ પાપ કલિ દુર્યોધન સિવાયના બધા રાજાઓ આનંદથી પોતાના ધામ ગયા. (૫૩)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> દૈત્યના અંશવાળાને પહેલાથી જ કાઢી મૂકેલા આ દુર્યોધન નજીકના બંધુ તરીકે છુપો અંદર રહેલો છતાં પણ યુધિષ્ઠિરને યજ્ઞનું ફલ પ્રાપ્ત થયું ત્યારે તેણે પોતાનો દોષ પ્રગટ કર્યો. પછી માનભંગ થઈ દુઃખી થઈ ગયો. કારણ કે પાપરૂપ કલિનો અવતાર હતો. તેવો પાપરૂપ બંધુ કેવી રીતે હોઈ શકે? એવી શંકા થાય તેથી 'કુરૂકુલના રોગરૂપ' શબ્દો યોજેલ છે. બ્રહ્મકલ્પથી આરંભી આજસુધીનમાં કુરૂકુલમાં જેટલું પાપ થયેલ તે ભેગું થઈ દુર્યોધનના આકારથી પ્રગટ થયેલું તેથી બંધુ અને પાપરૂપ હોય તેમાં વિરોધ નથી. એવો અર્થ છે.

રોગ પ્રાણીઓને કુદરતી હોય છે. તે કોઈ સમયે વૃદ્ધિ પામે ત્યારે 'રોગ' સંજ્ઞા પ્રાપ્ત કરે છે. તેમ દુર્યોધન પણ પાપરૂપ હતો. તે પાપ જાગૃત થવાનું શું કારણ? એ જાણવાની ઈચ્છા થાય તેથી ઉત્તરાર્ધ કહેલો છે. ''જેમ રોગ ભારે ભોજન સહન કરતો નથી તેમ અધર્મ ધર્મનું ફલ સહન કરતો નથી.'' તેમ પાંડુના પુત્રની સંપત્તિ વૃદ્ધિ પામી તે પ્રસિદ્ધ સંપત્તિ તે સહન કરી શક્યો નહિ. તેથી તે કુરૂકુલમાં પાપરૂપ હતો. (૫૩)

આ ઉપાખ્યાનના શ્રવણનું ફલ નીચેના શ્લોકથી કહે છે.

**य इदं कीर्तयेद्विष्णोः कर्म चैद्यवधादिकम् ।**
**राज्ञां मोक्षं वितानं च सर्वपापैः प्रमुच्यते ॥५४॥**

प्रत्यहं पठेत्, किमित्येतत्पठिष्यतीत्याशङ्कायामाह विष्णोः कर्मेति । इदं तु राजसूयाख्यं राज्ञः कर्म कथं भगवत्कर्मेत्यत आह चैद्यवधादिकमिति । शिशुपालवधः आदिर्यस्य । ततःप्रभृति सर्वं भगवत्कर्मैव, तर्हि तावदेव श्रोतव्यमित्याशङ्क्याह राज्ञां मोक्षं वितानं चेति । त्रयमेतत् तामसं राजसं सात्त्विकं चेति एतत्कीर्तनेन श्रवणेन च सर्वपापैः प्रमुच्यत इति । श्रवणादिफलं

निरूपयन् तस्य धर्मस्योत्तमत्वमाह यथा स्वरूपत उत्तमत्वं वर्ण्यते तथा दृष्टफलसाधकत्वेनापि माहात्म्यमिति फलोक्तिः ॥५४॥

**इति श्रीभागवतसुबोधिन्यां**
**श्रीलक्ष्मणभट्टात्मजश्रीवल्लभदीक्षितविरचितायां**
**दशमस्कन्धोत्तरार्धविवरणे पञ्चविंशाध्यायविवरणम् ॥२५॥**

श्लोकार्थ -५४ : *જે વિષ્ણુના આ ચૈદ્યનો વધ વિગેરે, રાજાઓનો મોક્ષ અને યજ્ઞરૂપ કર્મનું કિર્તન કરે તે બધા પાપોથી મુક્ત થાય છે. (૫૪)*

ભાવાર્થ, સુબોધિનીજી : સદા પાઠ કરવો જોઈએ એવી રીતે શા માટે આનો પાઠ કરવો? એવી શંકા થાય તેથી 'વિષ્ણુનું કર્મ' શબ્દો યોજેલ છે. આ રાજસૂય નામનું રાજાનું કર્મ છે. તે ભગવાનનું કેમ કેમ ગણાય? એવી શંકા થાય તેથી 'ચૈદ્યનો વધ' શબ્દ યોજેલ છે. શિશુપાલનો વધ છે. આરંભમાં જેનાં તેવું કર્મ ત્યાર પછીનું ભગવાનનું જ કર્મ છે.

ત્યારે તેટલા શિશુપાલનો વધ અને ત્યાર પછીનાનું જ શ્રવણ કરવું જોઈએ એવી શંકા થાય તેથી 'રાજાઓના મોક્ષ અને યજ્ઞરૂપ' શબ્દો યોજેલ છે. તામસ અને સાત્વિક એવા આ ત્રણ કર્મ છે. આનું કિર્તન કરવાથી અને શ્રવણ કરવાથી સર્વ પાપોથી મુક્ત થાય છે. એમ શ્રવણનું ફલ કહેતાં તે ધર્મને ઉત્તમ કહેલો છે. જેમ સ્વરૂપથી આ ધર્મનું ઉત્તમપણું વર્ણવેલું છે તેમ જાણી શકાય તેવું ફલ પ્રાપ્ત કરાવનાર તરીકે પણ તેનું મહાત્મ્ય હોવાથી તેના શ્રવણનું ફલ કહેલું છે. (૫૪)




"દશમ સ્કંધ ઉત્તરાર્ધ
અધ્યાય - ૨૫ મો
સાત્વિક સાધન પ્રકરણ
સંપૂર્ણ"

श्रीकृष्णाय नमः ।

श्रीगोपीजनवल्लभाय नमः ।

श्रीमदाचार्यचरणकमलेभ्यो नमः ।




**श्रीमद्वल्लभाचार्यचरणप्रणिता ।**

**(दशम-उत्तरार्ध-सात्त्विक-साधन-प्रकरणम् ।)**

## षड्विंशोऽध्याय : ।

षड्विंशे राजसूयस्य भूमारहरणे यथा ।
कारणत्वं तदर्थं हि मानभङ्गो निरूप्यते।।१।।
यथान्यद्भगवत्कर्म मुख्यं कंसविधादिकम् ।
राजसूयकृतिस्तद्वत् भूमारहृतिकारणम्।।२।।
स्वातन्त्र्ये तु हरेरत्र गौणतेति निरूपणम् ।
हरेः कथायां तस्यात्र न युक्तमिति निश्चियः ।।३।।
लौकिक्येव समृद्धिर्हि तस्याभिमतिकारणम् ।
अतः सैवात्र पूर्वोक्तादधिका वर्ण्यते स्फुटा ।।४।।
तस्माद्भषा लौकिकीयं भावादङ्गं न सर्वथा ।
न विरोधस्ततः पूर्वैर्नाग्रिमैरपि वाचकैः ।।५।।

# દશમ સ્કંધ ઉત્તરાર્ધ પૂર્વાર્ધ

## "સાત્વિક સાધન પ્રકરણ"

## અધ્યાય ૨૬સમો

"રાજસૂયની પૂર્તિ અને દુર્યોધનનું અપમાન"

કારિકાઓ :

કારિકા-૧ : જે પ્રકારે રાજસૂય યજ્ઞ ભૂમીનો ભાર હરવામાં કારણરૂપ થાય છે. તે જણાવવા માટે છવીસમા અધ્યાયમાં દુર્યોધનના અભિમાનના નાશનું વર્ણન કરવામાં આવે છે.(૧)

કારિકા-૨ : જેમ ભગવાનનું કંસનો વધ વિગેરે બીજુ કર્મ ભૂમીનો ભાર હરવાનું મુખ્ય કારણ છે તેવું રાજસૂયનું કાર્ય પણ મુખ્ય કારણ છે. (૨)

કારિકા-૩ : રાજસૂયનું સ્વતંત્રપણું હોય તો તેમાં હરિની અધીનતા થાય. એવું તેનું વર્ણન અહીં હરિની કથામાં યોગ્ય નથી એવો નિશ્ચય થાય છે.(૩)

કારિકા-૪ : તે યુધિષ્ઠિરના આદરનું કારણ લૌકિક સમૃદ્ધિ જ છે. તેથી પહેલાં કહેલ તે કરતાં અધિક તે સમૃદ્ધિ જ સ્પષ્ટ વર્ણવેલી છે.(૪)

કારિકા-૫: તેથી આ લૌકિક ભાષા છે. ભગવાનનું પ્રેમને લીધે અધીનપણું છે. બીજા પ્રકારે નથી. તેથી પહેલાનાં વાક્યોથી તેમજ હવે કહેવાના વાક્યોથી ભગવાનના સ્વતંત્રપણામાં વિરોધ થતો નથી. (૫)

**एवं पूर्वाध्यायान्ते 'दुर्योधनमृते पापम्' इत्युक्तम् । तत्र राजा विस्तारं पृच्छति अजातशत्रोरिति द्वाभ्याम् । स्वयं सर्वं सावधानतया श्रूयत इति ज्ञापयितुं सार्धेन पूर्वोक्तमनुवदति अजातशत्रोरिति।**

**राजोवाच उवाच -**

**अजातसत्रोस्तां दृष्ट्वा राजसूयमहोदयाम् ।**
**सर्वे मुमुदिरे ब्रह्मन्नृदेवा ये समागताः ॥१॥**

**दुर्योधनं वर्जयित्वा राजानः सर्षयः सुराः ।**
**इति श्रुतं नो भगवंस्तत्र कारणमच्यताम् ॥२॥**

वैरे कारणाभावः तामलौकिकी राजसूयेन महानुदयो यस्या इति तां समृद्धि दृष्ट्वा। पुल्लिङ्गपाठो वा । तस्य सर्वाह्लदकत्वमाह सर्वे मुमुदिर इति। ब्रह्मवादिनो वाक्यं सत्यमिति संबोधनम्। सात्त्विका राजसा एव निरूपिताः। नृदेवा इति नरश्च देवाश्चेति। राजानो ऋषयः सुराश्च इति त्रिविधा लोकान्तरस्थाः। इति श्रुतमिति श्रुतं समर्थनीयमिति त्वत्त एव च श्रुतमस्ति नोऽस्माभिः सर्वैरेव। भगवन्निति ज्ञानार्थं प्रशंसा। दुर्योधनस्य बन्धोरपि कथं न मुत् तस्य सन्तोषाभावे कारणमुच्यतामित्यर्थः॥१॥२॥

लौकिकसंपत्तिमाह पितामहस्यति।

એ પ્રમાણે ગયા અધ્યાયના અંતે 'પાપરૂપ દુર્યોધન વિના' એમ કહ્યું નીચેના બે શ્લોકથી રાજા તે વિષયમાં વિસ્તાર કરવા પ્રશ્ન કરે છે. આરંભમાં દોઢ શ્લોકથી તે કહે છે.

<u>શ્લોકાર્થ -૧-૨ :</u> *હે બ્રહ્મન્! રાજસૂયથી જેની ઘણી વૃદ્ધિ થયેલી તેવી અજાતશત્રુની તે સમૃદ્ધિ જોઈને માણસો, દેવો, રાજાઓ, ઋષિઓ અને સૂરો જે આવેલા તે, દુર્યોધન સિવાય સર્વને આનંદ થયો એમ અમે સાંભળ્યું છે. તેનું કારણ કહો.(૧-૨)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> 'અજાતશત્રુની' શબ્દથી એમ સૂચવે છે કે દુર્યોધનને તેમની સાથે વેર હોવાનું કારણ ન હતું. રાજસૂર્યથી ઘણી વૃદ્ધિ થયેલી તે અલૌકિક સમૃદ્ધિ જોઈને સર્વને આનંદ થયો અથવા નરજાતિનો પાઠ લેવો.

'સર્વને આનંદ થયો' શબ્દોથી તે સર્વને આનંદ ઉત્પન્ન કરનાર થયો એમ કહેલું છે. બ્રહ્મવાદી શુકનું વચન સત્ય છે. એમ કહેવા હે બ્રહ્મન્! એવું સંબોધન કહેલું છે.

'માણસો, દેવો' શબ્દથી સાત્વિક અને રાજસ્ પુરૂષો કહ્યા. માણસો અને દેવો, રાજાઓ, ઋષિઓ અને સૂરો' શબ્દોથી ત્રણ પ્રકારના બીજા લોકમાં વસતા કહ્યા.

'એમ સાંભળ્યું છે' શબ્દોથી એમ કહે છે કે સાંભળેલુ હોય તેનું સમર્થન કરવું જોઈએ. અમો બધા એજ આપ શુક પાસેથી જ સાંભળેલું હોય તેનું સમર્થ કરવું જોઈએ. હે ભગવાન! એ સંબોધનથી દુર્યોધન બંધુ હોવા છતાં તેને આનંદ કેમ ન થયો? તેને આનંદ ન થવાનું કારણ કહો. એવો અર્થ છે.(૧-૨)

નીચેના શ્લોકમાં શુક યુધિષ્ઠિરની લૌકિક સંપતિ કહે છે.

**ऋषिरुवाच - पितामहस्य ते यज्ञे राजसूये महात्मनः।**
**बान्धवा परिचर्यायां तस्यासन्प्रेमबन्धनाः॥३॥**

संवन्धेन श्रवणप्रोत्साहो निरूप्यते, महात्मन इति महानुभावत्वात्। अन्येषां परिचर्यायां न काचन लज्जा, अत एव बान्धवाः परिचर्यायां तस्यासन्। यज्ञे बहूनि कार्याणि तत्र प्रतिनियतकार्यकर्तृत्वं सर्वेषां वक्तुं सामन्यतो निरूप्यते॥३॥

विशेषतो निरूपयति भीमो महानसाध्यक्ष इति।

<u>શ્લોકાર્થ -૩ :</u> મહાત્મા તારા દાદાના રાજસૂય યજ્ઞમાં, પ્રેમના બંધનવાળા બાંધવો તેની સેવા કરવા રહેલા.(૩)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> સંબંધને લીધે શ્રવણ કરવામાં ઘણો ઉત્સાહ થયેલ જણાય છે. 'મહાત્મ્ય' વિશેષણથી એમ કહેલું છે કે યુધિષ્ઠિર ઘણો પ્રભાવવાળો હોવાથી બીજાઓને સેવા કરવામાં કોઈ પણ શરમ ન હતી. તેથી જ બાંધવો તેની સેવા કરવા રહેલા છે.(૩)

યજ્ઞમાં ઘણા કાર્યો કરવાનાં હોય છે. તે પૈકી મુકરર કરેલા કાર્યો કરનાર બધા હતા તેમ કહેવા માટે સામાન્ય રીતે સેવામાં રહેલ કહીને નીચેના શ્લોકથી

તે હવે કહે છે.

**भीमो महानसाध्यक्षो धनाध्यक्षः सुयोधनः ।**
**सहदेवस्तु पूजायां नकुलो द्रव्यसाधने।।४।।**

स एव तत्र नियुज्यते यो यस्मिन् कर्मणि महत्येव प्रीतो भवति। तत्र बहुभक्षकत्वात् भीम ,व महानसाध्यक्षः कृतः, स हि बहु पाचयति। तथा धनाध्यक्षः धनरक्षकः दुर्योधनः, स हि पद्महस्तः यमर्थं स्पृशति सोऽक्षयो भवति। सहदेवो ज्ञानवान् ब्राह्मादिपूजायां नियुक्तः। नकुलस्य अश्विनीकुमारपुत्र इति द्रव्याणां गुणदोषाभिज्ञत्वात् द्रव्यसाधने द्रव्याणां विनियोगार्थं परीक्षायां नियुक्तः।।४।।

*શ્લોકાર્થ -૪ : ભીમ રસોડાનો અધિકારી, સુયોધન ધનનો અધિકારી સહદેવના પૂજાનો, નકુલ પદાર્થોનો ભેગા કરનારા હતા.(૪)*

ભાવાર્થ, સુબોધિનીજી : જેને જે કાર્યમાં આનંદ થતો હોય તેજ તે કાર્યમાં નીમાય. તેમાં ભીમ બહુ ભોજન કરનારો હોવાથી તેને રસોડાનો અધિકારી બનાવવામાં આવ્યો. કારણ કે તે ઘણું રંધાવે. તેવી રીતે દુર્યોધનને ધનનો અધિકારી એટલે ધનને સાચવનાર બનાવવામાં આવ્યો. કારણ કે તેના હાથમાં પદ્મ હોવાથી જે પદાર્થને તે અડકતો તે અક્ષય થતો. સહદેવ જ્ઞાનવાળો હોવાથી બ્રાહ્મણોની પૂજા કરવા તેને નીમવામાં આવ્યો. નકુલ અશ્વિનીકુમારનો પુત્ર હોવાથી પદાર્થોના ગુણ અને દોષને જાણનાર હતો. દ્રવ્યોની પરીક્ષા કરવામાં તેને નીમવામાં આવ્યો.(૪)

**सतां शुश्रूषणे जिष्णुः कृष्णः पादावनेजने ।**
**परिवेषणे द्रुपदजा कर्णो दाने महात्मनः ।।५।।**

तथा सतां सेवायां जिष्णुरर्जुनः, स ह्युपासितवृद्धः सेवां जानाति । कृष्णः पादावनेजन इति। भगवतः अनङ्गत्वे दुर्योधश्चदृष्टौ सर्वोत्तमत्वं न स्फुरिष्यतीति। ब्रह्मण्यत्वात्तत्र विनियोगो वर्ण्यते । इदमेव हि भगवत आधिक्यं

भृगुपरीक्षायां निरूपयिष्यते। परिवेषणे द्रुपदजा द्रौपदी अमृतहस्ता। कर्णो दाने अत्युदारत्वात्। महात्मन इति बहुदानेऽपि राज्ञः संतोष एवेत्येतदर्थमुक्तम्॥५॥

શ્લોકાર્થ -૫ : અર્જુનને સત્પુરૂષોની સેવામાં, શ્રીકૃષ્ણને તેઓના પગ ધોવામાં, દ્રૌપદિને પીરસવામાં અને ઉદાર મનવાળા કર્ણને દાન આપવામાં અધિકારી બનાવ્યા.(૫)

ભાવાર્થ, સુબોધિનીજી : તેવી રીતે સત્પુરૂષોની સેવા કરવામાં અર્જુને અધિકારી બનાવેલ કારણ કે જેને વૃધ્ધોની ઉપાસના કરેલ તેવો તે સેવાનું જાણતો હતો. 'શ્રીકૃષ્ણને પગ ધોવામાં' શબ્દોથી એમ જણાવે છે કે ભગવાન અધિન ન હોય તો દુર્યોધનની દ્દષ્ટિમાં યુધિષ્ઠિર સર્વથી ઉત્તમ હોવાનું સ્ફુરે નહિ. તેથી ભગવાન બ્રાહ્મણોનું પ્રિય કરનાર હોવાથી તે કામમાં તેમની યોજના વર્ણવી છે. કારણ કે ભૃગુની પરીક્ષામાં આજ ભગવાનનું ઉત્તમપણું કહેવામાં આવશે. પીરસવાના કામમાં અમૃત જેના હાથમાં હતું તેવી દ્રૌપદિને નીમવામાં આવી. કર્ણ ઘણો ઉદાર હોવાથી દાન કરવામાં તેને અધિકારી બનાવેલ છે 'ઉદાર મનવાળા' શબ્દથી તે કહેલ છે.(૫)

**युयुधानो विकर्णश्च हार्दिक्यो विदुरादयः।**
**बाह्लीकपुत्रा भूर्याद्या ये च संतर्दनादयः॥६॥**

युयुधानादयः सर्वएव नानाकर्मसु वैषम्याभावार्थं नियुक्ताः। युयुधानः सात्यकिः यादवोऽप्यर्जुनशिष्यः। विकर्णादयोऽपि बान्धवाः। बाह्लीकः शंतनोर्भ्राता, तस्य पुत्रा भूरिश्रवआदयः। संतर्दनादयश्च गोत्रजाः। सर्वेषां कथनं संभ्रमार्थम्॥६॥

**निरुपिता महायज्ञे नानाकर्मसु ते तदा।**
**प्रवर्तन्ते स्म राजेन्द्र राज्ञः प्रियचिकीर्षवः॥७॥**

महायज्ञोऽयमिति आकारणप्रेषणद्रव्यसमानयनादिनानाकर्मसु नियुक्ताः

सन्तः प्रवर्तन्ते स्म। राजसूयस्य परमधर्मत्वात् तत्कर्तुर्मनःप्रीतिं सर्व कर्तुं प्रवृत्ताः। एवमारम्भे सर्वेषां बन्धूनां विनियोगलक्षणः महान् संभ्रम उक्तः ॥७॥

अन्ते तु महानेव संभ्रमो जात इति वक्तुं मध्ये वैदिकं संक्षेपेणाह ऋत्विक् सदस्येति।

શ્લોકાર્થ -૬-૭ : યયુધાન અને વિકર્ણ, હાર્દિક્ય, વિદૂર વિગેરે, બહલિકના પુત્રો ભૂરિશ્વા વિગેરે અને જે સંતર્દન વિગેરે હતા તેઓને તે સમયે મહાયજ્ઞના જુદાજુદા કાર્યોમાં નીમેલા. હે રાજેન્દ્ર! રાજાનું પ્રિય કરવા ઈચ્છતા તેઓ તે તે કાર્યો કરતાં હતાં.(૬-૭)

ભાવાર્થ, સુબોધિનીજી : પક્ષપાત ન થાય તે માટે યયુધાન વિગેરે બધાઓને જુદાજુદા કાર્યોમાં નીમેલા. યયુધાન એટલે સાત્યકિ યાદવ હોવાથી તે અર્જુનનો શિષ્ય હતો. વિકર્ણ વિગેરે યુધિષ્ઠિરના બંધુઓ હતા. બાહલીક શંતનુનો ભાઈ તેના પુત્રો ભૂરીશ્વા વિગેરે હતા અને સંતર્દન વિગેરે ગોત્રમાં ઉત્પન્ન થયેલા હતા. આદર થાય તે માટે બધા કહેલા છે. આ મહાયજ્ઞ હતો. તેથી બોલાવવા, મોકલવા, પદાર્થો લાવવા વિગેરે જુદા જુદા કાર્યોમાં નીમાઈ તે તે કાર્યો કરતા હતા. રાજસૂર્ય યજ્ઞ એ મોટો ધર્મ હોવાથી તે યજ્ઞ કરનારના મનને પ્રસન્ન કરવા બધાએ કાર્યો કરતા. આરંભમાં બધા બંદુઓને કાર્યમાં યોજવારૂપ યુધિષ્ઠિરનો ભારે આદર કહેલો છે. અંતમાં ઘણો આદર થયો તેમ કહેવા નીચેના શ્લોકમાં વૈદિક આદર સંક્ષેપમાં કહે છે.(૬-૭)

નીચેના ત્રણ શ્લોકથી તે બ્રાહ્મણોના નામ કહે છે.

**ऋत्विक्सदबहुवित्सु सुहृत्तमेषु**
**स्विष्टेषु सूनृतसमर्हणक्षिणाभिः।**
**चैद्ये च सात्वतपतेश्चरणं प्रविष्टे**
**चक्रुस्ततस्त्ववभृथस्नपनं द्युनद्याम् ॥८॥**

ऋत्विजः सदस्या बहुविदश्च विहितदानेन संतर्पिताः। सुहृत्तमास्तु

लौकिकदानेन। स्विष्टाः इच्छापूरणेन प्रीणिताः। सूनृतं वाचा तर्पणम्। समर्हणं कायकिम्। दक्षिणा द्रव्यकृता। मानसं त्वेभिरेव ज्ञायते। एवं मित्राणां संतोषं कृत्वा अमित्राणां च नाशव्याजेनेष्टं कृतवानित्याह चैद्ये च सात्वतपते श्वरणं प्रविष्ट इति। चक्रु स्ततस्त्ववभृथरनषनमिति। लौकिकोत्सवोऽवभृथे भवति। द्युनदी यमुनैव देवरूपित्वात्। इयमपि सूर्यमण्हलादेव समागतेति, वैदिकविरोधाभावे गङ्गायां वा गताः। अनेनालौकिकसामर्थ्यं च द्योतितम्॥८॥

तत्र मृदङ्गादिवाद्यानां वादनमाह मृदङ्गेति।

*<u>શ્લોકાર્થ -૮ :</u> ઋત્વિજો, સભાસદો, મોટા, જ્ઞાનીઓ અને ઉત્તમ સ્નેહિઓને મધુરવાણી, પૂજન, દક્ષિણાથી ઘણા જ પ્રસન્ન કરવામાં આવ્યા અને શિશુપાલે વૈષ્ણવોના પતિના ચરણમાં પ્રવેશ કર્યો. ત્યાર પછી તો દ્યુનદીમાં અવભૃથ સ્નાન કર્યું. (૮)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> ઋત્વિજો, સભાસદો અને મોટા જ્ઞાનીઓને શાસ્ત્રમાં લૌકિક દાનથી ઈચ્છેલાઓ પૂર્ણ કરી પ્રસન્ન કર્યા. વાણીથી તૃપ્ત કરવું, પૂજન કાયાથી થાય છે. પ્રસન્ન કર્યા. વાણીથી સંતોષ કરીને, નાશના બાનાથી શત્રુઓનું પણ હિત કર્યું. એમ ''શિશુપાલે વૈષ્ણવોના પતિના ચરણમાં પ્રવેશ કર્યો'' શબ્દોથી કહેલ છે. ત્યાર પછી તો દ્યુનદીમાં અવભૃથ સ્નાન કર્યું. એ ઉપરથી જણાવે છે કે અવભૃથ સ્નાનમાં લૌકિક ઉત્સવ દેવના રૂપવાળી છે અને સૂર્ય મંડલમાંથી જ ભૂતલ પર આવેલી છે. ગંગાનાં સ્નાન માટે ગયા. અલૌકિક શક્તિ સૂચવી છે.

ત્યાં મૃદંગ વાજીત્રો વાગ્યા એમ નીચેના શ્લોકથી કહે છે.




**मृदङ्गशङ्खपणवधुन्धुर्यानकगोमुखाः।**
**वादित्राणि विचित्राणि नेदुरावभृथोत्सवे॥९॥**

लौकिकोत्कर्षार्थमेव वादित्राणां सिद्धानामपि वर्णनम्॥९॥

अवभृथनिमित्तमाश्रित्य लौकिके उत्सवे उत्सवकार्यं सर्वमेवाह नर्तक्यो ननृतुरिति ।

<u>શ્લોકાર્થ -૯ :</u> *અવભૃથના ઉત્સવમાં મૃદંગ,શંખ, પણવ, ધુંધુરી આનક, શીંગડાઓ એમ જાત જાતનાં વાજીંત્રો વાગ્યાં.(૯)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> વાજીંત્રો પ્રસિધ્ધ હોવા છતાં પણ યુધિષ્ઠિરની સરસાઇ જણાવવાજ તેનું વર્ણન કરેલું છે. (૯)

અવભૃથના કારણનો આધાર લઇ લૌકિક ઉત્સવમાં બધું કાર્ય થયું એમ નીચેના શ્લોકથી કહે છે.

**नर्तक्यो ननृतुर्हृष्टा गायका यूथशो जगुः।**
**वीणावेणुतलोन्नादस्तेषां स दिवमस्पृशत् ॥१०॥**

हृष्टाः उत्सवासक्ताः। यूथशः समूहशः। वीणा वेणवश्च तलस्तालः हस्ततलोन्नादो वा । दिवमस्पृशदिति लौकिकोक्तिः ॥१०॥

एवं निर्गमने संभ्रममुक्त्वा सर्वेषां राज्ञां युधिष्ठिरेण सह निर्गमनप्रकारमाह चित्रध्वजेति ।

<u>શ્લોકાર્થ -૧૦ :</u> *આનંદ પામેલી નાચનારીઓએ નાચ કર્યો, ગાનારાઓએ ટોળે મળી ગાન કર્યું. તેઓના વેણુ, વીણા અને તાલનો તે અવાજ આકાશે પહોંચ્યો.(૧૦)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> આનંદ પામેલી એટલે ઉત્સવમાં આસક્તિવાળી ટોળે મળી વીણાઓ, વેણુઓ, અને તાલ અથવા હથેલીનો અવાજ આકાશષ પહોંચ્યો એવું કથન છે.(૧૦)

એવી રીતે બહાર નીકળતાં થયેલા કોલાહલનું વર્ણન કરી નીચેના શ્લોકમાં બધા રાજાઓ સાથે યુધિષ્ઠિર બહાર નીકળ્યા તે કહે છે.

**चित्रध्वजपताकाग्र्यैरिभेन्दस्यन्दनार्वभिः ।**
**स्वलंकृतैर्भटैर्भूपा निर्ययू रुक्ममालिनः ।।११।।**

गरुडादिचिह्निता ध्वजाः, जयपत्राङ्किताः पताकाः, आश्चर्यहेतुत्वं चित्रत्वं ध्वजानां पताकानां च। अग्र्याः श्रेष्ठाः। इभेन्द्राः स्यन्दनानि च अर्वाणश्च अश्वाः। एते स्वलंकृता भटाश्च । चतुरङ्गाणां अलंकरणमुक्तम्। तैः सह भूपा निर्ययुः । रुक्मालंकरणसमूहयुक्ताः। रुक्मं सुवर्णम् ।।११।।

श्लोकार्थ -૧૧ : ઉત્તમ રંગબેરંગી ધજાઓ અને પતાકાઓ સહિત શણગારેલા ઉત્તમ હાથીઓ, રથો, અશ્વો અને સૈનિકો સાથે સુવર્ણની માલાઓવાળા રાજાઓ બહાર નીકળ્યા.(૧૧)

ભાવાર્થ, સુબોધિનીજી : ધજાઓ ગરૂડના ચિન્હવાળી હોય હોય છે. પતાકાઓ વિજયના લખાણોથી જણાય તેવી હોય છે. રંગ બે રંગીપણું આશ્ચર્ય ઉપજાવનારૂં છે. આ બધી શ્રેષ્ઠ હતી. ઉત્તમ હાથીઓ, અશ્વો અને રથો અને સૈનિકો શણગારેલા હતા. તે બધાની સાથે સુવર્ણના અલંકારોના સમુહવાળા રાજાઓ બહાર નીકળ્યા.(૧૧)

**यदुसृञ्जयकाम्बोजकुरुकेकयकोसलाः।**
**कम्पयन्तो भुवं सैन्यैर्यजमानपुरः सराः ।।१२।।**

यदुसृञ्जयादयः क्षत्रियावान्तरभेदाः तत्तत्कुलामानयुक्ता अपि सह निर्ययुरित्युत्कर्षः। स्वस्यसैन्यर्भुवं कम्पयन्तः। यजमानो युधिष्ठरः पुरःसरो येषाम् ।।१२।।

एवं केवललौकिकपराणां निर्गमनमुक्त्वा अलौकिकानामपि सह निर्गमनमाह सदस्येति।

શ્લોકાર્થ -૧૨ : યદુઓ, સૃંજયો, કાંબાજો, કુરૂઓ, કૈકયો અને કૌસલો, યજમાનને આગળ કરી બહાર નીકળ્યા.(૧૨)

ભાવાર્થ, સુબોધિનીજી : યદુઓ, સંજયો તે તે કુલના અભિમાનવાળા

હોવા છતાં યુધિષ્ઠિરની સાથે બહાર નીકળ્યા. યજમાન યુધિષ્ઠિર આગળ જનાર હતો. તેવા રાજાઓ પોત પોતાના સૈન્યથી ભૂમીને કંપાવતા બહાર નીકળ્યા કહીને અલૌકિક પુરૂષો પણ તેમની સાથે બહાર નીકળ્યા.(૧૨)

**सदस्यार्त्विग्द्विजजेष्ठा ब्रह्मघोषेण भूयसा ।**
**देवर्षिपितृगन्धर्वास्तुष्टुवुः पुष्पवर्षिणः॥१३॥**

त्रिविधा अपि ब्राह्मणाः ब्रह्मघोषेण सह निर्गताः । भूयसेति वाद्यापेक्षया ब्रह्मघोषस्यैव निकटे जायमानत्वात् भूयस्त्वम् । अलौकिकपङ्क्तौ देवानामप्यागमनमाह देवर्षीति । देवादय उपरि गच्छन्तः पुष्पवृष्टिं स्तोत्रं च कृतवन्तः ॥१३॥

ततः कामकलाभिः गच्छामुत्सवमाह स्वलंकृता इति ।

<u>શ્લોકાર્થ -૧૩ :</u> *સભાસદો, ઋત્વિજો અને ઉત્તમ દ્વિજો, મોટા વેદ ધ્વનિ સાથે બહાર નીકળ્યા. દેવો, ઋષિઓ, પિતૃઓ, ગંધર્વો પુષ્પોની વૃષ્ટિ કરતાં હતા.(૧૩)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> સભાસદો, ઋત્વિજો અને ઉત્તમ દ્વિજો ત્રણે પ્રકારના એ વિશેષણથી એમ જણાવેલું છે કે વાજીંત્રો કરતાં વેદ ધ્વનિ નજીક થતો હોવાથી તેજ મોટો અવાજ હતો. અલૌકિકોના સમુહમાં દેવો પણ આવ્યા. દેવો વિગેરે ઉપર જતા પુષ્પોની વૃષ્ટિ અને સ્તુતિ કરતા હતા.(૧૩)

પછી કામની કલાઓથી જનારાઓનો ઉત્સવ કહે છે.

**स्वलंकृता नरा नार्यो गन्धस्रग्भूषणाम्बरैः।**
**विलिम्पन्तोऽभिषिञ्चन्तो विजह्रुर्विविधै रसैः॥१४॥**

गन्धादिभिः स्वलंकृताः विविधै रसैर्विलिम्पन्तः तैलगोरसा-दिभिर्हृष्टाः सन्तः कामकलाभिर्विजह्रुः याभिः सहलीलोपयुज्यते तास्ते च विजह्रुरिति विमर्शः ॥१४॥

साधारणीनां भेदेनाह तैलगोरसेति ।

श्लोकार्थ -१४ : સંગધિ પદાર્થો, માલાઓ, આભૂષણો અને વસ્ત્રોથી સારી રીતે શણગારેલા પુરૂષો અને સ્ત્રીઓ જાતજાતના રસોથી લેપ કરતાં અને છંટકાવ કરતાં વિહાર કરતા હતા.(૧૪)

ભાવાર્થ, સુબોધિનીજી : સુંગધિ પદાર્થો વિગેરેથી શણગારેલા. તેલ દહી વિગેરે જાત જાતના રસોથી લેપ કરતાં આનંદ પામતા પુરૂષો અને સ્ત્રીઓ કામની કલાઓથી વિહાર કરતાં હતાં. જે સ્ત્રીઓની સાથે લીલા કરવી યોગ્ય ગણાય તે પુરૂષો અને સ્ત્રીઓ વિહાર કરતા હતા. એવો નિર્ણય છે.(૧૪)

નીચેના શ્લોકથી વેશ્યાઓનો વિહાર હવે કહે છે.

**तैलगोरसगन्धोदहरिद्रासान्द्रकुङ्कुमैः।**
**पुंभिर्लिप्ताः प्रलिम्पन्त्यो विजहुर्वारयोषितः।।१५।।**

इदमर्धं देहलीप्रदीपवत्। पुंभिर्विटैः प्रकर्षेण लिप्ताः स्वयमपि लिम्पयन्त्यः। वारयोषितः वेश्याः। वराणां समूहो वारं तस्य योषित इति। धर्ममध्येऽपि लौकिकभाषात्वात् तथावर्णनं न दोषः।।१५।।

ततो राजपत्नीनां निर्गमनविहरणमाह गुप्ता नृभिरिति।

श्लोकार्थ -१५ : તેલ, દહીં, સુંગધિ જલ, હલદર અને ઘટ્ટ કેસરથી પુરૂષોએ લેપ કરેલી વેશ્યાઓ તેઓને લેપ કરતી વિહાર કરતી હતી.(૧૫)

ભાવાર્થ, સુબોધિનીજી : આ પૂવાર્ધ ઉંબરામાં મૂકેલ દીવા જેવો છે. પુરૂષોએ એટલે જારોએ સારી રીતે લેપ કરેલી વેશ્યાઓ પોતે પણ તેઓને લેપ કરતી હતી. ધર્મના યજ્ઞમાં આવા પ્રકારના વર્ણનથી આ લૌકિક ભાગ હોવાથી દોષ થતો નથી. પછી નીચેના શ્લોકમાં રાજાઓની પત્નીઓનો બહાર નીકળવાનો સમયનો વિહાર કહે છે. (૧૫)

**गुप्ता नृभिर्निरगमन्नुपलब्धुमेत-**
**द्देव्यो यथा दिवि विमानवरैर्नृदेव्यः।**
**ता मातुलेयसखिभिः परिषिच्यमानाः**

**सव्रीडहासविकसद्वदना विरेजुः॥१६॥**

शस्त्रपाणिभिः पदातिभिर्गुप्ताः। एतदवभृथाख्यं कर्म। देव्यः राजस्त्रियः नरयानैर्निर्गताः। नरयानानां तासां चोत्तमत्वं दृष्टान्तेनाह **विमानवरैर्नृदेव्य** इति। तासामपि लेपनादिलीलामाह ता **मातुलेयसखिभिरिति**। मातुलेयैः सखिभिश्च **परिषिच्यमानाः**। मातुलेया एव वा सखायः। मातुलेयस्य भगवतः सखीभिरित्य पव्याख्यानम्। सर्वराज्ञां स्त्रीणां प्रक्रान्तत्वात् मातुलेयपदं च तासामेव मातुलेयं गमयति। न भर्तुर्मातुलेयं ता देवरानुत सखीनित्यग्रे विरोधश्च। मातुलेयकन्यापरिणये ज्येष्ठस्य कनिष्ठा देवरा मातुलेयाश्च भवन्ति। मातुलेयपदं पैतृष्वस्रेयस्याप्युलक्षणम्। देवरैः सह सखीनां परिहासविलासः लौकिकः सर्वदेशप्रसिद्धो न निषिद्धः। यथा राजभोग्याः पदार्थाः सर्वेषामुपयुज्यन्ते तथा स्त्रीणामपि बाह्या लीलाः सम्बन्धिनामपि युज्यन्ते। मातुलेयपदेन धर्म्यो विवाहो निराकृतः। धर्मविवाहवतीनां तु सुतरां पतिव्रतानां तु विलासा एव न भवन्ति सुतरामन्यैः सह। तस्मात्सुष्ठुक्तं मातुलेयैः सखिभिश्चेति। तथापि संवृता इति सव्रीडहासविकसद्वदना इति पूर्वोक्ताभ्यो विशेषः। परिषेचनं तु जलमध्ये न तु मध्येमार्गं तत्रैव कमलानीव विरेजुः ॥१६॥

ता अपि प्रतियोगिनां सेचनं चक्रुरित्याह ता देवरानिति।

<u>શ્લોકાર્થ -૧૬ :</u> જેમ દેવીઓ ઉત્તમ વિમાનોમાંથી આકાશમાં આ જોવા બહાર નીકળેલી તેમ પુરૂષોથી રક્ષાયેલી રાજાઓની રાણીઓ આ જોવા બહાર નીકળી. મામાના પુત્રો અને પ્રણયવાળાઓથી છંટાતી તેઓ લજ્જાવાળા હાસ્યને લીધે પ્રફુલ મુખવાળી થઈ શોભતી હતી.(૧૬)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> હાથમાં શસ્ત્રોવાળી પગે ચાલનારા સૈનિકોથી રક્ષાયેલી રાજાઓની સ્ત્રીઓ 'આ' અવભૃથનું કર્મ જોવા માટે પાલખીમાં બેસી નીકળી. પાલખીઓનું અને તે સ્ત્રીઓનું ઉત્તમપણું 'જેમ દેવીઓ ઉત્તમ વિમાનોમાંથી આકાશમાં નીકળેલી' એ દષ્ટાંતથી કહે છે. 'રાજાઓની

રાણીઓ' હોવાથી તેઓની પણ લેપ કરવાની લીલા ઉત્તરાર્ધથી કહે છે. તેઓ મામાના પુત્રો અને પ્રણયવાળાઓથી છંટાતી હતી. અથવા મામાના પુત્રો પ્રણયવાળાઓ હતા. તેમનાથી છંટાતી હતી.મામાના પુત્રો એટલે ભગવાન તેમના મિત્રોથી છંટાતી હતી. એવું વ્યાખ્યાન ખોટું છે. બધા રાજાઓની સ્ત્રીઓની વાત થતી હોવાથી 'મામાના દીકરા' શબ્દથી મામાના દીકરા જ સમજાય છે. તેઓના પતિના મામાના દીકરા સમજાતા નથી. વળી તેઓએ 'દીએરોને અને પ્રણયવાળાને' એ વાક્યનો વિરોધ થાય છે. મામાના દીકરાના કન્યા સાથે લગ્ન થાય ત્યારે મોટા ભાઈના વહુના નાના ભાઈઓ દીએરો અને મામાના દીકરાઓ થાય છે. 'મામાના દીકરા' શબ્દથી ફોઈના દીકરા પણ સૂચવેલ છે. સખીઓનો દીએરો સાથે મશ્કરીનો આનંદ લૌકિક છે સર્વ દેશોમાં પ્રસિદ્ધ છે. અને મના કરાયેલી નથી.

જેમ રાજાએ ભોગવવાના પદાર્થો બધાના ઉપયોગમાં આવે છે તેમ સ્ત્રીઓના પણ બહારના વિનોદનો સબંધવાળાઓ ઉપયોગ કરે છે. 'મામાના દીકરા' શબ્દથી વિવાહ પ્રમાણેનો ન હોવાનું કહેલું છે. જેઓના ધર્મ પ્રમાણે વિવાહ થયેલા હોય તેવીઓને અને ખાસ કરીને પત્તિવ્રતાઓને તો વિનોદ હોતો જ નથી. પતિ સિવાય બીજાઓની સાથે જરાએ વિનોદ હોતો નતી. તેથી 'મામાના દીકરાઓ અને પ્રણયવાળાઓથી' છંટાતી એમ બરાબર જ કહેલું છે.

'લજ્જાવાળાં હાસ્યને લીધે પ્રફુલ્લ મુખવાળી' એમ બીજી સ્ત્રીઓથી તેમની સરસાઈ કહેલી છે. છંટાવાનું તો જલમાં થતું, રસ્તામાં નહિ. ત્યાં જલમાં જ કમલોની પેઠે શોભતી હતી. (૧૬)

તેઓએ પણ સહચારીઓ પર છંટકાવ કર્યો તે હવે કહે છે.




**ता देवरानुत सखीन्सिषिचुर्दृतीभिः**
**क्लिन्नाम्बरा विवृतगात्रकुचोरुमध्याः ।**
**औत्सुक्यमुक्तकबराश्च्यवमानमाल्याः**
**क्षोभं दधुर्मलधियां रुचिरैर्विहारैः ॥१७॥**

त एव मातुलपुत्रा देवराः। उतेति सखीनां भिन्नत्वाय। दृतयः वंशचर्मकृताः। स्वयं च ताः क्लिन्नाम्बराः सूक्ष्मवस्त्रपरिधाना-द्विवृतगात्राः। रसस्थानानामपि दर्शनार्थं विशेषतो निरूपणम्। कुचोरुमध्या इति शृङ्गारस्थानत्वाय तासां तथा वर्णनम्, मध्यं नाभिस्थानम्। क्रीडौत्सुक्येन मुक्तं कबरं यासाम्। अत एव च्यवमानमाल्याः। तासां दर्शनेन कन्दर्पाविर्भावो भवतीति तेन प्रकारेण विशेषो वर्णितः। दोषजनकत्वं व्यवस्थया परिहरति मलधियामिति। अजितान्तःकरणानामेव तद्दर्शनेन क्षोभः। अनेन कीर्तनश्रवणादावपि दोषः परिहृतः। रुचिरैरिति रसाभास-व्यतिरिक्तैः॥१७॥

ततो युधिष्ठिरस्य निर्गमनमाह स सम्राडिति।

*<u>શ્લોકાર્થ -૧૭ :</u> ભીંજાયેલા વસ્ત્રોવાળી, સ્પષ્ટ દેખાતા અવયવો, સ્તનો,સાથળો અને નાભીના ભાગવાળી, આનંદને લીધે છુટી ગયેલા અંબોડાવાળી અને જેમનાં પુષ્પો ખરી પડતાં હતાં તેવી તેમના દીઅેરોને અને પ્રણયવાળાઓને પીંચકારીઓથી છાંટતી હતી અને મનોહર વિહારોથી મલિન બુદ્ધિવાળાઓના ચિત્તમાં ખળભળાટ કરતી હતી. (૧૭)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> તે મામાના પુત્રો જ દીઅેરો હતા. પ્રણયવાળાઓ જુદા હતા. તે જણાવવા 'અને' શબ્દ યોજેલ છે. પીંચકારીઓ વાંસની અથવા ચામડાની બનેલી હતી. તેઓ પોતે ભીંજાયેલા વસ્ત્રોવાળી અને ઝીણાં વસ્ત્રો પહેરેલાં હોવાથી સ્પષ્ટ દેખાતા અવયવોવાળી હતી. રસના સ્થાનો પણ દેખાતા હતાં.'સ્તનો,સાથળો અને નાભીના ભાગ' એમ કહેલું છે. તેઓ શૃંગારનું સ્થાન છે. 'મધ્યમ' એટલે નાભીનો ભાગ રમતને લીધે આનંદથી છુટી ગયેલો અંબોડો જેમનો તેવી અને ખરી પડતાં હતાં. પુષ્પો જેનાં તેવી તેઓ હતી. તેઓનો દર્શનથી કામનો આવિર્ભાવ થતો હતો. 'મલિન બુદ્ધિવાળાના ચિત્તમાં' એ શબ્દોથી તેઓમાં દોષ ઉત્પન્ન કરવાપણું ન હતું. જેઓએ અન્તઃકરણનો જીતેલું ન હતું તેઓને જ તેઓના દર્શનનથી ખડભળાટ થતો હતો. આથી એમ કહે છે કે આ કથાના શ્રવણ અને કિર્તનમાં

પણ દોષ નથી. 'મનોહર' એટલે જેમનાથી રસનો આભાસ થાય તે સિવાયના હતા તે મનોહર.(૧૭)

નીચેના શ્લોકમાં યુધિષ્ઠિર બહાર નીકળ્યા તે હવે કહે છે.

**स सम्राड्रथमारूढः सदश्वं रुक्ममालिनम्।**
**व्यरोचत स्वत्नीभिः क्रियाभिः क्रतुराडिवेति ।।१८।।**

साम्राज्यं कर्मणा तेनैव प्राप्तमिति रथविशेषणम्। सदश्वं रुक्ममालिनमिति। सत्पदेन दान्तत्वमपि गम्यते। सुवर्णा-लंकारोपेतम्। स्वपत्नीभिः असाधारणीभिः, पूर्ववैलक्ष-ण्ययार्थमुक्तम्। तस्यालौकिक-त्वमाह क्रियाभिः क्रतुराडिवेति। प्रकरणेन प्राप्तं लौकिकत्वं परिहृयते । क्रतुराडपि योगजदृष्ट्या दृश्यते। अभिव्यक्तिदशायां तु सर्वैरेव क्रियाभिर्नित्याभिः।।१८।।

*શ્લોકાર્થ -૧૮ : ઉત્તમ અશ્વોવાળા, સુર્વણની માલાઓવાળા રથમાં પોતાની પત્નીઓ સાથે બેઠેલા તે ચક્રવર્તિ જેમ ક્રિયાઓથી ઉત્તમ યજ્ઞ શોભે તેમ શોભતો હતો. (૧૮)*

ભાવાર્થ, સુબોધિનીજી : કર્મ (યજ્ઞ)થી સામ્રાજય યુધિષ્ઠિરને પ્રાપ્ત થયેલ હોવાથી તે ચક્રવર્તિ હતો.

'ઉત્તમ અશ્વોવાળા, સુર્વણની માલાઓવાળા' એ રથના વિશેષણો છે. 'ઉત્તમ' શબ્દથી હાથી દાંતનો બનેલો હોવાનું પણ સમજાય છે. તે સુર્વણના અલંકારોવાળો હતો. 'પોતાની પત્નીઓ' એટલે અસાધારણ પોતાની આગળની કહેલી પત્નીઓથી ભેદ જણાવવા કહેલ છે. 'ક્રિયાઓથી' એટલે 'ઋત્વિજોની ક્રિયાઓથી ઉત્તમ યજ્ઞ શોભે તેમ' એ શબ્દોથી તે યુધિષ્ઠિરનું અલૌકિકપણું કહેલું છે.લૌકિકપણું આ દષ્ટાંતથી કાઢી નાખેલું છે. ઉત્તમ યજ્ઞના દર્શન પણ યોગથી ઉત્પન્ન થયેલી દષ્ટિથી થાય છે. તે યજ્ઞ પ્રકાશતો હોય તેવી દીશામાં તો બધી નિત્ય ક્રિયાઓથી અને ઋત્વિજોની ક્રિયાઓથી તેનાં દર્શન થાય છે.(૧૮)

**पत्नीसंयाजावभृथ्यैश्चरित्वा ते तमृत्विजः।**
**आचान्तं स्नापयांचक्रुर्गङ्गायां सह कृष्णया ॥१९॥**

ऋत्विजां वा यागा नानाशाखासु प्रकारभेदेन भवन्तीति पत्नीसंयाजान्ताः संस्था सामप्रतं प्रचरन्ति । स(ह)स्रान्ता वा, तस्मिन् पक्षे स्वतन्त्रतया पत्नीसंयाजाः पृथगेव क्रियन्ते जाघन्यादिद्रव्यैः। आवभृथ्याश्च इष्टयः आवभृथ्यैः कर्मभिः। चरित्वा चरणं कृतिः। ततस्ते एव ऋत्विजः आचान्तं कर्मसमाप्त्यनन्तरं स्नापयांचक्रुः अभिषेकविधिना। अभिषेको मुख्ययैवेति सह कृष्णयेत्युक्तं 'मुख्याभिषेक्री' इति वाक्यात्। गङ्गायामिति अप्स्ववगाह्याभिषेकः॥१९॥

<u>શ્લોકાર્થ -૧૯ :</u> તે ઋત્વિજોએ પત્ની સંયાજ(યાગ) અને અવભૃથના સંબંધવાળું કર્મ કરીને આચમન કરતા તે યુધિષ્ઠિરને કૃષ્ણા સાથે ગંગામાં સ્નાન કરાવ્યું.(૧૯)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> જુદી જુદી શાખાઓમાં યાગો જુદા જુદા પ્રકારથી થાય છે. હમણાં પત્ની સંયાજ સુધીના પ્રકારના અથવા એક હજાર પ્રકારના યાગો પ્રચલિત છે. તે મત પ્રમાણે પત્ની સંયાજ યાગો સ્વતંત્રરીતે જુદા જ કરવામાં આવે છે. અને અવભૃથ સંબંધિ યાગો અવભૃથના કર્મોથી કરવામાં આવે છે. તે યાગો કરીને તે ઋત્વિજોએ કર્મ સમાપ્ત થયા પછી આચમન કરતા યુધિષ્ઠિરને અભિષેકના વિધિ પ્રમાણે સ્નાન કરાવ્યું. 'અભિષેક કરનારી મુખ્ય રાણી છે.' એ વાક્ય પ્રમાણે અભિષેક મુખ્ય રાણી સાથે જ થતો હોવાથી 'કૃષ્ણા સાથે' એમ કહેલ છે. 'ગંગામાં' એ શબ્દથી જલમાં પ્રવેશ કરીને અભિષેક કરેલો છે.(૧૯)

**देवदुन्दुभयो नेदुर्नरदुन्दुभिभिः समम्।**
**मुमुचुः पुष्पवर्षाणि देवर्षिपितृमानवाः॥२०॥**

तस्य यागकृतिः सर्वसंमता जातेति ज्ञापयितुं देवदुन्दुभीनां वादनम्।

नरदुन्दुभयः लौकिकाः। अभिलषितसमये नदुन्दुभिवादनं तदैव देवदुन्दुभीनामपीति देवा इच्छानुसारिणो जाता इति ज्ञापयितुं सहभावो निरूपितः। देवत्वसंपादककर्मापेक्षयापि राजसूर्यो महानिति ज्ञापयितुं मुमुचुः पुष्पवर्षाणीत्याह : ॥२०॥

શ્લોકાર્થ -૨૦ : મનુષ્યોએ વગાડેલા દુંદુંભીઓ સાથે દેવોના દુન્દભિઓ વાગ્યાં. દેવો, ઋષિઓ, પિતૃઓ અને મનુષ્યોએ પુષ્પોની વૃષ્ટિ કરી. (૨૦)

ભાવાર્થ, સુબોધિનીજી : યજ્ઞના કાર્યનું બધાએ અનુમોદન કર્યું. એ જણાવવા દેવોના દુન્દીભીઓ વાગ્યાં. મનુષ્યોએ વગાડેલાં દુન્દીભીઓ લૌકિક છે. ઈચ્છેલા સમયે મનુષ્યોનાં દુન્દીભીઓ વગાડવામાં આવ્યા તેજ સમયે દેવોનાં પણ દુન્દીભીઓ વાગ્યાં. યુધિષ્ઠિરની ઈચ્છા પ્રમાણે વર્તનાર પ્રાપ્ત કરાવનાર કર્મ કરતાં પણ રાજસૂય યજ્ઞ ઉત્તમ છે એમ જણાવવા 'પુષ્પોની વૃષ્ટિ' કરી એમ કહેલું છે.

**सस्नुस्तत्र ततः सर्वे वर्णाश्रमयुता जनाः।**
**महापातक्यपि यतः सद्यो मुच्येत किल्बिषात् ॥२१॥**

ततो राजसन्निधौ सर्व एव सस्नुः। पतितपाखण्डानां तत्र प्रवेशाभावाय वर्णाश्रयुता जना इत्युक्तम्। माहात्म्यमाह महापातक्यपीति। सद्यः स्नानान्तरमेव अकस्मातसमागतः अभ्यनुज्ञया स्नाति चेत् ॥२१॥

ततो राज्ञः लौकिकोत्कर्षार्थमलंकरणमाह अथेति।

શ્લોકાર્થ -૨૧ : પછી ત્યાં વર્ણાશ્રમ પાળનારા બધા પુરૂષોએ સ્નાન કર્યું. જેનાથી મોટો પાપી પણ તરત પાપથી મુક્ત થાય છે. (૨૧)

ભાવાર્થ, સુબોધિનીજી : પછી રાજાની સમીપ બધાએ સ્નાન કર્યું. પતિતો અને નાસ્તિકોનો ત્યાં પ્રવેશ થયો ન હતો. એમ જણાવવા માટે 'વર્ણાશ્રમ પાળનારા પુરૂષોએ' એમ કહેલું છે. આથી સ્નાનનું મહાત્મ્ય કહે છે. અકસ્માત આવી પડેલ મોટો પાપી પણ જો સ્નાન કરે તો સ્નાન કર્યા પછી પાપથી મુક્ત

થાય છે. (૨૧)

પછી રાજાની લૌકિક સરસાઇ થાય તે માટે નીચેના શ્લોકથી અલંકાર ધારણ કર્યાનું કહે છે.

**अथ राजाऽहते क्षौमे परिधाय स्वलंकृतः।**
**ऋत्विक्सदस्यब्रह्मादीनार्चाभरणाम्बरैः ॥२२॥**

एतावत्कालं त्वनलंकृतः नियमे न्यस्तभूषणत्वात्। अहते नूतने । क्षौमे 'सौम्यं वै क्षौमम्' इति सोमेन वरदत्ते इव परिधाय स्वलंकृतो जातः। ततोऽन्यानपि ऋत्विगादीन् स्वसमानवेषान् कृतवान्॥२२॥

*શ્લોકાર્થ -૨૨ : પછી રાજાએ બે રેશમી વસ્ત્રો પહેરી, સારા અલંકારો ધારણ કરી, ઋત્વિજો, સભાસદો, બ્રાહ્મણો વિગેરેનો આભરણો અને વસ્ત્રોથી સત્કાર કર્યો.(૨૨)*

ભાવાર્થ, સુબોધિનીજી : યજ્ઞની દીક્ષા લીધી હોય ત્યારે ભૂષણ તજવાનાં હોઇ આટલા સમય સુધી રાજા અલંકાર વિનાનો હતો. રેશમી સૌમ્ય જ છે. એ વાક્ય પ્રમાણે જાણે કે ચંદ્રે વરદાનમાં આપેલાં હોય તેવા બે વસ્ત્રો પહેરીને તેને સારા અલંકારો ધારણ કર્યા. પછી ઋત્વિજો વિગેરે બીજાઓને પણ પોતાના સરખા વેશવાળા કર્યા.(૨૨)

**बन्धुज्ञातिनृपान्मित्रसुहृदोऽन्यांश्च सर्वशः।**
**अभीक्ष्णं पूजयामास नारायणपरो नृपः ॥२३॥**

यथायोग्यं बन्धुज्ञातिनृपान् मित्रान् सुहृदश्च अन्यांश्च समागतान् सर्वप्रकारेण पूजायामत्र कालो न नियामकः किंतु पुरुषा एवेति ज्ञापयितुमभीक्ष्णमित्युक्तम्। पूजयामासेति विधिरुक्तः न तु लौकिकम्। अनेनास्मिन् प्रकरणे राज्ञः केवलस्य वैदिकी चेष्टा, अन्येषां तु लौकिक्येवेति। ननु विहिताः परिच्छिना एव भवन्ति यागाङ्गभूताः किमिति सर्वानेव पूजयामासेत्याकाङ्क्षायामाह नारायणपर इति । तस्य भगवत्पूजांयामेव तात्पर्यं

तेन तदात्मका सर्व इति श्रद्धया सर्वपूजनम्। नृपत्वात्समृद्धिः ॥२३॥

राजपूजितानां सर्वेषां शोभामाह सर्वे जना इति।

श्लोकार्थ - २३: નારાયણમાં આસક્તિવાળા રાજાએ બંધુઓ, સગાઓ, રાજાઓ, મિત્રો, સ્નેહીઓ અને બીજાઓની સર્વ પ્રકારે વારંવાર પૂજા કરી.(૨૩)

ભાવાર્થ, સુબોધિનીજી : આવેલાં બંધુઓ, સગાઓ, રાજાઓ, મિત્રો, સ્નેહીઓ અને બીજાઓની રાજાએ યથાયોગ્ય પૂજા કરી. અહીં પૂજામાં કાલ અધ્યક્ષ ન હતો. પરંતુ પુરૂષો જ હતા. એમ જણાવવા 'વારંવાર' એમ કહેલું છે. પૂંજા કરી એમ વિધિ શાસ્ત્રની આજ્ઞા કહેલી છે. પરંતુ લૌકિક કાર્ય જણાવેલું નથી. આ પ્રકરણમાં રાજાની ક્રિયા લૌકિક હતી. બીજાની તો લૌકિક જ હતી.

શાસ્ત્રમાં કહેલા, યાગમાં અંગભૂત, તો થોડા જ હોય છે. રાજાએ બધાની એવી રીતે પૂજા કેમ કરી? એવી શંકા થાય તેથી 'નારાયણમાં આસક્તિવાળા' વિશેષણ યોજેલું છે. તેનો આશ્રય ભગવાનની પૂજા કરવાનો હતો. તેથી ભગવદ્રૂપ લીધું હોવાની શ્રદ્ધાથી સર્વની પૂજા કરી 'રાજા' હોવાથી પૂજા માટે ધન હતું.(૨૩)

सर्वे जनाः सुररुचो मणिकुण्डलस्र
गुष्णीषकञ्चुकदुकूलमहार्ध्यहाराः।
नार्यश्च कुण्डलयुगालकवृन्दपुष्ट-
वक्त्रश्रियः कनकमेखलया विरेजुः ॥२४॥

अन्तर्वहिश्च दोषा निवृत्ताः । इच्छापूरणादाभरणैश्च कान्त्या सुररुचो जाताः। तत्र हेतुभूतं विशेषणं मणिकुण्डलेति । मणियुक्ते कुण्डले स्रजः उष्णीषं कञ्चुकं दुकूलं मध्यबन्धनं महार्ध्यश्च हारो येषाम्। नार्यश्च तथालंकृताः । चकारेण तद्धार्मोक्तिः। विशेषमाह कुण्डलयुगेनालकवृन्देन

च पुष्टा वक्त्रश्रीर्यासाम् । सुतरां कनकमेखलया विरेजुः । एतदन्ता लौकिकी शोभा ।।२४।।

अथ भिन्नप्रक्रमेण समागतानां निर्गमनमाह अथर्त्विज इति ।

શ્લોકાર્થ-૨૪ : મણી જડેલાં કુંડલો, માલાઓ, પાઘડી, ઝબ્બો, રેશમી વસ્ત્ર અને ઘણાં કિમતી હારવાળા સર્વ પુરૂષો દેવોના જેવી કાન્તિવાળા થયા. કુંડલોની જોડી અને કેશના સમુહથી વધેલી મુખની શોભાવાળા સ્ત્રીઓ સુર્વણના કંદોરાથી શોભતી હતી.(૨૪)

ભાવાર્થ, સુબોધિનીજી : અંદરના અને બહારના દોષો દૂર થયા. ઈચ્છાપૂર્ણ થવાથી અને આભુષણોને લીધે દેવોના જેવી કાંતિવાળા થયા. 'મણિ જડેલાં કુંડલો' વિશેષણ કહેલું છે. મણિ જડેલાં કુંડલો, માલાઓ, પાઘડી, ઝબ્બો, કેડે બાંધવાનું રેશમી વસ્ત્ર અને ઘણો કિંમતી હાર હતો. તેવા પુરૂષો હતા. સ્ત્રીઓ પણ તેવી શણગારેલી હતી. 'ચ અને' શબ્દથી તે ગુણ કહેલો છે. કુંડલોની જોડી અને કેશના સમુહથી વધેલી હતી. મુખની શોભા જેઓની એમ શણગારનો પ્રકાર કહેલો છે. સુવર્ણના કંદોરાથી ઘણી જ શોભતી હતી. અહીં સુધી લૌકિક શોભા કહી. (૨૪)

નીચેના શ્લોકથી જુદા આરંભથી જેઓ આવ્યા તેઓ ગયા.

**अथर्त्विजो महाशालाः सदस्या ब्रह्मवादिनः।**
**ब्रह्मक्षत्रियविट्शूद्रा राजानो ये समागताः।।२५।।**

अग्रे वक्ष्यमाणमानभङ्गः प्रत्यापत्तिपर्यन्तं मध्ये केनाप्यंशेन न्यूनतायां तेनैव दुष्टानां संतोष इति न मात्सर्यं पुष्टं भवेदिति प्रत्यापत्तिपर्यन्तं वर्णना । महाशालाः श्रोत्रियाः । तेषामेवार्त्विज्यम् । सदस्यास्तु ब्रह्मवादिनः । त एव सर्वज्ञाः । एवमुभये अपेक्षितधर्मयुक्ता निरूपिताः । अन्ये विप्रादयः । तेषामागमनमेव प्रयोजकं तदाह ये समागता इति ।।२५।।

तथा देवादीनामपि ।

**देवर्षिपितृभूतानि लोकपालाः सहानुगाः।**
**पूजितास्तमनुज्ञाप्य स्वधामानि ययुर्नृप ॥२६॥**

ते सर्वे पूजिताः सन्तःमुदा स्वधामानि ययुः । नृपेति संबोधनं समाप्तौ संतोषाय ॥२६॥

तेषां मानसं कायिकं चोक्त्वा वाचनिकमाह हरिदासस्येति ।

શ્લોકાર્થ-૨૫-૨૬ : હે નૃપ ! પછી વિદ્યાના ઋત્વિજો, બ્રહ્મવાદી સભાસદો જે બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો, શૂદ્રો અને રાજાઓ આવેલા તેઓ દેવો, ઋષિઓ, પિતૃઓ, પ્રાણીઓ અને સેવકો સહીત લોકપાલો રાજાથી સત્કાર પામી, તેની રજા લઈ પોત પોતાના સ્થાને ગયા. (૨૫-૨૬)

ભાવાર્થ, સુબોધિનીજી : આગળ દુર્યોધનના અભિમાનનો નાશ કહેવાનો છે. બધા પાછા જાય ત્યાં સુધીમાં યજ્ઞમાં કંઈ પણ ખામી આવે તો તેથી દુષ્ટોને સંતોષ થવાથી તેમનો દ્વેષ પુષ્ટ ન થાય તેથી બધા પાછા ગયા ત્યાં સુધીનું વર્ણન કરેલું છે. વિદ્વાન તેવા ઋત્વિજો અને સભાસદો તો બ્રહ્મવાદી હતા. તેઓ બ્રહ્મવાદીઓજ બધું જાણનારા હોય છે. એવી રીતે તેમના ગુણો કહેલા છે. બીજા બ્રાહ્મણો હતા. તેઓનું પણ આવું જ હતું તે અર્થ 'જે આવેલા' શબ્દતી કહેલ છે. દેવો પણ પાછા જવાનું કહેલ છે. તે બધા સત્કાર પામી આનંદથી પોત પોતાના સ્થાને ગયા. હે નૃપ ! એ સંબોધન યજ્ઞ સમાપ્ત થતાં તેમને થયેલ સંતોષ જણાવવા કહેલું છે. (૨૫-૨૬)

તેઓના મનનું અને કાયાનું કાર્ય કહી નીચેના શ્લોકથી વાણીનું કાર્ય કહે છે.

**हरिदासस्य राजर्षे राजसूयमहोदयम् ।**
**नैवातृप्यन्प्रशंसन्तः पिबन्मर्त्योऽमृतं यथा ॥२७॥**

राजर्षेः स्वधर्मनिरतस्य हरिदासस्य च प्रमाणप्रमेयबलपुष्टस्य। तत्रापि राजसूयस्य तत्रापि महोदयम्, अत एव प्रशंसन्तः स्वयमेव नैवातृप्यन् ।

अन्येच्छया वर्णनायां तदिच्छापूर्तौ निवृत्तिरपि । इदं तु स्वार्थमेवेति निरन्तरं प्रशंसा। प्रतिक्षणं तु रुच्याधिक्याय दृष्टान्तमाह मर्त्यो मरणधर्मा, अमृतं स्वादिष्टं मरणनिवर्तकं चेति। अनुभवपर्यवसानाभ्यामुत्कृष्टान्न निवर्तते। अत्रापि तदासक्त्या वर्णनायां 'यो यच्छ्रद्धः' इति न्यायेन राजतुल्यत्वसंपादकत्वा-दनिवृत्तिर्युक्तेत्यर्थः ॥२७॥

लौकिकं बन्धुषु विशेषतो वक्तव्यमिति साधारणतुल्यत्वे न शोभेति साधारणेषु गतेषु बन्धून् स्थापयामासेत्याह तत इति।

*શ્લોકાર્થ -૨૭ : જેમ મર્ત્ય અમૃતનું પાન કરતાં તૃપ્ત થતો નથી. તેમ હરિના દાસ રાજર્ષિની રાજસૂયની ભારે સરસાઈથી પ્રશંસા કરતાં તેઓ તૃપ્ત જ ન થયા.(૨૭)*

ભાવાર્થ, સુબોધિનીજી : યુધિષ્ઠિર રાજર્ષિ એટલે પોતાના ધર્મમાં આનંદ માનનારા હરિનો દાસ હોઈ પ્રમાણબલ અને પ્રમેયબલની સમૃદ્ધિવાળો હતો. તેને પણ રાજસૂય યજ્ઞ કર્યો. અને ભારે સરસાઈવાળો કર્યો. અને તેની પ્રશંસા કરતાં તેઓ પોતે તૃપ્ત જ થયા. બીજાની ઈચ્છાથી વર્ણન કરતા હોય તો તેની ઈચ્છા પૂર્ણ થતાં તેનું વર્ણન કરતાં અટકી જાય. આ તો પોતાના માટે જ વર્ણન કરતા હતા. તેથી હમેશાં પ્રશંસા કરતા ક્ષણે ક્ષણે પ્રશંસા કરવામાં રૂચી વધતી એમ જણાવવા દૃષ્ટાંત કહે છે. મરણ પામવું એવો જેનો ગુણ છે. તેવા મનુષ્યો, સ્વાદિષ્ટ અને મરણને મટાડનારૂં એટલે અનુભવ કરવાના સમયે ઉત્તમ અમૃતનું પાન કરતાં અટકતો નથી.'જેની જેમાં શ્રદ્ધા છે તે તેજ છે'

એ નિયમ પ્રમાણે પ્રશંસા પોતાને રાજાની સમાન બનાવનારી હોવાથી વર્ણન કરતાં અટકે નહિ એવો અર્થ છે. લૌકિક ઉત્તમપણું બંધુઓને ખાસ જણાવવું જોઈએ તેથી સામાન્ય પુરૂષો ગયા ત્યારે બંધુઓને યુધિષ્ઠિરને રાખ્યા એમ નીચેના શ્લોકથી કહે છે.(૨૭)

**ततो युधिष्ठिरो राजा सुहृत्संबन्धिबान्धवान्।**
**प्रेम्णा निवासयामास कृष्णं च त्यागकातरः॥२८॥**

भगवदिच्छैवेषा यतोऽनर्थोग्रे भविष्यतीति । सुहृदो मित्राणि संबन्धिनो विवाह्याः । बान्धवा गोत्रिणः । प्रेम्णेति यागसमये बान्धवाः परिचर्यायामेव व्यापृताः न सुखेन भोगं प्राप्तवन्तः । अतः संभर्दे निवृत्ते सहभोगेच्छया स्नेहेन तेषां स्थापनमित्यर्थः । कृष्णं चेति विशेषार्थमुक्तम् । बहुकालं स्थापनं सूचयति त्यागकातर इति ॥२८॥

सर्वे बान्धवा अविशेषात्तत्र स्थिताः, भगवतस्तु कार्यान्तरमप्यस्तीति कदाचिद्रस्थितिमाशङ्क्याह **भगवानेवेति ।**

શ્લોકાર્થ - ૨૮ : પછી રજા અપાતાં દુઃખી થતા યુધિષ્ઠિર રાજાએ, મિત્રો સંબંધિઓ અને શ્રીકૃષ્ણને પ્રેમથી ત્યાં રાખ્યા. (૨૮)

ભાવાર્થ, સુબોધિનીજી : આવી ભગવાનની ઈચ્છા હતી. જેથી ભવિષ્યમાં સંકટ થવાનું હતું. મિત્રો, સંબંધિઓ એટલે જમાઈઓ, બંધુઓ 'પ્રેમથી' રાખ્યા. યજ્ઞના સમયમાં બંધુઓ સેવા કરવામાં રોકાયેલા હોવાથી સુખથી ભોગ કરી શકેલ નહિ. તેથી જ્યારે બધા વીખરાયા ત્યારે સાથે ભોગ કરવાની ઈચ્છાથી પ્રેમથી તેઓને રાખ્યા. 'શ્રીકૃષ્ણને' એ શબ્દો વિશેષ પ્રયોજન માટે કહેલા છે. 'રજા આપતાં દુઃખી થતા' એ વિશેષણ ઘણો સમય રાખ્યાનું સૂચવે છે. (૨૮)

બધા બંધુઓનું ખાસ કામ ન હોવાતી ત્યાં રહ્યા. ભગવાનને તો બીજું કામ પણ હતું તેથી નીચેના શ્લોકથી કહે છે.

**भगवानेव तत्राङ्ग न्यवात्सीत्तत्प्रियंकरः ।**
**प्रस्थाप्य यदुवीरांश्च साम्बादींश्च कुशस्थलीम् ॥२९॥**

अङ्गेत्यप्रतारणे तत्रैवावात्सीदिति । एवकारेण सभार्यस्य वसतिर्निरूपिता। कार्यान्तरार्थं स्वप्रतिनिधितया अन्यान् प्रस्थापितवानित्याह प्रस्थाप्येति । भगवति विद्यमाने रक्षा विलासश्च द्वारकायां भवेत् तत्रैकेन द्वयं न सिद्ध्यतीति रक्षार्थं यदुवीरान् विलासार्थं साम्बादींश्च

प्रस्थापितवान् । तच्च स्वभावातः सभयं स्थानमाह कुशस्थलीमिति । कुशो दैत्य इति तस्यां भूमौ दैत्योपद्रवसंभवः॥२९॥

यागपूर्वं मध्ये अन्ते च यावदभीप्सितं तावद्राज्ञो जातमिति राजकृत्यमुपसंहरति इत्थं राजेति ।

શ્લોકાર્થ -૨૯ : હે રાજન્ ! યાદવ વીરોને અને સાંબ વિગેરેને કુશસ્થલી મોકલીને ભગવાન ત્યાંજ રહ્યા. (૨૯)

ભાવાર્થ, સુબોધિનીજી : હે રાજન! એ સંબોધન હું છેતરતો નથી એમ જણાવવા શુકે કરેલું છે. 'ત્યાં જ રહ્યા' આ શબ્દોથી એમ કહેલું છે કે પત્નીઓ સાથે રહ્યા. ભગવાને બીજા કાર્યો માટે પોતાના પ્રતિનિધિ તરીકે બીજાઓને મોકલ્યા. ભગવાન બિરાજતા હોય ત્યારે દ્વારકામાં રક્ષણ અને વિલાસ થાય. એકથી બે કાર્ય થઇ શકે નહિ તેથી તેમને યાદવ વીરોને અને વિલાસ કરવા માટે સાંબ વિગેરેને મોકલ્યા. પછી 'કુશસ્થલી' શબ્દતી કુદરતી તે ભયનું સ્થાન હતું. કુશ દૈત્ય હોવાથી તે ભૂમીમાં દૈત્યોના ઉપદ્રવનો સંભવ હતો. (૨૯)

યજ્ઞની પહેલાં અને અંતે જેટલું ઇચ્છેલું તેટલું રાજાને પ્રાપ્ત થયું એમ નીચેના શ્લોકથી ઉપસંહાર કરે છે.

**इत्थं राजा धर्मसुतो मनोरथमहार्णवम् ।**
**सुदुस्तरं समुत्तीर्य कृष्णेनासीद्गतज्वरः ॥३०॥**

राजेति स्वधर्मवत्त्वम् । धर्मसुत इति बीजशुद्धिः । मनोरथ एव महानर्णवः महत्त्वात् प्रतिबन्धकनक्रसद्भावाच्च। अत एव सुदुस्तरमन्यैः स्वस्यापि । परं कृष्णेन समुत्तीर्य गतमानसज्वर आसीत् । यथा वैष्णवधर्मैः ज्वरादिकं समुद्रे निक्षिप्य उत्तीर्णो बिज्वरो भवतीत्यर्थः॥३०॥

अतः परं भूभारहरणाख्यं भगवच्चरित्रं वक्तुं दुर्योधनमानभङ्गमाह एकदेति।

શ્લોકાર્થ -૩૦ : આવી રીતે ધર્મનો પુત્ર રાજા યુધિષ્ઠિર શ્રીકૃષ્ણને લીધે

*તરી ન શકાય તેવા મનોરથરૂપી મોટા સમુદ્રને સારી રીતે તરીને નિશ્ચિંત થયો.(૩૦)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> 'રાજા' એ શબ્દથી પોતાનો ધર્મ પ્રમાણે વર્તનાર તે હતો. 'ધર્મનો પુત્ર' હોવાથી તેનું બીજ શુદ્ધ હતું. મનોરથ જ મોટો સમુદ્ર હતો. કારણ કે તે મોટો હતો. તેમાં મઘરો હતા. (જરાસંધ, શિશુપાલ જેવા) તેથી બીજાઓથી તેમજ પોતાનાથી પણ તરી ન શકાય તેવો સમુદ્ર હતો છતાં શ્રીકૃષ્ણને લીધે સારી રીતે તરીને ચિંતા રહિત થયો. જેમ વૈષ્ણવો ધર્મોથી ચિંતા વિગેરે સમુદ્રમાં નાખીને સમુદ્રની પાર ઉતરેલો ચિંતારહિત થાય તેમ શ્રીકૃષ્ણને લીધે સમુદ્રને તરીને તે પણ ચિંતારહિત થયો એવો અર્થ છે.(૩૦)

અહીંથી ભૂમિનો ભાર હરવારૂપ ભગવાનનું ચરિત્ર કહેવા માટે નીચેના શ્લોકથી આરંભી દુર્યોધનના અભિમાનના નાશની કથા કહે છે.

**एकदान्तःपुरे तस्य वीक्ष्य दुर्योधनः श्रियम्।**
**अतप्यद्राजसूयस्य महित्वं चाच्युतात्मनः ॥३१॥**

दुर्योधनादिष्वपि भीष्मादयो ज्येष्ठा गृहे गताः। यैर्यागे कर्माणि कृतानि त एव स्थिताः । पूर्वं यागावेशात् न मात्सर्योत्पत्तिः । पश्चात्तु सहजदोषाविर्भावात् मात्सर्यं जातमित्याह तस्यान्तःपुरे श्रियं स्त्रीरूपां धनरूपां च दृष्ट्वा वैदिकोत्कर्षं राजसूयं च दृष्ट्वा। अच्युतात्मन इति भक्त्यतिशयं च दृष्ट्वा वैदिकोत्कर्षं राजसूयं च दृष्ट्वा । अच्युतात्मन इति भक्त्यतिशयं च दृष्ट्वा मार्गत्रयसंपत्तौ स्वस्यापि युधिष्ठिरतुल्यत्वं मन्यमानः त्रितयमध्ये एकस्याप्यभावादतप्यत् ॥३१॥

तत्र धनकृतां श्रियं वर्णयति यस्मिन्निति।

<u>*શ્લોકાર્થ -૩૧ :*</u> *એક સમયે અચ્યુતમાં ચિત્તવાળા તે રાજાના અંતઃપુરમાં સમૃદ્ધિ અને રાજસૂર્યનુ ઉત્તમપણું જોઈને દુર્યોધન દુઃખી થયો.(૩૧)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> દુર્યોધન વિગેરે ભીષ્મ વિગેરે મોટા પોતાને ઘેર

ગયા. જેમને યજ્ઞમાં કામ કર્યું તેટલા જ રહેલા. પહેલાં યજ્ઞમાં ચિત્ત હોવાથી દ્વેષ ઉત્પન્ન થયો ન હતો. પછી સ્વભાવિક દોષ ઉત્પન્ન થતાં દ્વેષ થયો. તેમાં તેને અંતઃપુરમાં સ્ત્રીરૂપ અને ધનરૂપ સંપત્તિ જોઈને અને રાજસૂયરૂપ વૈદિક ઉત્તમપણું જોઈને અને 'અચ્યુતમાં ચિત્તવાળા' શબ્દથી ભક્તિનું અધિકપણું જોઈને પોતાને પણ યુધિષ્ઠિરની સમાન માનનારો દુર્યોધન દુઃખી થયો. (૩૧)

તે પૈકી ધનથી થયેલી સંપત્તિનું વર્ણન કરે છે.

**यस्मिन्नरेन्द्रदितिजेन्द्रसुरेन्द्रलक्ष्मी-**
**र्नाना विभान्ति किल विश्वसृजोपक्लृप्ताः।**
**ताभिः पतिं द्रुपदराजसुतोपतस्थे**
**यस्यां विषक्तहृदयः कुरुराडतप्यत॥३२॥**

**नरेन्द्रा** मनुष्यराजानः तेषां संपत्तिर्मानुषी। **दितिजेन्द्रा** दैत्यश्रेष्ठाः तेषां संपतिरासुरी मायाप्रचुरा। **सुरेन्द्रा** देवश्रेष्ठाः तेषां संपत्तिरलौकिकी विचित्रा। ताः सर्वा अपि नानाविधाः ताः सर्वा एव राज्ञोन्तःपुरे **विभान्ति**। किलेति प्रमाणम्। ननु प्रतिनियताः कथं मनुष्ये सर्वा जाता इत्याशङ्क्याह **विश्वसृजोपक्लृप्ता** इति। भगवता नूतना रचिताः। तेन तत्तदपेक्षयाप्युत्कर्ष उक्तः। **ताभिः** समृद्धिभिः सह स्वपतिं द्रुपदराजसुता उपतस्थे। ततः किमत आह **यस्यां विषक्तहृदय** इति। सर्वोत्कर्षोयमर्थः यथा कथंचित् प्राप्तः यथा पञ्चभिर्भुज्यते तथास्माभिरपि भोक्तव्यं इति तस्येच्छा, अतस्तस्यां **विषक्तहृदयः कुरुराट्** तदतिशयसर्वविषययुक्तः **अतप्यत्** परमं कामसन्तापं प्राप्तवान्॥३२॥

एवमाद्यन्तौ दोषौ वर्णितौ, मोहं वर्णयितुं भगवत्संबन्धिलीलां तत्र वर्णयति **यस्मिन्निति**।

<u>શ્લોકાર્થ -૩૨ :</u> જેની અંદર વિશ્વ સર્જનારે બનાવેલી રાજાઓની ઉત્તમ દૈત્યોની અને ઉત્તમ દેવોની જાત જાતની સંપત્તિ ખરેખર શોભતી હતી. તે

*સંપત્તિઓથી દ્રુપદ રાજાની સ્ત્રી પતિની સેવા કરતી હતી. જે દ્રુપદ રાજાની પુત્રીમાં આસક્ત હૃદયવાળો કુરૂઓનો રાજા દુર્યોધન દુઃખી થયો.(૩૨)*

ભાવાર્થ, સુબોધિનીજી : મનુષ્યોના રાજાઓ, તેઓની માનુષી સંપત્તિ, ઉત્તમ દૈત્યો તેઓની માયાથી ભરપુર આસુરી સંપત્તિ, ઉત્તમ દેવો તેઓની અલૌકિક સંપત્તિ. તે બધીએ જાતજાતની હતી. ખરેખર! એ શબ્દથી તે બધીએ અંતઃપુરમાં શોભતી હતી. સર્વની જુદી જુદી મુકરર કરેલી બધી મનુષ્યને કેમ પ્રાપ્ત થઈ? એવી શંકા થાય તેથી 'વિશ્વ સર્જનારે બનાવેલી' વિશેષણ આપેલું છે. ભગવાને બધી નવી બનાવેલી તેથી તે યુધિષ્ઠિરની સંપત્તિનું ઉત્તમપણું કહેલું છે. આનાથી દ્રુપદરાજાની પુત્રી પોતાના પતિની સેવા કરતી હતી. તેથી શું? એવો પ્રશ્ન થાય. તેથી કહે છે કે જેમાં આસક્ત હૃદયવાળો કુરૂઓનો રાજા દુઃખી થયો. જેમ દ્રૌપદીનો પાંચ પાંડવો ભોગ કરે છે તેમ મારે પણ તેનો ભોગ કરવો એવી તે દુર્યોધનની ઈચ્છા હતી. તેથી તેને કામને લીધે ઘણું જ દુઃખ પામ્યો.(૩૨)

એ પ્રમાણે પહેલો અને છેલ્લો બે દોષો વર્ણવ્યા. મોહનું વર્ણન કરવા નીચેના શ્લોકથી તે સ્થલની ભગવાનની લીલાનું વર્ણન કરે છે.

**यस्मिन्नरेन्द्रदितिजेन्द्रसुरेन्द्रलक्ष्मी-**
**र्नाना विभान्ति किल विश्वसृजोपक्लृप्ताः ।**
**ताभिः पतिं द्रुपदराजसुतोपतस्थे**
**यस्यां विषक्तहृदयः कुरुराडतप्यत् ॥३३॥**




तदा तद्दर्शनसमये मधुपतेर्भगवतः व्यामोहकस्य कोटिकन्दर्परूपस्य महिषीसहस्रं वीक्ष्य इति पूर्वेणैव संबन्धः। भगवतोऽपि कामपूरकत्वेन बाहुल्याच्च मोहकत्वं निरूपितम्। मोहककरणमिव विशेषणमाह श्रोणीभरेणेति । नितम्बभारेण शनकैः क्वणन्तावङ्घ्री नूपुरादिभिः शोभा यस्य, नूपुरदर्शनं तच्छब्दो वा व्यामोहक इत्यर्थः। मध्ये सुचारु यत् कुचकुङ्कुमं अनेन प्रकारविशेषेण समर्पितं कुचकुङ्कुमं निरूपितम्।

मकरिकापत्रमध्ये कुङ्कुमं निरूपितमिति अतिसूक्ष्मवस्त्रव्यवधानं रसजनकमेव न दृष्टिप्रतिबन्धकं तेन मोहार्थं वर्णनमुपपद्यते। तेन यः शोणो हारः कमलपत्राणीव तन्मध्ये श्रीमन्मुखं कार्यवेशे भावार्थं वा चपलकुण्डलकुन्तलैः आढ्यं। मध्ये सुचार्विति भिन्नं वा, प्रान्तस्त्रिय अपेक्षयापि मध्यस्त्रीणशं रुक्मिण्यादीनामत्युत्कृष्टत्वात् ॥३३॥

एवं स्त्रीणां मोहहेतुत्वमुक्त्वा नरदेवकृतमोहहेतुं संपाद्य दैत्यकृतं स्थानतो मोहहेतुमाह सभायामिति।

શ્લોકાર્થ -૩૩ : જેમાં તે સમયે નિતંબના ભારને લીધે ધીમે ધીમે ઝંકાર કરતા ચરણોની શોભાવાળી, મધ્યમાં ઘણા સુંદર સ્તનો ઉપરના કુંકમને લીધે રાતા હારવાળી શોભતા મુખવાળી અને અસ્થિર કુંડલો અને કેશવાળી મધુપતિની એક હજાર રાણીઓ જોઈને દુર્યોધન દુઃખી થયો.(૩૩)

ભાવાર્થ, સુબોધિનીજી : તે દ્રોપદિના દર્શન થયાં તે સમયે કરોડો કામદેવરૂપ મોહ ઉત્પન્ન કરનાર ભગવાન મધુપતિની એક હજાર રાણીઓ જોઈને દુર્યોધન દુઃખી થયો.કામપૂર્ણ કરનાર તરીકે અને ઘણી રાણીઓ હોવાથી ભગવાનને પણ મોહ ઉત્પન્ન કરનાર કહ્યા છે.

નિતંબના ભારને લીધે, 'ધીમે ધીમે ઝંકાર કરતા ચરણોની શોભાવાળી' એ વિશેષણ મોહ કરવાનું સાધન હોય તેમ કહેલું છે. 'મધ્યમાં ઘણું સુંદર જે સ્તનો ઉપરનું કુંમકુમ જોવામાં આવેલું' એટલે ઘણા ઝીણા વસ્ત્રોથી રસ ઉત્પન્ન કરતી હતી. પરંતુ દષ્ટિને રોકી શકતી ન હતી

લાલ થયેલો જે હાર તેની અંદર શોભતા મુખવાળી રાણીઓ હતી. અસ્થિર કુંડલો અને કેશવાળી રાણીઓ હતી. રૂકિમણી વિગેરે મધ્યમાં રહેલી સ્ત્રીઓ ઘણી ઉત્તમ હતી.

**सभायां मयक्लृप्तायां क्वापि धर्मसुतोऽधिराट्।**
**वृतोनुगैर्बन्धुभिश्च कृष्णेनापि स्वचक्षुषा ॥३४॥**

मयेन विशेषत एतदर्थमेव क्लृप्ता सभा। क्वापि कालस्यापि तथारूपे।

धर्मसुतः अर्थादधर्मभङ्गं करिष्यतीति सूचितम्। अधिराडिति सामर्थ्यम्। वृतोनुगैर्बन्धुभिश्चेति सहायः क्रियामयः। ज्ञानक्रियारूपं सहायमाह कृष्णेनापि स्वचक्षुषेति। अनेन दुर्योधनापेक्षयापि भगवतः सन्माना भगवत्कृतमेव प्रमाणमिति च सूचितम्॥३४॥

तस्य दुर्योधनप्रदर्शनार्थं विशेषतः सिंहासनस्थितिमाह आसीन इति।

**आसीनः काञ्चने साक्षादासने भगवानिव।**
**पारमेष्ठ्यश्रिया पुष्टः स्तूयमानश्च बन्धुभिः॥३५॥**

सुवर्णसिंहासने सर्वोत्कर्षं प्राप्य भगवानिव आसीनो जातः, साक्षादासन इति। आसनशक्तिस्तत्रैव स्थापिता। यागफलरूपपारमेष्ठ्यश्रियापि पुष्टः। बन्धुभिः स्तूयमान इति मानोन्नतिः॥३५॥

एवंविधे समये दुर्योधनः समागत इत्याह तत्रेति।

<u>શ્લોકાર્થ -૩૪-૩૫ :</u> કોઈ સમયે સેવકો અને બંધુઓથી અને પોતાના ચક્ષુરૂપ શ્રીકૃષ્ણથી વીંટળેલો, ચક્રવર્તીની સંપતિની પુષ્ટ થયેલો અને બંધુઓથી સ્તુતિ કરાતો ધર્મનો પુત્ર ચક્રવર્તી રાજા મયે બનાવેલી સભામાં સુર્વણના સાક્ષાત આસન ઉપર ભગવાનની પેઠે બેઠો હતો. (૩૪-૩૫)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> મયે ખાસ કરીને આ પ્રયોજન માટે સભા બનાવેલી કોઈ સમયે એટલે કાલ પણ જ્યારે તેવા પ્રકારનો હતો 'ધર્મનો પુત્ર' એ શબ્દથી વાસ્તવિક રીતે એમ સૂચવેલું છે કે તે અધર્મનો નાશ કરશે. 'ચક્રવતિ' શબ્દથી તેનું સામર્થ્ય કહેલું છે. 'સેવકો અને બંધુઓથી વીંટાયેલો' એ વિશેષણથી સહાર કરનારા કહેલા છે. 'પોતાના ચક્ષુરૂપ શ્રીકૃષ્ણથી' એ શબ્દથી જ્ઞાનરૂપ અને ક્રિયારૂપ સહાય કરાનારા કહેલા છે. આથી એમ સૂચવેલું છે કે દુર્યોધન કરતાં પણ ભગવાનનું વધારે સન્માન હતું.

દુર્યોધન જાણે તે માટે તે યુધિષ્ઠિર ઉત્તમ સિંહાસન પર બેઠેલ એમ કહે છે. ભગવાનની પેઠે તે સુર્વણના સિંહાસન ઉપર બેઠો હતો. 'સાક્ષાત આસન

પર' એ શબ્દોથી આસનની શક્તિ તે આસનમાંજ મૂકેલી 'યજ્ઞના ફલરૂપ ચક્રવર્તીની સંપત્તિથી પુષ્ટ અને બંદુઓથી સ્તુતિ કરાતો' એ વિશેષણ તેનું ઘણું જ માન હોવાનું કહેલ છે. (૩૪-૩૫)

એવા સમયે દુર્યોધન ત્યાં આવ્યો તે હવે કહે છે.

**तत्र दुर्योधनो मानी परीतो भ्रातृभिर्नृप।**
**किरीटमाली न्यविशदसिहस्तः क्षिपन्रुषा ।।३६।।**

सोऽभिमानी मां सेवकं कर्तुं अक्षपीडां वा जनयितुं स्थापयतीति **भ्रातृभिः सहितः** असंमतं युद्धं वा करिष्यामीति वा निश्चित्य **क्षिपन्नितस्ततः** सर्वान्। **किरीटमाली** भूत्वा **असिहस्तः** प्रायेण कंचिन्मारयितुमिव **न्यविशत्**। रुषेति लौकिकन्यायेनापि तस्यादर्शनहेतुरुक्तः।।३६।।

ततस्तत्र पदार्थेषु भ्रमो जात इत्याह **स्थलेऽभ्यगृह्णादिति।**

*श्लोकार्थ -૩૬ : હે નૃપ! ભાઈઓથી વીંટાયેલા, અભિમાની, મુકુટ અને માલા ધારણ કરેલા દુર્યોધને હાથમાં તલવાર લઈ ક્રોધથી અપમાન કરતાં ત્યાં પ્રવેશ કર્યો.(૩૬)*

ભાવાર્થ, સુબોધિનીજી : મને સેવક કરવા, ઈંદ્રિયોમાં પીડા કરતા એવા વિચારથી અથવા યુધિષ્ઠિરની સંમતિ વિનાનું યુદ્ધ તેની સાથે કરીશ એવો નિર્ણય કરી, સર્વ સ્થળે સર્વનું અપમાન કરતો, મુકુટ અને માલા ધારણ કરી, જેમ કોઈને હણવા આવતો હોય તેમ હાથમાં તલવાર લઈ તે અભિમાનીએ ભાઈઓ સાથે પ્રવેશ કર્યો. 'ક્રોધથી' એ શબ્દથી તે જોઈ શકે નહિ તેનું કારણ કહેલું છે.(૩૬)

પછી ત્યાં સભામાં પદાર્થોમાં તેને ભ્રમ થયો તે કહે છે.

**स्थलेऽभ्यगृह्णद्वस्त्रान्तं जलं मत्वा स्थलेऽपतत्।**
**जले च स्थलवद्भ्रान्त्या मयमायाविमोहितः ।।३७।।**

काचादिभिः कृत्वा तथा कृतवान् ततः स्थल एव जलबुद्ध्या वस्त्रान्तं

स्वभावदभ्यगृह्णात् । तत्र हेतुः जलं मत्वेति । न केवलं वस्त्रग्रहणमात्रं किंत्वेतन्निम्नस्थानमिति जले प्रविशन्निव स्थल एवापतत् । एवं जले च स्थलबुद्धया सवस्त्र एव प्रविष्टः निम्नत्वात् पतितः । तत्र हेतुः स्थलवद्भ्रान्त्येति । यथा स्थले पूर्वं जलभ्रमो जातः । एवमत्रापि स्थले जात इत्यर्थः । तत्राप्रत्याख्येयहेतुमाह मयमायाविमोहित इति । यो हि दुष्टः साभिमानः क्रोधेन तं देशं प्रविशति तस्य भ्रमो भवतीति काचिन्माया देवतारूपा तस्यां सभायां मयेन स्थापिता सा तथैव विरुद्धं भ्रामयतीति मायया विमोहितः ॥३७॥

ततो यज्जातं तदाह जहासेति ।

<u>શ્લોકાર્થ -૩૭ :</u> *મયની માયાથી મોહ પામેલાએ જલ માનીને સ્થલના વસ્ત્રોનો છેડો ઉંચો પકડયો અને સ્થલમાં પડયો અને સ્થલની પેઠે જલમાં ભ્રમથી પડયો.(૩૭)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> કાચ વિગેરેથી મયે તેની સભાનું યોજન કરેલું. સ્થલમાં આ જલ છે એવી બુદ્ધિથી સ્વભાવ પ્રમાણે વસ્ત્રનો છેડો ઉંચો લીધો. તેનું કારણ 'જલ માનીને' એ શબ્દોથી કહેલું છે. માત્ર વસ્ત્ર ઉંચુ લીધું એટલું જ નહિ પણ આ નીચાણવાળું સ્થાન છે એમ વિચારી જલમાં પ્રવેશ કરતો હોય તેમ સ્થલમાં જ પડયો. વળી જલમાં એવી રીતે આ સ્થલ છે એવી બુદ્ધિથી વસ્ત્ર સાથે જ પ્રવેશ કર્યો. અને નીચાણ હોવાથી પડી ગયો. તેનું કારણ 'સ્થળની પેઠે ભ્રમથી' એ શબ્દોથી કહેલું છે. જેમ સ્થળમાં પહેલાં જલ હોવાનો ભ્રમ થયો એવી રીતે સ્થલામાં જલમાં સ્થળ હોવાનો ભ્રમ થયો એવો અર્થ છે.

'મયની માયાથી મોહ પામેલાએ' એ વિશેષણથી તેનું ન અટકાવી શકાય તેવું કારણ કહેલું છે.

જે અભિમાનવાળો દુષ્ટ પુરૂષ ક્રોધથી તેમાં પ્રવેશ કરે તેને ભ્રમ થાય એવી દેવતારૂપ માયાથી મયે તે સભામાં સ્થાપન કરેલું. 'માયાથી મોહ પામેલાએ' વિશેષણ કહ્યું છે.(૩૭)



પછી જે થયું તે નીચેના શ્લોકથી કહે છે.

**जहास भीमस्तं दृष्ट्वा स्त्रियो नृपतयोऽपरे ।**
**निवार्यमाणा अप्यङ्ग राज्ञा कृष्णानुमोदिता : ॥३८॥**

तमन्धमिव दृष्ट्वा भीमस्तत्प्रतिकूलैकस्वभाव: । स्त्रिय: सर्वा: स्वभावत: । अपरे नृपतय: ये न दुर्योधनसंबन्धिन: । ननु राजसभायां हास्यमनुचितमिति चेत् । तत्राह **निवार्यमाणा अपीति** । राज्ञा **निवार्यमाणा अपि** स्वतोऽनुचितस्य का वार्ता । तत्र हेतु: कृष्णानुमोदिता इति । अन्त:करणे बहिश्च । एतदर्थमेवैतावानुद्यम इति ॥३८॥

ततो यज्जातं तदाह स व्रीडित इति ।

*<u>શ્લોકાર્થ -૩૮ :</u> હે રાજન ! તેને જોઈને શ્રીકૃષ્ણનું અનુમોદન પામેલા ભીમ, સ્ત્રીઓ અને બીજા રાજાઓએ, યુધિષ્ઠિરે રોકેલ હોવા છતાં તેની મશ્કરી કરી. (૩૮)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> તેને આંધળાના જેવો જોઈને સંપૂર્ણરીતે વિરૂદ્ધ સ્વભાવવાળો ભીમ, સ્વભાવને લીધે બધી સ્ત્રીઓ અને જેઓ દુર્યોધનના સંબંધિ ન હતા તેવા બીજા રાજાઓએ તેની મશ્કરી કરી.

રાજસભામાં મશ્કરી કરવી અયોગ્ય છે એવી શંકા થાય તેથી 'રોકેલ હોવા છતાં' એ શબ્દો યોજેલ છે. રાજાએ રોકેલ હોવા છતાં મશ્કરી કરી તો રાજા પોતે અયોગ્ય કાર્ય કેમ કરે? તે મશ્કરી કરવાનું કારણ 'શ્રીકૃષ્ણનું અનુમોદન પામેલા' એ વિશેષણ કહેલું છે. અન્તઃકરણમાં અને બહારથી તેમને મશ્કરી કરી કારણ કે આ પ્રયોજન માટે જ આટલો ઉદ્યમ કરેલો હતો. (૩૮)

પછીજે થયું તે નીચેના શ્લોકથી કહે છે.

**स व्रीडितोऽवाग्वदनो रुषा ज्वलान्निष्क्रम्य तूष्णीं प्रययौ गजाह्वयम् ।**
**हाहेति शब्द: सुमहानभूत्सतामजातशत्रुर्विमना इवाभवत ।**
**बभूव तूष्णीं भगवान्भूवो भरं समुज्जिहीर्षुर्भ्रमति स्म यदृशा ॥३९॥**

अवाग्वदनो बहिः। ततोऽपमानेन जातो महान् रोषः तेन ज्वलन्निव तस्मात् स्थानात् भीमभर्त्सनमकृत्वैव तूष्णीं निष्क्रम्य तूष्णीं राजानं गमिष्यामीत्यननुज्ञाप्य गजाह्वयमेव प्रययौ। यमुनामुत्तीर्य गत एव । ततो महान् बन्धुरेवं गत इति हाहेति शब्दः सुमहानभूत् सोऽपि सतामेव भूतानुकम्पिनाम् । राजा च अजातशत्रुत्वाद्विमना अभवत्। इवेति भगवदनुमोदनात्किञ्चिदस्तीति ज्ञातवान्। भगवांस्तु नोपहासं न वा विषादं किमपि कृतवानित्याह बभूव तूष्णीमिति। पुनः सन्माननायां भूभारहरणं न भवेत् तन्मारणे वा पाण्डवानां गर्वो न गच्छेदिति। भगवान् सर्वसमस्तूष्णीमास । यतो भूवो भारं जिहीर्षुः । नन्वेवं कृते कथं भूभारहरणं भविष्यतीत्याशङ्कयाह यद्यस्मात् भगवान् दृशा ज्ञानचक्षुषा ज्ञानेनैव सह भ्रमति साध्यसाधनभावः सर्वोऽपि तस्य प्रत्यक्ष इत्यर्थः । स्मेति सर्वलोकवेदप्रसिद्धिरत्र प्रमाणं निरूपितम्॥३९॥

उक्तमुपसंहरति एतत्तेऽभिहितमिति।



*<u>શ્લોકાર્થ -૩૯ :</u> શરમાયેલો નીચા મુખવાળો, ક્રોધથી સળગતો તે બહાર નીકળી છાનોમાનો હસ્તિનાપુર ગયો. સત્પુરૂષોએ અરેરે! એવો મોટો અવાજ કર્યો. અજાતશત્રુ ઉદાસ મનવાળો હોય તેવો થયો. ભૂમીનો ભાર હરવાની ઈચ્છાવાળા ભગવાન શાંત રહ્યા. કારણ કે તે દષ્ટિથી ફરે છે. (૩૯)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> દુર્યોધન બહારથી નીચા મુખવાળો થયો. પછી અપમાનને લીધે તેને ઘણો ક્રોધ થયો. તે ક્રોધથી સળગતો તેમ તે સ્થાનમાંથી ભીમને ધમકાવ્યા સિવાય છાનોમાનો નીકળી. 'હું જઈશ' એમ રાજાની રજા લીધા વિનાજ છાનામાનો હસ્તિનાપુર ગયો. યમુના ઉતરીને જતો રહ્યો. અરેરે! એવો ઘણો મોટો અવાજ થયો. તે પણ પ્રાણીઓ ઉપર દયા રાખનાર સત્પુરૂષોનો જ થયો. અને રાજા અજાતશત્રુ ઉદાસ મનવાળો થયો. 'ઈવ' શબ્દથી ઉદાસ મનવાળો કહેલો છે. 'ભગવાન શાંત રહ્યા' એ શબ્દોથી એમ કહેલું છે કે ભગવાને મશ્કરી ન કરી તેમ શોક પણ ન કર્યો. કારણ કે જો તેનું સન્માન કરવામાં આવે તો ભૂમીનો ભાર હરવાનું બને નહિ. અને તેને

હણવામાં આવે તો પાંડવોનો અહંકાર મટે નહિ. ભગવાન સર્વને સમાન હોવાથી શાંત રહ્યા કારણ કે તે ભૂમીનો ભાર હરવા ઈચ્છતા હતા. એમ કરવાથી ભૂમીનો ભાર હરવાનું કેમ બનશે? એવી શંકા થાય તેથી કહે છે કે ભગવાન દૃષ્ટિથી એટલે જ્ઞાનની દૃષ્ટિથી જ્ઞાન સાથે જ ફરે છે. બધાએ સાધન અને સાધ્યભાવ તેમને પ્રત્યક્ષ છે એવો અર્થ છે. 'સ્મ' શબ્દથી આ અર્થ સર્વલોક અને વેદમાં પ્રસિદ્ધ છે. એ પ્રમાણે કહેલું છે. (૩૯)

હવે ઉપસંહાર નીચેના શ્લોકથી કહે છે.

**एतत्तेऽभिहितं राजन् यत्पृष्टोऽहमिह त्वया।**
**दुर्योधनस्य दौरात्म्यं राजसूये महाक्रतौ।।४०।।**

राजन्निति स्नेहान्महत्संबोधनम् । एतस्य चरित्रस्य निरोधोपयोगित्वं नास्तीतिशङ्काव्युदासार्थं त्वया पृष्टं चेत् तदोक्तमित्याह **यत्पृष्टोऽहमिह त्वयेति** । त्वया मानभङ्गे हेतुः पृष्टः । तत्र **दुर्योधनस्य दौरात्म्यमेव** मानभङ्गहेतुरित्युत्तरं दौरात्म्यं च निरूपितमभिमानरूपम्। तच्च **राजसूये** समागतस्य कर्तुमनुचितं न हि धर्मार्थमागतोभिमानं करोति तत्रापि **महाक्रतौ** निरभिमानतयैव तत्र गन्तुमुचितमित्यर्थः ।।४०।।

**इति श्रीभागवतसुबोधिन्यां**
**श्रीलक्ष्मणभट्टात्मजश्रीवल्लभदीक्षितविरचितायां**
**दशमस्कन्धोत्तरार्धविवरणे षड्विंशाध्यायविवरणम् ।।२६।।**

*<u>શ્લોકાર્થ -૪૦</u> : હે રાજન! મહાયજ્ઞ રાજસૂયમાં દુર્યોધનનું દુષ્ટપણું જે તે મને હમણાં પૂછેલું તે મેં તને કહ્યું.(૪૦)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી</u> : હે રાજન્! એ સંબોધન શુકે સ્નેહથી કહેલું છે. આ ચરિત્ર નિરોધમાં ઉપયોગી નથી એવી શંકા દૂર કરવા તે પૂછયું તો મેં કહ્યું. એમ જે 'તેં મને હમણાં પૂછેલું' એ શબ્દોથી કહેલું છે.

દુર્યોધનના અભિમાનના નાશનું કારણ દુષ્ટપણું છે. એવો તેનો ઉત્તર છે. અભિમાનરૂપ દુષ્ટપણું મેં કહયું. રાજસૂયમાં આવેલાઓને તે દુષ્ટપણું મેં કહ્યું. રાજસૂયમાં આવેલાઓએ તે દુષ્ટપણું કરવું યોગ્ય ન હતું. કારણ કે ધર્મ માટે જે આવે તે અભિમાન કરતો નથી. તેમાં પણ આ મહાન યજ્ઞ હોવાથી નિરભિમાનપણાથી જ ત્યાં જવું જોઈએ એવો અર્થ છે. (૪૦)

"દશમ સ્કંધ ઉત્તરાર્ધ
અધ્યાય - ૨૬ મો
સાત્ત્વિક સાધન પ્રકરણ
સંપૂર્ણ"



श्रीकृष्णाय नमः ।
श्रीगोपीजनवल्लभाय नमः ।
श्रीमदाचार्यचरणकमलेभ्यो नमः ।






## श्रीमद्वल्लभाचार्यचरणप्रणिता ।

## (दशम-उतरार्ध-सात्त्विक-साधन-प्रकरणम् ।)

## सप्तविंशोऽध्याय : ।

सात्त्विकानां निरोधस्तु षड्भिरेवं निरूपितः।
साधनांशः फलांशस्तु षड्भिरग्रे निरूप्यते ।।१।।
फलं तु त्रिविधं प्रोक्तं शत्रुनाशो यशस्तथा ।
अलौकिकी तथा संपद् द्वाभ्यां द्वाभ्यां निरूप्यते ।।२।।
बन्धूनां च तथांशस्य मित्रस्येति पृथक् पृथक् ।
बन्धूनां कृष्णसद्भावान्नान्यत्रेच्छा कथंचन ।।३।।
सहागतस्य त्वंशस्य कीर्त्तिरिवेप्सिता भुवि
मित्रस्य लक्ष्मीवैमुख्यात् संपत्तिर्वाञ्छिता क्वचित् ।।४।।
परोक्षे दारदृष्टो हि मित्रत्वमुपयाति हि ।
अत्रादौ द्वारकास्थानां बन्धूनां च तथा क्वचित ।।५।।
अनिवार्यं दुःखमुक्तं द्वितीयेन निवार्यते ।
सप्तविंशे तथाध्याये यादवानां महद्भयम् ।।६।।
महादेवादिपुष्टेभ्यः शाल्वादिभ्यो निरूप्यते ।
अप्रत्याख्येयता सिध्द्यै प्रद्युम्नाय जयो महान् ।।७।।
निरूपितः समस्तानां यतः स्यात्तु महद्भयम् ।

# દશમ સ્કંધ ઉત્તરાર્ધ પૂર્વાર્ધ
# "સાત્વિક સાધન પ્રકરણ"
## અધ્યાય ૨૭સમો

"સાલ્વ સાથે યાદવોનું યુધ્ધ'

કારિકાઓ :

કારિકા-૧ : એવી રીતે સાત્વિકોનો સાધન અંશવાળો નિરોધ છ અધ્યાયોથી કહ્યો. ફલના અંશવાળા સાત્વિકોનું આ અધ્યાયથી આંરભી છ અધ્યાયોથી નિરૂપણ કરવામાં આવે છે.(૧)

કારિકા-૨ : (૧)બંધુઓના શત્રુઓનો નાશ. (૨) બલભદ્રનો યશ (૩) મિત્રની અલૌકિક સમપત્તિ એવું ફલ ત્રણ પ્રકારથી કહેલું છે. આ જુદુ બે અધ્યાયોથી કહે છે. (૨)

કારિકા-૩ :શ્રીકૃષ્ણના સ્નેહને લીધે બંધુઓને બીજા કોઇ પ્રકારે ઈચ્છા ન હતી. સાથે લાવેલ અંશને (બલભદ્રને) તો ભૂમિ ઉપર કીર્તિની જ ઈચ્છા હતી.(૩)

કારિકા-૪ : લક્ષ્મીની મિત્ર ઉપર પ્રીતિ નહિ હોવાથી તે મિત્રને કોઇ સમયે સંપત્તિની ઈચ્છા થઈ કારણ કે ભૂતકાલમાં પત્નીએ સમજાવેલ તે મિત્ર પાસે જાય છે. (૪)

કારિકા -૫ : તે પ્રમાણે અહીં આરંભમાં કોઇ સમયે દ્વારકામાં રહેનારાઓનું અને બંધુઓનું દુઃખ દૂર ન થઈ શકે એવું કહેલું છે. બીજા અધ્યાયથી તેનું નિવારણ કહેલું છે. (૫)

કારિકા -૬: મહાદેવ વિગેરે પાસેથી બલ પ્રાપ્ત કરેલ શાલ્વ વિગેરે યાદવોને થયેલ ભયનું સતાવીસમા અધ્યાયમાં કહે છે. (૬)

કારિકા -૭: તેઓ પરાજય કરી શકાય તેવા નથી. એવું સંપૂર્ણ જ્ઞાન પ્રદ્યુમ્નને થાય તે માટે બધા યાદવો ઉપર તેઓનો મહાન વિજય કહેલો છે.

જેથી તેમને ભય થાય.(૭)

स्वतन्त्रतया फलप्रकरणमारभते अथेति ।

श्रीशुक उवाच -

**अथान्यदपि कृष्णस्य श्रृणु कर्माद्भुतं महत् ।**

**क्रीडानरशरीरस्य यथा सौभपतिर्हतः ॥१॥**

तदैव निरुद्धनां भगवत्परता भवति । एतच्चरित्रमुत्तममिति श्रवणार्थं विशेषेण प्रेरयति अन्यदपि कृष्णस्य श्रृण्विति । यतः अद्भुतं कर्मेति। अस्माच्चरित्राद्भगवतोऽद्भुतानि कर्माणि बहूनिभवन्ति । इदं च चरित्रमद्भुतं यदन्यार्थमारब्धमन्यार्थं भवति । अत एव विश्वमेवाद्भुतं चरित्रमिति भगवच्छास्त्रं, धमार्थं प्रयत्नं कुर्वन् अधर्मं करोति, अर्थार्थमनर्थं, एवं पुरुषार्थान्तरेऽपि । किंबहुना सुखार्थं यतमानो दुःखं प्राप्नोति । एवं सर्वाश्रमाधिर्मेषु भगवदनुसन्धानवयतिरेकेषु बोद्धव्यम् । अत्रापि फलं भगवदनुभवः साधनत्वेन मन्यते। तथा सर्व एव भगवत्सम्बन्धी पदार्थः । इदं रहस्यं सर्वदैव भगवदीयैरनुसन्धेयम् । अतो यद्यपि सर्वमेवाद्भुतं तथापीदं महत् । तस्याद्भुतत्वमुप पादयति क्रीडानरशरीरस्येति । क्रीडार्थं नरशरीरमङ्गीकृतम् । यत्र क्रीडासंभावनापि नास्ति । नराणां सुखस्यैव नरकत्वात् तत्किमित्याकाङ्क्षायां निर्दिशति यथा सौभपतिर्हत इति । मायिकं पुरं सौभशब्देनोच्यते तस्य पतिः शाल्वः स चेत् प्रयत्नं न कुर्यात्, जीवेद्वा कियत्कालं दुर्योधनादिवत् । अयं तु शीघ्रमेव हतः ॥१॥

तस्य हननार्थमुपाख्यानमाह शिशुपालसख इति ।

નીચેના શ્લોકથી સ્વતંત્રરીતે ફલ પ્રકરણનો આરંભ કહે છે.

<u>શ્લોકાર્થ -૧ :</u> વળી ક્રીડા માટે નરનું શરીર ધારણ કરેલ શ્રીકૃષ્ણનું જે પ્રકારે તેમણે સૌભપતિને હણ્યો તે બીજું પણ ઘણું અદભૂત કર્મ સાંભળ. (૧)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> ઘણો ભય થાય ત્યારે જ નિરોધ માટે ભગવાનમાં

આસક્તિ થાય છે. આ ચરિત્ર ઉત્તમ હોવાથી બીજું પણ શ્રીકૃષ્ણનું કર્મ સાંભળ. આ શબ્દોથી શ્રવણ કરવું અદભૂત છે. આ ચરિત્ર કરતાં અદભૂત ઘણાં કર્મો ભગવાનના છે આ ચરિત્ર પણ અદભૂત છે. "જે ભગવાનના કર્મથી એક પ્રયોજન માટે આરંભાયેલું જીવનું કાર્ય બીજા જ વિષયમાં પરિણામે તે અદભૂત છે. તેથી જે ભગવદશાસ્ત્ર પ્રમાણે વિશ્વ જ ભગવાનનું અદભૂત ચરિત્ર છે. ધર્મ માટે પ્રયત્ન કરતાં જીવ અધર્મ આચરે છે. ધન માટે પ્રયત્ન કરતા અનર્થ કરે છે. તેવી જ રીતે બીજા પુરૂષાર્થના સંબંધમાં પણ થાય છે. વધારે કહેવાથી શું? સુખ પ્રાપ્ત કરવા માટે પ્રયત્ન કરતાં દુઃખ પ્રાપ્ત થાય છે. ભગવાનના અનુંસંધાન વિનાના સર્વ આશ્રમ વિગેરેના ધર્મોમાં જાણવું. અહીં પણ ભગવાનના અનુભવરૂપ ફલને સાધન તરીકે જાણે છે. બધાએ ભગવાનના સંબંધવાળા પદાર્થને તેવી રીતે સાધન તરીકે જાણે છે. ભગવદીયોએ આ રહસ્ય સદાએ ધ્યાનમાં રાખવું જ જોઈએ."

તેથી જોકે ભગવાનનું બધુંએ ચરિત્ર અદભૂત છે. છતાંપણ આ ચરિત્ર ઘણું અદભૂત છે. નરોનું સુખ જ નરક હોવાથી જેમાં ક્રીડાનો સંભવ નથી તેવું નરનું શરીર ક્રીડા માટે ધારણ કરેલું છે.

તે ચરિત્ર કયું? એ જાણવાની ઈચ્છા થાય. તેથી જે પ્રકારે "સૌભપતિને હણ્યો" એ શબ્દોથી સૌભ એટલે માયિક ઘર કહેલું છે. શાલ્વ તેનો પતિ હતો. જો તે પ્રયત્ન ન કરે તો દુર્યોધનની પેઠે કેટલાંક વખત જીવત પણ ખરો. આ તો તુરત હણાયો.(૧)

નીચેના શ્લોકથી તેને હણવા માટેનું ઉપાખ્યાન કહે છે.




**शिशुपालसखः शाल्वो रुक्मिण्युद्वाह आगतः ।**
**यदुभिर्निर्जितः संख्ये जरासन्धादयस्तथा ॥२॥**

शपथपूर्विका तेन सह मैत्री । शिशुपालसखित्वेनैव प्रसिद्धः शाल्वः । अत एव रुक्मिण्युद्वाहे आगते उपस्थितो आगतो वा यदुभिर्निर्जितः । आगतं

वा संख्यं युद्धे तदा यदुभिर्निर्जित: । न केवलमेकः किन्तु जरासन्धादयोऽपि तथा मित्राणि निर्जिताश्च ॥२॥

एवं सर्वेष्वेव तथाभूतेषु सर्वहितान्वेषी यादवानां मारणं विचारितवान्-

श्लोकार्थ -२ : રુકિમણીના વિવાહમાં આવેલા શિશુપાલના મિત્ર શાલ્વને તેમજ જરાસંધ વિગેરેને યુધ્ધમાં યાદવોએ હરાવેલ.(૨)

ભાવાર્થ, સુબોધિનીજી : સોગંધપૂર્વક તે શિશુપાલની સાથે શાલ્વને મૈત્રી હતી શાલ્વ તેના મિત્ર તરીકે પ્રસિદ્ધ હતો. રૂકિમણીનો વિવાહ નજીક આવ્યો ત્યારે યાદવોએ તેને હરાવેલ અથવા રૂકિમણીના વિવાહમાં યુધ્ધ થયું ત્યારે યાદવોએ હરાવેલ. માત્ર તેને એકલાને જ હરાવેલ નહિ. પરંતુ જરાસંધ વિગેરેને પણ યાદવોએ હરાવેલા હતા. (૨)

એવી રીતે યાદવોના હરાવેલા થયા ત્યારે સર્વનું હિતકાર શાલ્વે યાદવોને હણવાનો વિચાર કર્યો તે કહે છે.

**शाल्वः प्रतिज्ञामकरोच्छृण्वतां सर्वभूभुजाम् ।**
**अयादवीं क्ष्मां करिष्ये पौरुषं मम पश्यत ॥३॥**

ततस्तत्सिद्ध्यर्थं शाल्वः प्रतिज्ञामकरोत् । क्लेशेप्यनिवृत्त्यर्थं सर्वभूमजां शृण्वतामकरोत् । प्रतिज्ञामाह - अयादवीं क्ष्मां करिष्य इति। यस्यां क्ष्मायां यादवा न तिष्ठन्ति इति सबीजनिर्हरणमर्थः । किं ब्रह्मशापेनेव नेत्याह पौरुषं मम पश्यतेति । पश्यतेति पौरुषं स्वकीयं साक्षात्पश्यतेति ॥३॥

ततोऽन्यानप्याह -

શ્લોકાર્થ -૩ : સર્વ રાજાઓના સાંભળતાં શાલ્વે પ્રતિજ્ઞા કરી કે હું યાદવ વિનાની પૃથ્વીને કરીશ. મારૂ પુરૂષાતન જુઓ.(૩)

ભાવાર્થ, સુબોધિનીજી : પછીથી તે પુરૂષાતન સિદ્ધ થાય તે માટે શાલ્વે 'પ્રતિજ્ઞા' કરી.દુઃખ પડવા છતાં પણ અટકવું નહિ તેવા હેતુથી સર્વ રાજાઓના

સાંભળતાં પ્રતિજ્ઞા કરી. 'હું પૃથ્વી યાદવ વિનાની કરીશ'' એ શબ્દોથી તેને પ્રતિજ્ઞા કહેલી છે. જે પૃથ્વીમાં યાદવો રહેજ નહિ તેમ કરીશ. એમ બીજ સહિત નાશ કરવા પ્રતિજ્ઞા કરી.

શું બ્રાહ્મણના શાપની માફક યાદવોનો નાશ કરીશ?

ત્યાં ના. મારૂં પુરૂષાર્થ જુઓ. 'જુઓ' શબ્દથી શાલ્વનો પુરૂષાતનને સાક્ષાત્ જુઓ. (૩)

**इति मूढः प्रतिज्ञाय देवं पशुपतिं प्रभुम् ।**
**आराधयामास नृप पांसुमुष्टिं सकृद्ग्रसन् ॥४॥**

इत्युक्त्वा मूढः असाध्यसाधनार्थं प्रवृत्तः भूमिर्यादवोपजीविनी कथं यादवरहिता स्वरूपं लप्स्यत इति । तथापि मौढ्यात्प्रतिज्ञाय तत्राप्यसमर्थं देवं सेवितवान् । यतः स पशूनामेव पतिः तत्रापि प्रभुः नत्वन्तर्यामी । यदि पुरुषोत्तममन्तर्यामिणं वा भजेत् भक्तो ज्ञानी वा भवेत् तदा जगज्जननसमाथ्र्यं विश्वोपसंहारसामर्थ्यं वा भवेत्। विश्वामित्रस्येव तद्बहुकालसाध्यमिति मत्वा क्षिप्रप्रसादं स्वस्य पशुत्वात् प्रभुमाराधयामास । तत्राराधनप्रकारः पांशुमुष्टिं सकृद्ग्रसन्निति । भगवद्वैमुख्यात्स्वहस्तेनैव स्वमुखे धूलिप्रक्षेपः ॥४॥

ततो यज्जातं तदाह संवत्सरान्त इति।

<u>શ્લોકાર્થ -૪ :</u> *હે નૃપ ! મૂર્ખે એવી પ્રતિજ્ઞા કરી. એકવાર મૂઠી ધૂળ ખાતાં પશુપતિરૂપ મહાદેવની આરાધના કરી. (૪)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> તેને પ્રતિજ્ઞા બધાને કહી. મૂર્ખ ન થઈ શકે તેવું કરવા માટે તત્પર થયો કારણ કે ભૂમી યાદવો ઉપર નભનાર હતી. તે યાદવ વગરની થાય તો પછી તે પોતાનું સ્વરૂપ કેમ પ્રાપ્ત કરે? છતાં પણ મૂર્ખાઈને લીધે તેને એવી પ્રતિજ્ઞા કરી. તેને તે સિધ્ધ કરવામાં પણ શક્તિ વિનાના દેવની સેવા કરી. કારણ કે તે દેવ પશુઓના પતિ હતા. પ્રભુ તેના માલીક હતા. પરંતુ તે અન્તયાર્મી ન હતા. જો તે પુરૂષોત્તમની અગર અન્તયાર્મીની

ભક્તિ કરે તો ભક્ત અથવા જ્ઞાની થાય. તેનામાં જગત ઉત્પન્ન કરવાની શકિત અથવા વિશ્વનો સંહાર કરવાની શક્તિ થાય. વિશ્વામિત્રની પેઠે તે ઘણા સમયે થઇ શકે તેવું હોવાનું માનીને પોતે પશુ હોવાથી તરત પ્રસન્ન થાય તેવા પશુના પ્રભુની આરાધના કરી 'એકવાર મૂઠી ધૂળ ખાતાં' એ શબ્દોથી આરાધનાનો પ્રકાર કહેલ છે. ભગવાનથી વિમુખ હોવાથી પોતાના હાથે જ તેણે પોતાના મુખમાં ધૂળ નાખી.(૪)

પછી જે થયું તે હવે કહે છે.

**संवत्सरान्ते भगवानाशुतोष उमापतिः ।**
**वरेण छन्दयामास शाल्वं शरणमागतम् ॥५॥**

महादेवः कालप्रेष्य, संवत्सरात्मकस्तु कालः, शाल्वो दुर्वृत्तः भगवद्विरोधार्थं यतते अस्मांश्च प्रार्थयते । तत्राद्भुतकर्मत्वाद्भगवदभिप्रायो न ज्ञायते । किमस्मा एष वरो देयो नवेति। तदर्थं संवत्सरप्रतीक्षा कृता । यदि संवत्सरेणायं मार्यते तदा स्वामिहितकर्ता संवत्सरेणैव कार्यं सिद्धम् । अथ यदि क्लेशमेव दत्वा जीवयिष्यति तदा मयापि क्लेशदानार्थमेव वरो देय इति विचार्य संवत्सरं तूर्ष्णीं स्थितः। नन्वग्रेऽपि कथं न स्थितः तत्राह - आशुतोष इति। स परमदयालुः अल्पमप्यन्यस्य क्लेशं न सहते, तथाप्यस्थाने यत्नं करोतीति तावद्विलम्बं कृतवान् । ननु तथापि स्वामिद्रोही उपेक्षणीय एव, किमिति वरो दत्त इत्याकाङ्क्षायामाह उमापतिरिति । उमापि तपःकुर्वाणा मया उपेक्षिता, सा पश्चात्तपसा पुष्टा सती गले पतिता, तथायमपि भविष्यतीति विचार्य ततो विघ्नार्थमेव वरेण छन्दयामास । वरं ब्रूहीत्युक्तवान् । ननु तस्य को धर्मः येन वरार्थं छन्दयामास। तपस्तु नास्त्येव भगवद्वैमुख्यात् । नहि नारकिणो रोगिणो वा तपः कुर्वन्ति। किन्तु कर्मानुभव एव तेषां तादृशः तस्मादुपेक्षणीय एवेत्याशङ्कायामाह - शरणमागतमिति । शरण्योपेक्षादोषभियेति ॥५॥

ततस्तस्यान्तर्यामिणैव बुद्धिनाशो जात इति यत्किञ्चित्प्रार्थयते देवासुरेति।

શ્લોકાર્થ -૫ : તરત પ્રસન્ન થાય તેવા ભગવાન ઉમાપતિએ એક વર્ષના અંતે શરણ આવેલા શાલ્વને વરદાન આપી સંતોષ આપ્યો. (૫)

ભાવાર્થ, સુબોધિનીજી : મહાદેવ કાલના સેવક છે કાલ તો વર્ષરૂપ છે. દુષ્ટ શાલ્વ ભગવાન સાથે શત્રુપણું કરવા ઇચ્છે છે. અને મારી પ્રાર્થના કરે છે. તે વિષયમાં ભગવાન અદભૂત કર્મ કરનાર હોવાથી આને આ વરદાન આપવું કે નહિ. તેમનો અભિપ્રાય જાણાતો નથી. તે માટે એક વર્ષ રાહ જોઇ. જો સંવત્સર કાલ શાલ્વને હણે તો સ્વામીનું હિત કરનાર સંવત્સરથી કાર્ય સિધ્ધ થાય. પણ જો તે તેને દુઃખ આપવા માટે જ વરદાન આપવું એવો વિચાર કરી મહાદેવ એક વર્ષ શાંત રહ્યા. એક વર્ષ પછી કેમ શાંત ન રહ્યા. એવી શંકા થાય તેથી 'તરત પ્રસન્ન થાય તેવા' એ વિશેષણ યોજેલું છે 'તરત પ્રસન્ન થાય તેવા' એ વિશેષણ યોજેલું છે. તે ઘણા દયાળુ હોઇ બીજાનું જરા પણ દુઃખ સહન કરતા નથી. છતાં આટલો વિલંબ કર્યો.

છતાંપણ સ્વામીનો દ્રોહ કરનારની તેમને દરકાર કરવી ન જોઇએ. એવી રીતે વરદાન કેમ આપ્યું? એ જાણવાની ઇચ્છા થાય તેથી 'ઉમાપતિ' એ શબ્દ યોજેલ છે. તપ કરતી ઉમાની પણ મેં દરકાર કરેલી નહિ. પછી તપથી તે પૃષ્ટ થઇ મારા ગલે પડી તેવા આ પણ થશે. તેથી તેને પણ વરદાનથી સંતોષ્યો. 'વરમાગ' એમ તેને કહ્યું.

તેનો કયો ગુણ હતો કે જેને લીધે તેને વરદાન માગવા કહ્યું? ભગવાનથી વિમુખ હોવાથી, તપ તો ન જ હતું. કારણ કે નરકમાં વસનારાઓ અથવા રોગીઓ તપ કરતા નથી પણ તેમને કહેલાં કર્મોનોજ અનુભવ થાય છે. તેથી તેમની દરકાર કરવી યોગ્ય જ ન હતી. એવી શંકા થાય તેથી 'શરણે આવેલા' એ વિશેષણ યોજેલું છે. શરણે આવેલાની દરકાર ન કરવાથી થતા દોષના ભયથી તેને વર માગવાં કહ્યું. (૫)

પછી તેના અન્તયાર્મીએ જ તેની બુદ્ધિનો નાશ કર્યો. તેને જે કંઇ માગ્યું તે નીચેના શ્લોકથી કહે છે.



**देवासुरमनुष्याणां गन्धर्वोरगरक्षसाम् ।**
**अभेद्यं कामगं वव्रे स यानं वृष्णिभीषणम् ॥६॥**

देवासुरमनुष्यास्त्रिगुणप्रधानाः गन्धर्वोरगराक्षसाः मिश्रणगुणप्रधानाः । एवं षड्भिः सर्व एव सगुणाः परिगृहीताः । तेषां सर्वेषामेवाभेद्यं अस्मदधीनं च कामगमन्यथा समुद्रवदस्मत्पुरुषार्थाय न स्यात् । किञ्च । यदर्थस्तु तदर्थं किञ्चिद्याचनीयमिति तस्य यानस्यापरं धर्मं प्रार्थयते - वृष्णिभीषणमिति । वृष्णीनां भयजनकम् ॥६॥

महादेवोऽपि भगवति न किञ्चिद्बाधकमिति तथेत्यङ्गीकृतवान् वरमात्रसिद्धो नित्यो भविष्यतीति अनित्यत्वे कृतकत्वं प्रयोजकमिति मयं प्रत्याज्ञां दत्तवानित्याह तथेति ।

<u>શ્લોકાર્થ -૬ :</u> દેવો, અસુરો, મનુષ્યો, ગંધર્વો, સર્પો અને રાક્ષસોથી ભાંગી ન શકાય તેવું, ઈચ્છા પ્રમાણે ફરનારૂં અને વૃષ્ણિઓને ભય પમાડનારું 'વાહન' તેને માગ્યું.(૬)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> જેમાં ત્રણ ગુણો પ્રધાન છે દેવો, અસુરો અને મનુષ્યો છે. જેમાં મિશ્રણ થયેલા ગુણો પ્રધાન છે. તેવા ગાંધર્વો, સર્પો અને રાક્ષસો છે. એવી રીતે છમાં સગુણ જીવોનો સંગ્રહ કર્યો. તે બધાઓથી ભાંગી ન શકાય તેવું અને શાલ્વને વશ રહેનારૂં મારી ઈચ્છા પ્રમાણે ફરનારું કારણ કે તેવું ન હોય તો સમુદ્રની પેઠે મારો કોઇ પણ પુરૂષાર્થ સિદ્ધ થાય નહિ તેથી 'વાહન' માગ્યું. 'વૃષ્ણિઓને ભય પમાડનારૂં' એ વિશેષણથી વાહનના બીજા ગુણ માટે પ્રાર્થના કરે છે. ભગવાનને આ કાંઈ પણ નડનારૂં નથી. એમ વિચારી મહાદેવે પણ 'તેમ થાયો' એમ તેની માગણી સ્વીકારી.માત્ર વરદાનથી સિદ્ધ થયેલું, નિત્ય નાશ ન પામે તેવું તે વાહન જરૂરી હોવાથી મહાદેવે મયને આજ્ઞા આપી.(૬)

એમ નીચેના શ્લોકથી કહે છે.

**तथेति गिरिशादिष्टो मयः परपुरंजयः ।**
**पुरं निर्माय शाल्वाय प्रादात्सौभमयस्मयम् ।।७।।**

गिरिशादिष्ट इति । परपुरंजय इति । शत्रूणां पुरजयशीलः । स हि जानाति पुरं जेयमजेयं च । अतो यथा अजेयं तता करिष्यतीत्यर्थः । अतस्तादृशं पुरं **निर्माय शाल्वाय प्रादात्** । तस्य नामस्वरूपे आह **सौभमयस्मम**िति । सुष्ठु भा येषां ते सुभाः । तेषां सम्बन्धि पुरं सौभं उत्कृष्टलोहनिर्मितं दृढं भवति । ।।७।।

ततः कृतार्थो भूत्वा युद्धार्थं द्वारकां समागत इत्याह **स लब्ध्वे**ति ।

<u>શ્લોકાર્થ -૭ :</u> *'તેમ થાઓ' એમ મહાદેવે કહ્યું. શંકરે આજ્ઞા કરેલા શત્રુઓના પુરોને જીતનારા મયે લોઢાનું સૌભ પુર બનાવી શાલ્વને આપ્યું.(૭)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> શંકરે આજ્ઞા કરેલો હોવાથી મયે પુર બનાવી આપ્યું. કારણ કે તે જીતી ન શકાય તેવું તે પુરને જાણે છે. એવો અર્થ છે. તેથી મયે તેવુ પુર બનાવી શાલ્વને આપ્યું. સોભ એટલે લોઢાનું એ શબ્દોથી તે પુરના નામ અને સ્વરૂપ કહેલાં છે. ઉત્તમ લોઢાનું બનાવેલું મજબુત હોય છે. તેથી લોઢાનું બનાવ્યું.(૭)

પછી કૃતાર્થ થઇ યુદ્ધ કરવા દ્વારકા આવ્યો.

**स लब्ध्वा कामगं यानं तमोधाम दुरासदम् ।**
**ययौ द्वारवतीं शाल्वो वैरं वृष्णिकृतं स्मरन् ।।८।।**

**कामगं** इच्छामात्रेणैवेष्टदेशप्रापकम् । **तमोधाम** अन्धकपारप्रचुरं तस्मिन्नन्धकारस्तिष्ठतीति स न दृश्यते । **दुरासदं** च केनापि प्राप्तुमशक्यम् । एवं प्राप्तदेववरस्य भगवद्विरोध एव फलमिति । **द्वारवतीमेव ययौ** । **वृष्णिकृतं वैरं** रुक्मिणीहरणात्मकं शिशुपालवधात्मकं च पूर्वं दृष्टं श्रुतं च **स्मरन्** ।।८।।

ततो वैरेण यत्कृतवांस्तदाह **निरुध्ये**ति ।

શ્લોકાર્થ -૮ : ઈચ્છા પ્રમાણે ફરનારૂં, કોઈને ન પહોંચી શકે તેવું, અંધકારના ધામરૂપ વાહન પ્રાપ્ત કરી વૃષ્ણિએ કહેલા વૈરનું સ્મરણ કરી તે દ્વારકા આવ્યો.(૮)

ભાવાર્થ, સુબોધિનીજી : ઈચ્છેલા પ્રદેશમાં પહોંચનારૂં અંધકારના ધામરૂપ તેથી તે શાલ્વ કોઈને દેખાતો ન હતો. કોઈપણ પહોંચી ન શકે તેવું વાહન પ્રાપ્ત થયું. એવી રીતે દેવનું વરદાન પ્રાપ્ત કહેલું. ભગવાનના શત્રુપણાનું ફલ પ્રાપ્ત થયું. તેથી તે દ્વારકા ગયો. વૃષ્ણિએ કહેલું એટલે રૂક્મિણી હરણ વખતે અને શિશુપાલના વધરૂપ સ્મરણ કરતાં તે દ્વારકા ગયો.(૮)

પછી વેરને લીધે તેને જે કર્યુ તે હવે કહે છે.

**निरुध्य सेनया शाल्वो महत्या भरतर्षभ ।**

**पुरीं बभञ्जोपवनान्युद्यानानि च सर्वशः ॥९॥**

सौभामात्रं तु तस्य वरप्राप्तं सेना तु स्वाभाविक्यधिका अतस्तदा या पुरीं निरुध्य उद्यानोपवनानि सर्वशो बभञ्ज ॥९॥

ततो दुर्गमध्येऽप्युपद्रवं कृतवानित्याह सगोपुराणि द्वाराणीति ।

શ્લોકાર્થ -૯ : હે ઉત્તમ ભારત ! મોટી સેનાથી નગરીને ઘેરીને શાલ્વે સર્વ તરફથી વાડીઓ અને બગીચાઓ ભાંગવા માંડયા.(૯)

ભાવાર્થ, સુબોધિનીજી : તેને વરદાનથી માત્ર સૌભ મળેલું. સેના તો તેની પાસે પોતાની હતી. તે લઈને નગરને ઘેરીને વાડીઓ અને બગીચાઓ ભાંગવા માંડયાં.(૯)

પછી તેને કિલ્લાની અંદર પર ઉપદ્રવ કર્યો તે કહે છે.

**सगोपुराणि द्वाराणि प्रासादाट्टालतोलिकाः ।**

**विहारान्सविमानाग्र्यान्निपेतुः शस्त्रवृष्टयः ॥१०॥**

गोपुरद्वारासहितानि द्वाराण्यालक्ष्य शस्त्रवृष्टयो निपेतुरिति संवन्धः। बमञ्जेति केचित्। प्राकारा अट्टालास्तोलिकाश्च प्राकारस्था एवैताः तोलिकाश्छिद्रपङ्क्तयः यत्र स्थितैः पाषाणाः क्षिप्यन्ते। प्रतोलिका वा शोभास्थानानि। विहारान् विश्रामस्थानानि तानि विमानछयसहितानि तेषां भञ्जनार्थं तत्र स्थितपुरुषाणां पीडार्थं वा शस्त्रवृष्टयो निपेतुः। साधारणमेतद्युद्धम् ॥१०॥

दैत्ययुद्धमाह शिला द्रुमा इति।

<u>શ્લોકાર્થ -૧૦ :</u> શહેરના દરવાજાઓ સહીત દ્વારોએ લક્ષમાં રાખી શસ્ત્રોનો વરસાદ પડયા એવો વાકયનો સંબંધ છે. મહેલો, અટારીઓ, બાંકરાઓ આ મહેલોમાંજ રહેલા તે ભાગે છે. બાંકોરા એટલે છિદ્રોની હારો જેમાંથી પત્થરો ફેંકે છે. શોભાનાં સ્થાનો, આરામના સ્થાનો, તેમને ભાંગવાં અથવા તેમાં રહેતા પુરૂષોને પીડા કરવા માટે શસ્ત્રોનો વરસાદ પાડયો. આ સાધારણ યુદ્ધ કહ્યું. (૧૦)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> શહેરના દરવાજાઓ સહીત દ્વારોએ લક્ષમાં રાખી શસ્ત્રોનો વરસાદ પડયા એવો વાકયનો સંબંધ છે. મહેલો, અટારીઓ, બાંકરાઓ આ મહેલોમાંજ રહેલા તે ભાગે છે. બાંકોરા એટલે છિદ્રોની હારો જેમાંથી પત્થરો ફેંકે છે. શોભાનાં સ્થાનો, આરામના સ્થાનો, તેમને ભાંગવાં અથવા તેમાં રહેતા પુરૂષોને પીડા કરવા માટે શસ્ત્રોનો વરસાદ પાડયો. આ સાધારણ યુદ્ધ કહ્યું. (૧૦)

નીચેના શ્લોકમાં દૈત્યોએ કરેલું યુધ્ધ કહે છે.

**शिला द्रुमाश्चाशनयः सर्पाः प्रासारशर्कराः**
**प्रचण्डश्चक्रवातोभूद्रजसाच्छादिता दिशः ॥११॥**

पाषाणा वृक्षाश्च वहिरुत्पाटिताः अन्तः प्रक्षिप्ता : अशनयोऽपि तस्य वरप्राप्ता आसुरमायया अशनयोऽपि तदधीनाः तथा सर्पाश्च प्रासाशर्कराः

प्रकुष्य आसाररूपाः शर्कराः सूक्ष्मपाषाणवृष्टिं कृतवन्तः, शिला द्रुमास्तामसाः अशनयः सात्विकाः सर्पप्रासारशर्करा राजसाः। एवं त्रैविध्येन सर्व एव प्रकार उक्तः। ततः कृत्रिममाहप्रचण्डश्चक्रवातोभूदिति। भ्रमं जनयतीति भिन्नतया च निरूपितम्। चक्रवातो वात्यो रजसा रेणुसमूहेन दिशः आच्छादिताः। एवं प्राकारतन्मध्यस्थितानां क्रियाविधातकं ज्ञानविधातकं च कृतवन्त इत्यर्थः ॥११॥

तेषामुपद्रवेण जातं फलमाह इत्यर्द्यमानेति।

<u>શ્લોકાર્થ -૧૧ :</u> પથ્થરો, વૃક્ષો, વીજળીઓ, સર્પો, મોટા બિંદુઓ જેવા પાષાણોનો વરસાદ પડયો. પ્રચંડ વંટોળીયો થયો. દિશાઓ ધૂળથી ભરાઈ ગઈ.(૧૧)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> પત્થરો અને વૃક્ષો શહેરની બહાર ઉખાડીને અંદર નાખેલા વિજળીઓ પણ બહારથી અંદર નાંખેલી, વરદાનથી મળેલી અસુરોની માયાને લીધે વિજળીઓ પણ તેને આધીન હતી. તેવી રીતે સર્પો અને મોટા બિંદુઓ જેવા પાષાણોની વૃષ્ટિ કરી. પત્થરો અને વૃક્ષો તામસ છે.. વિજળીઓ સાત્વિક છે. પાષાણો રાજસ છે. એવી રીતે ત્રણ પ્રકારથી બધો પ્રકાર કહ્યો. પછી 'પ્રચંડ વંટોળીયો થયો' એમ બનાવટી કાર્ય કહેલ છે. ચક્રવાત એટલે વંટોળીયો ધૂળના સમુહથી દીશાઓ ભરાઈ ગઈ. એવી રીતે ક્રિયાઓ અને જ્ઞાનનો નાશ કરનારૂં કાર્ય કર્યું એવો અર્થ છે.(૧૧)

તેઓના ઉપદ્રવથી થયેલું ફ્લ હવે કહે છે.

**इत्यर्द्यमाना सौभेन कृष्णस्य नगरी भृशम्।**
**नाभ्यपद्यत शं राजंस्त्रिपुरेण यथा मही ॥१२॥**

सौभेनाधमेन पीड्यमाना अतदर्हा यतः कृष्णनगरी अतिसुकुमारी शं नाभ्यपद्यत निरोधत्वात् न भक्तिमार्गविरुद्धं वर्णनम्। राजन्निति विश्वासार्थम्। पीडाया इयत्तां वक्तुं दृष्टान्तमाह त्रिपुरेण यथा महीति ॥१२॥

एवं महादेवप्रीत्यर्थं तस्योत्कर्षमुक्त्वा सर्वथा भग्नोपाय एव भगवत्परो भवतीति उपायान्तरं दूरीकर्तुं प्रद्युम्नादीनां रक्षार्थं युद्धमाह प्रद्युम्नेति ।

<u>શ્લોકાર્થ -૧૨ :</u> *હે રાજન ! એવી રીતે સૌભથી ઘણી પીડાતી શ્રીકૃષ્ણની નગરી, ત્રિપુરે પીડેલી પૃથ્વીની પેઠે સુખ પામી નહિ.(૧૨)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> એવી રીતે અધમ શાલ્વથી પીડાતી દ્વારકા તેવી પીડાને યોગ્ય ન હતી. કારણ કે શ્રીકૃષ્ણની નગરી ઘણી સુકુમાર હતી. પીડવાથી તે સુખ પામી નહિ. હે રાજન ! એ સંબોધન રાજાને વિશ્વાસ રહે તે માટે છે. 'ત્રિપુરે પીડેલી પૃથ્વીની પેઠે' એવું દષ્ટાંત પીડાનું પરિણામ કહેવા કહેલું છે.(૧૨)

મહાદેવ પ્રસંન્ન થાય તે માટે એવી રીતે સરસાઇ કહીને સંપૂર્ણ રીતે જે ઉપાય વિનાનો થાય તેજ ભગવાનમાં આસક્ત થાય છે. તેથી બીજા ઉપાયનો નાશ કરવા હવે યુદ્ધનું વર્ણન કરે છે.

**प्रद्युम्नो भगवान्वीक्ष्यबाध्यमाना निजाः प्रजाः।**
**मा भैष्टेत्य भ्ययाद्वीरो रथारूढो महायशा : ।।१३।।**

तस्यः प्रथमतो गमने हेतुर्भगवानिति । भगवत्तात्स्वरूपज्ञान-मुपायज्ञानं च निजाः प्रजा इति रक्षाभिनिवेशार्थमुक्तम् । आदौ मनसा रक्षां विचारितवान् । ततो वचनेनाप्याह मा भैष्टत्यभयात् मुखतो मा भैष्टेत्युक्त्वा पश्चाद्रथेन युद्धदेशमभ्ययात् इत्यर्थः।।१३।।

<u>શ્લોકાર્થ -૧૩ :</u> *પોતાની પ્રજાને પીડાતી જોઇને ઘણા યશસ્વી વીર ભગવાન પ્રદ્યુમ્ન 'ભય ન પામો' એમ કહી, રથમાં બેસી દોડી આવ્યા.(૧૩)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> તે પ્રદ્યુમ્ન પહેલાં યુદ્ધ કરવા ગયા તેનું કારણ 'ભગવાન' શબ્દથી કહેલું છે. તે ભગવાન હોવાથી શાલ્વના સ્વરૂપનું જ્ઞાન હતું. અને ઉપાયનું જ્ઞાન હતું. 'પોતાની પ્રજાને' એમ રક્ષણ કરવાની તીવ્ર ઈચ્છા જણાવવા કહેલું છે. આરંભમાં મનથી તેનું રક્ષણ કરવાનો વિચાર કર્યો. પછી વચનથી પણ 'ભય ન પામો' એમ કહી દોડી આવ્યા. મુખથી

'ભય ન પામો' એમ કહીને પછી રથ વડે યુદ્ધ પ્રદેશમાં દોડી આવ્યા.(૧૩)

**सात्यकिश्चारुदेष्णश्च साम्बोऽक्रूरः सहानुजः।**
**हार्दिक्यो भानुविन्दश्च गदश्च शुकसारणौ ॥१४॥**

तथा सात्यकिरपि चारुदेष्णः प्रद्युम्नभ्राता, अक्रुरो भ्रातृसहितः हार्दिक्यादयो यादवाः गदादयो भ्रातरः। शुकसारणौ दूतौ परं भ्रातरौ ॥१४॥

**अपरे च महेष्वासा रथयूथपयूथपाः।**
**निर्ययुर्दंशिता गुप्ता रथेभाश्वपदातिभिः ॥१५॥**

अपरे च यादवाः महेष्वासाः धनुर्धरा रथयूथपानामपि यूथपाः दंशिताः रथादिभिर्वेष्टिता निर्ययुः । फलप्रकरणत्वाल्लौकिकी भाषा फलं सर्वत्रानचुभवसिद्धत्वाल्लौकिकमेव । अतः स्वतो महान्तः साधनसहिता युद्धार्थं निर्गता इति स्वतः प्रतीकारार्थं प्रवृत्तिः तद्भगवान् दूरीकरिष्यति । लौकिकी भाषेयमिति न पूर्वविरोधः। बलभद्रो विद्यमानोऽपि महादेवप्रेरितोऽयमित्युपेक्षित इति केचित् क्वचिदन्यत्र गत इति च ॥१५॥

तत उभयोः शूरत्वख्यापनाय युद्धं वर्णयति ततः प्रववृते युद्धमिति।

<u>શ્લોકાર્થ-૧૪-૧૫:</u> *સાત્યકિ અને ચારૂદેષ્ણ, સાંબ અને ભાઈઓ, અક્રુર હાર્દિક્ય, અને ભાનુવિંદે, ગદ અને શુક અને સારણ અને બીજા ધનુષ્યધારીઓ રથોની સેનાનું રક્ષણ કરનારાઓના પણ સેનાપતિઓ કવચ ધારણ કરી, રથ, હાથી, અશ્વ અને સૈનિકોથી રક્ષાતા બહાર નીકળ્યા.(૧૪-૧૫)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> તેવી રીતે સાત્વકિ પ્રદ્યુમ્નનો ભાઇ ચારૂદેષ્ણ, ભાઈઓ સાથે અક્રુર હાર્દિક્ય વિગેરે યાદવો, ગદ વિગેરે ભાઈઓ બહાર નીકળ્યા.શુક અને સારણ દૂતો હતા.

બીજા ધર્નુધારી યાદવો, રથોની સેનાનું રક્ષણ કરનારાઓના પણ સેનાપતિઓ કવચ પહેરી બહાર નીકળ્યા.આ ફલ પ્રકરણ હોવાથી લૌકિક ભાષા છે. ફલ સર્વ સ્થલે અનુભવથી સિદ્ધ થતું હોવાથી લૌકિક જ હોય છે.

તેથી શૂરવીરો પોતે સાધનો સાથે યુદ્ધ કરવા માટે બહાર નીકળ્યા. પોતાની મેળે રક્ષણના ઉપાય કરવાની પ્રવૃત્તિ થઈ તે ભગવાન અટકાવશે. આ લૌકિક ભાષા હોવાથી પહેલાં કહેલ તેની સાથે વિરોધ નથી. બલદેવ દ્વારકામાં હાજર હોવા છતાં 'અને મહાદેવે પ્રેરણા કરેલી છે.' એમ વિચારી તેમણે તેની દરકાર કરી નહિ. એમ કેટલાક કહે છે. કેટલાક એમ કહે છે કે તે હાજર ન હતા.(૧૪-૧૫)

પછી બંને પક્ષનું શૂરવીરપણું જણાવવા યુદ્ધનું વર્ણન કરે છે.

**ततः प्रववृते युद्धं शाल्वानां यदुभिः सह ।**
**यथासुराणां विबुधैस्तुमुलं लोमहर्षणम् ॥१६॥**

शाल्वानामिति बहुवचनं प्राणभृन्नयायेन प्रधानव्यपदेशन्यायेन वा। उमयेषां युद्धे दार्ढ्यमाह यथासुराणां विबुधैरिति । असुराणां यथा दैवैस्तुमुलमधिकं लोमहर्षणं प्रचण्डप्रहारयुक्तम्। यस्मिन् श्रुते रोमाञ्चो भवति॥१६॥

ततो मायया तैर्या विभीषिका प्रदर्शिता तां प्रद्युम्नो निवारितवानित्याह **ताश्चसौ भपतेर्माया इति।**

શ્લોકાર્થ -૧૬ : પછી જેમ અસુરોનું દેવો સાથે રૂંવાડાં ઉભા કરે તેવું ઘણું યુદ્ધ થયેલું તેવું શાલ્વોનું યાદવો સાથે થવા લાગ્યું.(૧૬)

ભાવાર્થ, સુબોધિનીજી : બલનું પોષણ કરનારનું નામ આપવું એવા નિયમ પ્રમાણે 'શાલ્વોનું' એમ બહુવચન યોજેલું છે. જેમ 'અસુરોનું દેવો સાથે' એ શબ્દોથી બંનેની યુદ્ધમાં દઢતા કહેલી છે. જેમ અસુરોનું દેવો સાથે તુમુલ યુદ્ધ થયું. રૂવાડશં ઉભાં કરે એવું પ્રચંડ પ્રહારવાળું યુદ્ધ થયેલું તેવું શાલ્વોનું યાદવો સાથે થયું. (૧૬)

પછી તેઓએ માયાથી જે ત્રાસ દેખાડેલ તેનું પ્રદ્યુમ્ને નિવારણ કર્યું એમ નીચેના શ્લોકથી કહે છે.

**ताश्च सौभपतेर्माया दिव्यास्त्रै रुक्मिणीसुतः ।**
**क्षणेन नाशयामास नैशं तम इवोष्णगुः ॥१७॥**

दिव्यास्त्रैराग्नेयादिभिः नारायणास्त्रेण पाशुपतेन वा मूले छेदमकृत्वा अर्धप्राकृतबुध्धा युद्धं करोतीति अपरितोषेणाऽऽह रुक्मिणीसुत इति । यदर्थं कृतवान् तज्जातमित्याह क्षणेन नाशयामासेति । नैशं तमो रात्रेः संबन्ध्यन्धकारः सूर्यस्य सहजनिराकार्यः । तेन निरायासेन निराकरणमुक्तम् ॥१७॥

ततो विशेषयुद्धमाह विव्याध पञ्चविंशंत्येति ।

*શ્લોકાર્થ -૧૭ : અને સૌભપતિની તે માયાઓનો જેમ સૂર્ય રાત્રીના અંધકારનો નાશ કરે તેમ રૂક્મિણના પુત્રે એક ક્ષણમાં દિવ્ય અસ્ત્રોથી નાશ કર્યો.(૧૭)*

ભાવાર્થ, સુબોધિનીજી : દિવ્ય અસ્ત્રોથી અને નારાયણ અસ્ત્રોથી અથવા પાશુપત અસ્ત્રથી મૂલથી નાશ ન કરતાં અડધી લૌકિક બુદ્ધિથી પ્રદ્યુમ્ન યુદ્ધ કરતો હતો.તેથી તેના યુદ્ધથી સંતોષ ન થવાથી 'રૂક્મિણીના પુત્રે' એ શબ્દ યોજેલ છે. 'એક ક્ષણમાં નાશ કર્યો' એ શબ્દોથી દિવ્ય અસ્ત્રોનો પ્રયોગ કરેલો તે સિદ્ધ થયું એમ કહેલું છે.

રાત્રીના સંબંધવાળો અંધકાર સૂર્યથી તુર્ત કુદરતી રીતે દૂર કરવાનો છે. તેથી પ્રયાસ વગર માયાઓનો નાશ કર્યો. (૧૭)

અમુક પુરૂષો સાથે કરેલું યુદ્ધ હવે કહે છે.

**विव्याध पञ्चविंशत्या स्वर्णपुङ्खैरयामुखैः ।**
**शाल्वस्य ध्वजिनीपालं शरैः सन्नतपर्वभिः ॥१८॥**

पञ्चविंशतितत्त्वात्मकाः सर्वे सर्वभावेन विद्धा इति ज्ञापयितुं शाल्वस्य ध्वजिनीपालं सेनापतिं शरैर्विव्याध । सुवर्णपुङ्खैरिति प्रत्यञ्चातः शीघ्रनिर्गमनार्थं । अयोमुखैरिति उत्तमवेधार्थं । मध्ये शराः सन्नतपर्वाण : ॥१८॥

શ્લોકાર્થ -૧૮ : તેમને શાલ્વના સેનાપતિને, સુર્વાણના પુંખવાળા લોઢાના મુખવાળા, નીચી ગાંઠવાળા પચીસ બાણોથી વીંધ્યો.(૧૮)

ભાવાર્થ, સુબોધિનીજી : પચીસ તત્વોરૂપ બધા શાલ્વો સંપૂર્ણરીતે વીંધયા. 'શાલ્વના સેનાપતિને બાણથી વીંધ્યો' દોરીથી તરત જ બાણ નીકળે તે માટે 'સુર્વાણના પુંખવાળા' અને ઉત્તમ પ્રકારે વીંધે તે માટે લોઢાના મુખવાળા કહેલા છે. બાણો વચમાં નીચી ગાંઠવાળા હતા.(૧૮)

**शतेनाताडयच्छाल्वमेकैकेनास्य सैनिकान् ।**
**दशभिर्दशभिर्नेतृन्वाहनानि त्रिभिस्त्रिभिः ॥१९॥**

**ततः शतेन शाल्वमताडयत् । एकैकेन चास्य सैनिकान् दशभिः सारथीन् अश्वांस्त्रिभिस्त्रिभिः ॥१९॥**

एवमेकेन सर्वेषां प्रहारः अत्याश्चर्यत्वात् शत्रुभिरपि स्तुत इत्याह तत्तस्येति ।

શ્લોકાર્થ -૧૯ : એક સો બાણોથી શાલ્વ પર, એક એકથી તેના સૈનિકો પર, દશ દશથી સારથિઓ પર, ત્રણ ત્રણથી વાહનો પર પ્રહાર કર્યા.(૧૯)

ભાવાર્થ, સુબોધિનીજી : પછી એકસો બાણથી શાલ્વ પર પ્રહાર કર્યો. અને એકથી એના સૈનિકો પર, દશથી સારથિ પર, અને ત્રણ ત્રણ બાણથી અશ્વો ઉપર પ્રહાર કર્યો. (૧૯)

એવી રીતે એક પુરૂષ સર્વના પર પ્રહાર કરે તે ઘણું જ આશ્ચર્યકારક હોવાથી શત્રુઓએ પણ તેની પ્રશંસા કરી.

**तत्तस्य चाद्भुतं कर्म प्रद्युम्नस्य महात्मनः।**
**दृष्ट्वा तं पूजयामासुः सर्वे स्वपरसैनिकाः ॥२०॥**




**अद्भुतमाश्चर्यकरं मन्त्रसामर्थ्यात्पितृसामर्थ्याद्वा एतदिति पक्षं वारयति महा त्मन इति । स्वयमेव महानुभावः। अत एवाश्चर्यम् । स्वस्य परस्य शत्रोश्च सैनिकाः ॥२०॥**

ततः शाल्वं स्वयं युद्धं करिष्यतीति वक्तुं तस्य स्वरूपमाह **बहुरूपैकरूपमिति।**

*શ્લોકાર્થ -૨૦ : તે મહાત્મા પ્રદ્યુમ્નનું તે આશ્ચર્યકારક કર્મ જોઈને પોતાના અને શત્રુના બધા સૈનિકોએ પ્રશંસા કરી.(૨૦)*

ભાવાર્થ, સુબોધિનીજી : અદભૂતમ એટલે આશ્ચર્યકારક. મંત્રની શક્તિને લીધે અથવા પિતાની શક્તિને લીધે આ કાર્ય તેને કર્યું હશે એવો 'મહાત્મા' શબ્દથી ખોટો હોવાનું કહે છે. પોતે ઘણા પ્રભાવવાળો હતો. પોતાના અને શત્રુના સૈનિકોએ પ્રશંસા કરી.(૨૦)

પછી શાલ્વ પોતે યુદ્ધ કરશે એમ કહેવા તેનું સ્વરૂપ નીચેના શ્લોકથી કહે છે.

**बहुरूपैकरूपं तद्दृश्यते न च दृश्यते ।**
**मायामयं मयकृतं दुर्विभाव्यं परैरभूत् ॥२१॥**

कदाचिद्बहुरूपं अनेकरूपं दृश्यते कदाचिदेकरूपं कदाचिद् दृश्यते कदाचिन्न दृश्यते इति प्रमाणप्रमेययोरपि वैलक्ष्यमुक्तम्। तत्र हेतुः **मायामयमिति** । तर्हि दिव्यास्त्रेण नाशं वास्यतीत्यत आह **मयकृतमिति।** तर्ह्यन्यैस्तादृशैः सूक्ष्मेक्षिकया तन्नाशोपायो ज्ञातो भविष्यतीत्याशक्याह **परैरन्यैर्दुर्विभाव्यं तर्कितुमशक्यम-भूदित्यर्थः ॥२१॥**

तस्य देशोऽपि दुर्लक्ष्य इत्याह **क्वचिद्भूमाविति।**

*શ્લોકાર્થ -૨૧ : મયે બનાવેલું માયામય તે વિમાન ઘણા રૂપવાળું અને એકરૂપવાળું, કોઈવાર દેખાતું અને કોઈવાર ન દેખાતું. બીજાઓથી જાણી શકાય નહિ તેવું હતું.(૨૧)*

ભાવાર્થ, સુબોધિનીજી : કોઈવાર તે રૂપવાળું દેખાતું, કોઈવાર એકરૂપવાળું દેખાતું. કોઈવાર એકરૂપવાળું દેખાતું. કોઈવાર દેખાતુ અને કોઈવાર ન દેખાતું એમ પ્રમાણ અને પ્રમેયનો પણ વિરોધ કરેલો છે.

તેમ થવામાં કારણ 'માયામય' વિશેષણ કહેલું છે.

ત્યારે 'દવ્ય અસ્ત્રોથી તેનો નાશ થશે' એમ ધારવામાં આવે તેથી 'મયે બનાવેલું' વિશેષણ કહેલું છે.

ત્યારે બીજાએ સુક્ષ્મ દષ્ટિથી તેનો ઉપાય જાણેલો હશે એવી શંકા થાય તેથી કહે છે કે બીજાઓથી જાણી શકાય નહી તેવું' તે હતું એવો અર્થ છે.(૨૧)

તેનું સ્થળ પણ જાણી શકાય તેવું ન હતું તે કહે છે.



**क्वचिद्भूमौ क्वचिद्व्योम्नि गिरिमूर्ध्नि जले क्वचित् ।**
**अलातचक्रवद्भ्राम्यत्सौभं तद्दुरवस्थितम् ॥२२॥**

लक्ष्यं दृष्ट्वा पश्चाच्छस्त्रप्रयोगः। तत् स्थिरे चरे च भवति । चरे च लक्ष्यभूमिः ज्ञातुं शक्यां भवति । अस्य तु सर्वमेवाशक्यमिति क्षणमात्रव्यवधानेऽपि विरुद्धदेशान् वर्णयति आकाशभूम्योरतिव्यवधानम् । एवं गिरिमस्तकजलयोरपि अलातचक्रवद्भ्राम्यच्च भवति तेनाविद्यमानस्थलेऽपि दृश्यत इति, तन्निराकरणार्थं न शस्त्रप्रयोगः कर्तुं शक्यः। केनचिन्मन्त्रादिना तथात्वे तत्प्रतीकारेण प्रतिकर्तव्य इति शङ्कां वारयति तत्सौभं स्वभावत एव दुरवस्थितमिति ॥२२॥

एवं माहात्म्यमुक्त्वा तादृशमपि यादवैः निराक्रियत इत्याह यत्र यत्रेति ।

*શ્લોકાર્થ -૨૨ : કોઈવાર ભૂમી ઉપર અને કોઈવાર જલમાં એમ અલાતચક્રની પેઠે ભમતું તે સૌભ ઘણું અસ્થિર હતું.(૨૨)*

ભાવાર્થ, સુબોધિનીજી : નિશાન જોઈને શસ્ત્રનો પ્રયોગ થાય. નિશાન સ્થિર અથવા ફરતું હોય તો તે થાય. ફરતું હોય ત્યારે તેની જગ્યા જાણી શકાય તેવી હોય છે. આના સંબંધમાં તો બધું અશક્ય હતું. એક ક્ષણનો પણ અંતરાય થતાં તેના વિરૂદ્ધ સ્થળોનું વર્ણન કરે છે. આકાશ ને ભૂમી વચ્ચે ઘણો અંતરાય છે. એવી રીતે પર્વતની ટોચ અને જલની વચ્ચે ઘણો અંતરાય છે. તે અલાતચક્રની માફક ફરતું હતું. તે ન હોય તેવા સ્થળે જોવામાં આવતાં તેની તેનો નાશ થઈ શકતો નહિ. કોઈપણ મંત્ર વડે પણ તેના નાશનો ઉપયોગ

કરવો એવી શંકા 'તે સૌભ સ્વભાવથી અસ્થિર' એ શબ્દોથી દૂરકરે છે.(૨૨)

એ પ્રમાણે સૌનું મહાત્મ્ય કહીને તેવાને પણ યાદવો નિષ્ફલ કરે છે તે નીચેના શ્લોકથી કહે છે.

**यत्र यत्रोपलक्ष्येत ससौभः सहसैनिकः ।**
**शाल्वस्ततस्ततोमुञ्चन् शरान्सात्वतयूथपाः॥२३॥**

उपलक्षणविधयापि यत्र प्रतीयेत ससौभः सशाल्वः सैनिकसहितश्च ततः सात्वतयूथपाः शरानमुञ्चन् । तत इति तस्माद्देशाच्छाल्वस्य गमनं सूचयति। अन्यथा तत्र तत्रेत्युक्तं स्यात् ॥२३॥

एवं सर्वतः शरप्रक्षेपे सूक्ष्मोपि गन्तव्यदेशो रुद्ध इति सौभं सैनिकाश्च शाल्वस्य पीडिता जाता इत्याह शरैरग्न्यर्कसंस्पर्शैरिति ।

*શ્લોકાર્થ - ૨૩: સૌભ સાથે અને સૈનિકો સાથે જેવો જ્યાં શાલ્વ જોવામાં આવતો ત્યાં ત્યાં યાદવોના સેનાપતિઓ બાણો ફેંકતા.(૨૩)*

ભાવાર્થ, સુબોધિનીજી : તે શાલ્વ સૌભ સાથે અને સૈનિકો સાથે જ્યાં જોવામાં આવતો ત્યાં યાદવોના સેનાપતિઓ બાણો ફેંકતા. 'ત્યાં' એ શબ્દ શાલ્વ તે સ્થળેથી ગયા તે સૂચવે છે તેમ ન હોત તો તે તે સ્થળે એમ કહ્યું હોત.(૨૩)

એવી રીતે સર્વ સ્થળે બાણો ફેંકવામાં આવતાં, જવાનું સૂક્ષ્મ સ્થળ પણ બાણોથી ઘેરાઇ ગયેલ હોવાથી સૌભને અને શાલ્વના સૈનિકોને ઇજા થઇ એમ નીચેના શ્લોકથી કહે છે.

**शरैरग्न्यर्कसंस्पर्शैराशीविषदुरासदैः।**
**पाट्यमानपुरानीकः शाल्वोऽमुह्यत्परेरितैः ॥२४॥**

स्पर्शे अग्न्यर्काभ्यां तुल्यता । पर्यवसाने आशीविषतुल्यता । अत एव दुरासदैः अप्रतीकार्यैः शरैः पाट्यमानं पुरमनीकाः सैनिकाश्च यस्य एतादृशः

शाल्वः अमुह्यत् । तर्हि पलायनं तेषां प्रार्थना वा कर्त्तव्येति तत्राह परेरितैः । शत्रुप्रेरिता एते बाणाः अतः शत्रुजयो मरणं वा उपायः नान्य इति मोहं प्राप्तवान् ॥२४॥

एवं यादवानां पौरुषमुक्त्वा शाल्वस्य सैनिकानामपि पौरुषमाह तुल्यत्वाय शाल्वानीकपशस्त्रौघैरिति ।

શ્લોકાર્થ-૨૪ : શત્રુઓએ નાખેલાં અગ્નિ અને સૂર્ય જેવા સ્પર્શવાળા અને સર્પના જેવા, ઉપાયો થઈ ન શકે તેવા બાણોથી જેનું વિમાન અને સૈનિકો હણાતાં હતાં. તેવા શાલ્વ મોહ પામ્યો. (૨૪)

ભાવાર્થ, સુબોધિનીજી : બાણો સ્પર્શમાં અગ્નિ અને સૂર્યની સમાન હતા. પરિણામોમાં સર્પ જેવાં હતાં. તેથી ઉપાય ન થઈ શકે એવા બાણોથી હણાતાં હતાં એવો શાલ્વને મોહ થયો. ત્યારે 'નાસી જવું જોઈએ અથવા શત્રુઓની પ્રાર્થના કરવી જોઈએ' એવી શંકા થાય તેથી 'શત્રુઓના નાખેલાં' એ વિશેષણ યોજેલું છે. આ બાણો શત્રુઓએ નાખેલાં હતાં. શત્રુઓ ઉપર વિજય અગર મરણ તેજ બચવાનો ઉપાય હતો. બીજો ઉપાય ન હતો. તેથી શાલ્વ મોહ પામ્યો. (૨૪)

એમ યાદવોનું પુરૂષાતનનું વર્ણન કરી શાલ્વના સૈનિકો તેઓની સમાન હતા એમ નીચેના શ્લોકથી કહે છે.

**शाल्वानीकपशस्त्रौघैर्वृष्णिवीरा भृशार्दिताः ।**
**न तत्यजू रणं स्वं लोकद्वयजिगीषवः ॥२५॥**

शाल्वस्याप्यनीपकाः सेनारक्षकाः तेषां च शस्त्रौघाः तैः सर्वशः पीडिता अपि वृष्णिवीराः स्वं स्वं न तत्यजुः । अनेन भागक्लृप्तया युद्धं जायत इति लक्ष्यते । अपरित्यागे हेतुः लोकद्वयजिगीषव इति । जये मरणे वा इहलोके कीर्तिः परलोके स्वर्ग इति अतो लोकद्वयजयार्थमपरित्यागः ॥२५॥

एवं साधारणयुद्धमुक्त्वा प्रधानयुद्धमाह शाल्वामात्य इति ।

*શ્લોકાર્થ-૨૫ : શાલ્વના સેનાપતિઓના શસ્ત્રોના સમુહથી ઘણા પીડાયેલા યાદવવીરો બંને લોકને પ્રાપ્ત કરવાની ઈચ્છાવાળા હોઈ પોતાના સ્થાનો તજતા ન હતા.(૨૫)*

ભાવાર્થ, સુબોધિનીજી : શાલ્વના સેનાપતિઓ અને તેઓના શસ્ત્રોનો સમુહ તેમનાથી પીડાયેલા હોવા છતાં યાદવવીરો પોત પોતાના યુદ્ધના સ્થાનને તજતા ન હતા.એથી એમ જણાય છે કે સ્થળની યોજના પ્રમાણે યુદ્ધ થતું. 'બંને લોકની પ્રાપ્ત કરવાની ઈચ્છાવાળા' એ વિશેષણથી કહેલું છે કે વિજય થતાં આ લોકમાં કિર્તિ અથવા મરણ થતાં પરલોકમાં સ્વર્ગ પ્રાપ્ત થાય. તેથી બેને લોક પ્રાપ્ત કરવા યુદ્ધનું સ્થાન તજતા ન હતા.(૨૫)

એવી રીતે સામાન્ય સૈનિકોનું યુદ્ધ કરીને મુખ્ય યુદ્ધનું વર્ણન નીચેના શ્લોકથી કહે છે.

**शाल्वामात्यो द्युमान्नाम प्रद्युम्नं प्राक् प्रपीडितः ।**
**आसाद्य गदया मौर्व्या व्याहत्य व्यनदद्बली ॥२६॥**

अमात्यो मुख्यमन्त्री शाल्वतुल्यः नाम्ना द्युमान् कान्तियुक्तश्च पूर्वं प्रद्युम्नात्पीडितः सन् आसाद्य निकटे आगत्य मौर्व्या कृष्णलोहनिर्मितया तृणविशषवद्धया वा गदया व्याहत्य ताडयित्वा व्यनदच्छन्दं कृतवान् । जितं जितमिति । यतो बली गदायां बलं प्रधानं तेन महती पीडा जातेति सूचितम् ॥२६॥

ततो यज्जातं तदाह तं द्युमदिति ।

*શ્લોકાર્થ-૨૬ : પહેલાં પીડા પામેલા ધુમાન નામના શાલ્વના બલવાન અમાત્યે પ્રદ્યુમ્ન પાસે આવી તેમને લોઢાની ગદાથી પ્રહાર કરી ગર્જના કરી.(૨૬)*

ભાવાર્થ, સુબોધિનીજી : અમાત્ય એટલે મુખ્ય મંત્રી.શાલ્વની સમાન હતો. તેનું નામ દ્યુમાન હતું. પહેલાં પ્રદ્યુમ્નથી પીડા પામેલો હોઈ તેમની

પાસે આવી કાળા લોઢાની બનાવેલી અથવા મૂર્વા ઘાસથી બાંધેલી ગદાથી ગર્જના કરી.કારણ કે તે બલવાન હતો. ગદામાં બલ મુખ્ય છે. તેનાથી પ્રદ્યુમ્નને ઘણી પીડા થઇ એમ સૂચવેલું છે.(૨૬)

**तं द्युमद्गदया शीर्णवक्षस्थलमरिंदमम् ।**

**अपोवाह रणात्सूतो धर्मविद्दारुकात्मजः ॥२७॥**

शरीरस्यैव महती पीडा जाता । यः कश्चनात्रापकर्षः स सर्वोऽपि महादेवसन्माननार्थः । द्युमतः प्रसिद्धस्य गदया शीर्णं वक्षस्थलं यस्येति । स्वभावतोऽप्यप्रयोजकत्वं वारयति अरिंदममिति । तदा रणस्थानात् तस्य सूतः अपोवाह दूरे नीतवान् । सोऽपि शत्रुपक्षपातीति शङ्काव्युदासार्थमाह दारुकात्मज इति । तस्य भयान्नयनं वारयति धर्मविदिति ॥२७॥

ततः किं जातमित्याकाङ्क्षायामाह लब्धसंज्ञो मुहूर्तेनेति ।

શ્લોકાર્થ -૨૭ : દ્યુમાનની ગદાથી ચીરાયેલા વક્ષસ્થળવાળા શત્રુને પીટનારા તેને ધર્મ જાણનાર સારથિ દારૂકનું પુત્ર યુદ્ધભૂમીમાંથી દૂર લઇ ગયો.(૨૭)

ભાવાર્થ, સુબોધિનીજી : પ્રદ્યુમ્નના શરીરને ઘણી પીડા થઈ. આ બધું મહાદેવનું સન્માન કરવાના પ્રયોજનથી થયેલી છે. તેની ગદાથી પ્રદ્યુમ્નની છાતીનું વક્ષસ્થળ ચીરાયું હતું. પરંતુ તે નમાલો ન હતો એમ 'શત્રુને પીડનાર' વિશેષણથી કહેલું છે. તેનો સારથિ યુદ્ધભૂમીમાંથી તેને દૂર લઇ ગયો. 'દારૂકનો પુત્ર' એમ કહેલ છે. 'ધર્મ જાણનાર' એ વિશેષણથી તેમને ભયને લઇને લઇ ગયો ન હતો.(૨૭)

પછી જે થયું તે નીચેના શ્લોકથી કહે છે.




**लब्धसंज्ञो मुहूर्तेन कार्ष्णिःसारथिमब्रवीत् ।**

**अहो असाध्विदं सूत यद्रणशन्मेऽपसर्पणम् ॥२८॥**

मुहूर्तमात्रं मूर्च्छितः प्रद्युम्नस्य रुक्मिणीपुत्रत्वात् मातुलादिपक्षपाताद्वा ।

ततो भगवदनुग्रहात् मुहूर्तानन्तरं **लब्धसंज्ञः** यतः **कार्ष्णिः** कृष्णपुत्रः अग्रे सारथिं दृष्ट्वा अनभिप्रेत पलायनमिति **बोधयन्नब्रवीत्**। **अहो** इति तस्य तिरस्कारवचनम्। इदं **ममापसपर्ण अत्यन्तमसाधु** सर्वत्र निन्दितम्। **सूतेति** संबोधनं परिज्ञानार्थम्॥२८॥

ननु लोके पलायमाना अपि शूरा दृश्यन्ते तत्राह न यदूनां कुले जात इति।

<u>શ્લોકાર્થ-૨૮:</u> *એક મુહુર્ત પછી ભાનમાં આવેલા શ્રીકૃષ્ણપુત્રે સારથિને કહ્યું કે અરર! હે સારથિ! આ મારૂં જે યુદ્ધભૂમીમાંથી દૂર જવું તે નિંદીત છે. (૨૮)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> પ્રદ્યુમ્ન રૂક્મિણનો પુત્ર હોવાથી તે એક મુર્હુત મૂચ્છાંમાં રહ્યો. પછી ભગવાનની કૃપાને લીધે એક મુર્હુત પછી તે ભાનમાં આવ્યો. કારણ કે તે શ્રીકૃષ્ણનો પુત્ર હતો. પોતાની આગળ સારથિને જોઈને, યુદ્ધભૂમીમાંથી પલાયન ઈચ્છવા યોગ્ય નથી એવો તેને બોધ આપતાં અરર! એ તિરસ્કાર દર્શાવનારૂં વચન છે. આ મારૂં દૂર જવું ઘણું જ સર્વ સ્થળે નિંદીત છે. હે સારથિ! એવું સંબોધન તે વાત જાણે તે માટે કહેલું છે.(૨૮)

લોકમાં યુદ્ધભૂમીમાંથી નાસી જનારાઓ પણ શૂરવીરો જોવામાં આવે છે. એવી શંકામાં નીચેના શ્લોક કહે છે.

**न यदूनां कुले जातः श्रूयते रणविच्युतः।**
**विना मां क्लीबचित्तेन प्राप्तकल्मषात् ॥२९॥**

**रणविच्युत** इति। रणस्थानादपसरणं न श्रुतपूर्वं मरणं वा जयो वेति न तृतीयः पक्षः। नन्वद्य चेज्जातः तदापि व्याप्तिर्भग्नैवेत्याशङ्क्याह **विना मां क्लीबचित्तेन सूतेनेति**। अहमेवैकः साऽपि सूतेन तथा जातः सूतोपि अद्यैव तथा ज्ञातः **क्लीबचित्त** इति। अतः **प्राप्तकल्मषोऽहम्**॥२९॥

ननु किमेतावता तत्राह **किं नु वक्ष्य** इति।

<u>શ્લોકાર્થ -૨૯ :</u> *ભયભીત ચિત્તવાળા સારથિએ, જેને કલંક લગાડેલ છે*

*તેવા મારા વિના યદુના કુલમાં જન્મેલો કોઈ યુદ્ધભૂમીમાંથી નાઠાનું સાંભળવામાં આવેલ નથી. (૨૯)*

ભાવાર્થ, સુબોધિનીજી : 'યુદ્ધભૂમીમાંથી નાઠાનું' એ શબ્દથી યુદ્ધભૂમીમાંથી નાઠાનું પહેલાં સાંભળવામાં આવ્યું નથી. મરણ અથવા વિજય એ સિવાય ત્રીજી સ્થિતિ હોતી નથી. હમણાં ત્રીજી સ્થિતિ થઈ ત્યારે નિયમનો ભંગ થયો એવી શંકા થાય તેથી 'ભયભીત ચિત્તવાળા સારથિએ' મારા વિના એ શબ્દો યોજેલ છે. હું એકલો જ નાઠું છુ. તે પણ સારથિને લીધે તે પણ ભયભીત ચિત્તવાળો છે. એમ આજે જ જાણવામાં આવ્યું તેથી મને કલંક લાગ્યું. (૨૯)

આટલું કહેવાનું શું પ્રયોજન? એવી શંકા થાય તેથી નીચેનો શ્લોક કહે છે.

**किं नु वक्ष्येऽभिसंगम्य पितरौ रामकेशवौ ।**
**युद्धाद्धर्म्यादपक्रान्तः पृष्टस्तत्रात्मनः क्षमम् ॥३०॥**

**पितरौ रामकेशवावभिसंगम्य । नु इति वितर्के किं वक्ष्ये । वचने प्रकारः कोऽपि नास्तीति । ननु प्रहार एव वर्तते तत्राह युद्धाद्धर्म्यादक्रान्त इति । धर्मादनपेतं युद्धं अतस्तस्मादपक्रमः अधर्मो भवति । तर्हि तूष्णीं स्थातव्यमिति चेत्तत्राह पृष्ट इति । तर्हि अशक्तिर्वक्तव्येति चेत् आत्मनः क्षममिति । न हि मया अशक्तिर्वक्तुं शक्या ॥३०॥**

एवमलौकिकपुरुषार्थानुक्त्वा लौकिकं व्यवहारमाह कुर्वन्तं विग्रहं . **कैश्चिदिति।**

*શ્લોકાર્થ -30 : ધર્મયુદ્ધમાંથી નાઠેલો હું પિતા બલભદ્ર અને કેશવ પાસે જઈને તે પૂછે તો મારૂં શું સામર્થ્ય કહીશ? (30)*

ભાવાર્થ, સુબોધિનીજી : પિતા બલભદ્ર અને કેશવ પાસે જઈને શું કહીશ? શું કહીશ? એ શબ્દથી એમ જણાવેલું છે કે કહેવાનો કોઈ પણ પ્રકારથી નથી.

'પ્રહાર જ વક્ષસ્થળ પર છે' એવી શંકા થાય તેથી તે 'ધર્મયુદ્ધમાંથી નાથેલો' એ શબ્દો યોજેલ છે. ધર્મ ઉલ્લંઘન વગરનું યુદ્ધ હતું. તેમાંથી નાસવું એ અધર્મ છે.

ત્યાર શાંત રહેવું કાંઇ ન કહેવું? એવી શંકા થાય તેથી 'તેમને પૂછેલો' એ વિશેષણ યોજેલું છે. "મારૂં પોતાનું સામર્થ્ય હું શું કહીશ?" એ શબ્દો યોજેલ છે મારાથી મારી અશક્તિ કહી શકાય એમ નથી.(૩૦)

વળી સારથિનો દોષ કહેવામાં આવે તો પિતા સ્વિકારે પરંતુ મશ્કરી કરવાના સ્વભાવવાળી ભોજાઇઓ તે ન સ્વીકારે એમ નીચેનાં શ્લોકથી કહે છે.

**व्यक्तं मे कथयिष्यन्ति हसन्त्यो भ्रातृजामयः।**
**क्लैब्यं कथं कथं वीर तवान्यैः कथ्यतां मृधे ॥३१॥**

उक्तेऽप्युपाये विपरीतं ज्ञात्वा हसन्त्यो भविष्यन्ति यतो भ्रातृजामयः कुलस्त्रियः एवं च वक्ष्यन्तीत्याह **क्लैब्यं कथं कथं वीरेति** । हे वीर विपरीतार्थं संबोधनम् । अन्यैः सह ते क्लेब्यं कथं कथमिति श्रवणादरे वीप्सा । क्लैब्यं वा कथयिष्यन्ति । हानिकथनेप्युपहासः अन्यैः सह कथं कथमिति ॥३१॥

एवमुपालब्धस्य सूतस्य वचनं धर्मं विजानतेति ।

<u>શ્લોકાર્થ -૩૧ :</u> *મારી ભોજાઇઓ મશ્કરી કરતાં મને જરૂર કહેશે કે હે વીર ! કહો, બીજાની સાતે સંગ્રામમાં તમારા બલની હાની કેવા પ્રકારે થઇ?(૩૧)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> ઉપાય કહેવામાં આવશે ત્યારે પણ ઉલ્ટું જાણીને તેઓ મશ્કરી કરશે. તે ભોજાઇઓ કુલવંતી છે. તો એમ કહેશે કે હે વીર ! તમારા બલની હાની કેવા પ્રકારે થઇ? હે વીર ! એ સંબોધન ઉલ્ટો અર્થ જાણાવનારૂં છે. બીજાઓની સાથે તમારા બલની હાની કેવા પ્રકારે થઇ? હાની કહેવામાં પણ બીજાઓની સાથે સંગ્રામમાં કેવા પ્રકારે થઇ? એમ મશ્કરી કરશે.(૩૧)

એ પ્રકારે ઠપકો આપેલ સારથિનું વચન હવે કહે છે.

**सारथिरुवाच-**

**धर्मं विजानतायुष्मन्कृतमेतन्मया विभो।**
**सूतः कृच्छ्रगतं रक्षेद्रथिनं सारथिं रथी ॥३२॥**

धर्मस्वरूपमग्रे वक्तव्यं । तर्हि मरणस्तु किमित्यपसरणमिति चेत्तत्राह **आयुष्मन्निति**। आयुर्वर्तते । एवं सत्युपेक्षा महद्दोषाय । अत आयुर्धर्मं च **विजानता मयैतत्कृतम्**। धर्ममाह **सूतः कृच्छ्रगतं रक्षेदिति** । ममाप्येवंभावे त्वया रक्षणीय इत्युपदेशार्थं वचनम् ॥३२॥

इदं त्वया कुतोवगतमित्याशङ्क्याह **एतद्विदित्वा तु भवानिति**।

<u>શ્લોકાર્થ-૩૨ :</u> *હે સમર્થ! હે આયુષ્યમાન! સારથિએ સંકટમાં આવેલા રથીનું રક્ષણ કરવું અને રથીએ સારથિનું રક્ષણ કરવું એ મેં ધર્મને જાણનારે કાર્ય કરેલું છે.(૩૨)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> ત્યારે મરણ ભલે થાય પણ યુદ્ધભૂમીમાંથી દૂર કેમ લઈ ગયો? એમ કહેવામાં આવે તેથી હે સમર્થ! હે આયુષ્યમાન! એવું સંબોધન છે.તેથી આયુષ્ય અને ધર્મ જાણનાર મેં આ કાર્ય કરેલું.મારી પણ એવી સ્થિતિ થાય ત્યારે તારે મારૂં રક્ષણ કરવું જોઈએ એવો ઉપદેશ આપતાં આ ધર્મનું વચન કહેલું છે. (૩૨)

આ તે કયાંથી જાણ્યું? તે નીચેના શ્લોકથી કહે છે.



**एतद्विदित्वा तु भवान्मयापोवाहितो रणात्।**
**उपसृष्टः परेणेति मूर्च्छितो गदया हतः ॥३३॥**

**तु** शब्दः अज्ञानादागमनं वारयति । एतद्धर्मं ज्ञात्वैव भवान् **रणादपोवाहितः**। किं मम जातमित्याकाङ्क्षायामाह **उपसृष्टः परेणेतीति**। इत्यमुना प्रकारेण हृदयविदारणरूपेण **परेणोपसृष्टः** शत्रुणा ताडितः। ताडनमाह **गदया हतः**। ततो **मूर्च्छित** इति। एतत्कृच्छ्रगमनम् । अतो

धर्मकीर्तिविरोधे धर्मो रक्षणीय इति सिद्धान्तः॥३३॥

इति श्रीभागवतसुबोधिन्यां
श्रीलक्ष्मणभट्टात्मजश्रीवल्लभदीक्षितविरचितायां
दशमस्कन्धोत्तरार्धविवरणे सप्तविंशाध्यायविवरणम् ॥२७॥

*श्लोकार्थ - ३३ : આ જાણીને તો હું તમને યુદ્ધમાંથી દૂર લઈ આવેલ છું. એ પ્રમાણે શત્રુએ પ્રહાર કરેલો અને ગદાનો પ્રહાર કરેલો તેથી તમે મૂર્છા પામ્યા હતા.(૩૩)*

ભાવાર્થ, સુબોધિનીજી : 'તુ' તો શબ્દોથી એમ કહેલું છે કે અજ્ઞાનને લીધે યુદ્ધભૂમીમાંથી અહીં આવેલ નથી. આ ધર્મ જાણીને જ હું તમને યુદ્ધમાંથી દૂર લઈ આવેલ છું. મને શું થયું હતું ? એ જાણવાની ઈચ્છા થાય તેથી 'તમને શત્રુએ પ્રહાર કરેલો' એમ કહેલું છે. 'ગદાનો પ્રહાર થવાથી' શબ્દોથી પ્રહાર કહેલો છે. તમે મૂર્છા પામેલ હતા. એવું આ સંકટ આવેલ. એટલે ધર્મ અને કિર્તિનો વિરોધ હોય ત્યારે ધર્મનું રક્ષણ કરવું જોઈએ એવો સિદ્ધાંત છે.(૩૩)

"દશમ સ્કંધ ઉત્તરાર્ધ
અધ્યાય - ૨૭ મો
સાત્ત્વિક સાધન પ્રકરણ
સંપૂર્ણ".

श्रीकृष्णाय नमः ।

श्रीगोपीजनवल्लभाय नमः ।

श्रीमदाचार्यचरणकमलेभ्यो नमः ।




## श्रीमद्वल्लभाचार्यचरणप्रणिता ।

## (दशम-उत्तरार्ध-सात्त्विक-साधन-प्रकरणम् ।)

## अष्टाविंशोऽध्याय ः ।

अष्टाविंशेतिपीडायां भगवत्स्मरणे कृते।
तद्दुःखवारणं कृष्णश्चकारेति निरूप्यते ॥१॥
द्युमतोपि वधं कृष्णश्चेत्कुर्यात्स्वयमागतः ।
तदा प्रद्युम्नदुःखस्य न निवृत्तिर्भवेत् क्वचित् ॥२॥
अतः प्रद्युम्नहस्तेन मा रणं तस्य रुप्यते ।
भक्तानां दुःखदानं तु न युक्तमिति वै हरिः ॥३॥
मतान्तरेणाशक्यत्वं बोधयामास वाक्यतः ।
अन्यथा श्रीशुको लीलां तादृशीं नैव वर्णयेत् ॥४॥
तादृग्लीलान्तरमिव वर्णितां वा न दूषयेत्।
एवं सिद्धान्तमज्ञात्वा लोको भ्राम्यति सर्वथा ॥५॥
कल्पान्तरे तथा चक्रे सूक्ष्मांशस्यावतारतः ।
निरोधे यदि नो ब्रूयात् सिद्धान्तो हि विरुध्यते ॥६॥
शास्त्रार्थे दोषनाशाय निराकरणमुच्यते ।
अतः स्कन्धार्थशास्त्रार्थौ पक्षाभ्यामिह रूपितौ ॥७॥

# દશમ સ્કંધ ઉત્તરાર્ધ પૂર્વાર્ધ

## "સાત્વિક સાધન પ્રકરણ"

## અધ્યાય ૨૮સમો

''સાલ્વનો ઉદ્ધાર'

કારિકાઓ :

કારિકા-૧ : અઠ્ઠાવીસમા અધ્યાયમાં એમ કહેવામાં આવે છે કે યાદવોને ઘણી પીડા થતાં તેઓએ ભગવાનનું સ્મરણ કર્યું ત્યારે શ્રીકૃષ્ણે તે દુઃખ દૂર કર્યું.(૧)

કારિકા-૨ : જો શ્રીકૃષ્ણ પધારીને પોતે દ્યુમાનો વધ કરે તો કોઈ સમયે પ્રદ્યુમનનું દુઃખ મટે નહિ.(૨)

કારિકા-૩ :તેથી પ્રદ્યુમ્નના હાથે તે હણાયાનું કહેવામાં આવે છે. ભક્તોને દુઃખ આપવું તે યોગ્ય નથી. એવા વિચારથી હરિએ બીજાના મત મુજબ શાલ્વને જીતવાનું બલભદ્રનું અશક્યપણું પોતાના વાક્યથી જણાવેલું છે.(૩)

કારિકા-૪ : તેમ ન હોત તો શ્રીશુક તેવી લીલાનું વર્ણન ન જ કરત અને તેના જેવી બીજી લીલાનું ખંડન ન કરત. (૪)

કારિકા -૫ : એવી રીતે એવો સિદ્ધાંત નહી જાણવાથી લોક સંપૂર્ણ પ્રકારે ભ્રમણ કર્યા કરે છે. (૫)

કારિકા -૬: બીજા કલ્પમાં સૂક્ષ્મ અંશથી અવતાર થયેલ હોવાથી હરિએ તેમ કરેલું. જો નિરોધમાં તે ન કહે તો સિદ્ધાંતમાં વિરોધ થાય. (૬)

કારિકા -૭: દોષ દૂર કરવા શાસ્ત્રાર્થમાં.તેનું ખંડન કહેલું છે. તેથી અહી બે પક્ષોથી 'સ્કંધનો અર્થ' અને શાસ્ત્રનો અર્થ કહેલો છે. (૭)

**पूर्वाध्यायान्ते द्युमतोपकर्षे पश्चात्तापो निरूपितः। प्रद्युम्नस्य तदानीं द्युमद्वधार्थं प्रवृत्तिरुच्यते स तूपस्पृश्येति।**

श्रीशुक उवाच-

**स तूपस्पृश्य सलिलं दंशितो धृतकार्मुकः।**
**नय मां द्युमतः पार्श्वं वीरस्येत्याह सारथिम् ॥१॥**

मूर्च्छानन्तरं तथा कर्तव्यमिति सलिलोपस्पर्शनमाचमनं स्नानमित्येके । ततः पुनः दंशितो बद्धकवचः । नारायणकवचादिना लौकिकेन च । ततो धृतकार्मुकः । अनेन पूर्वं कवचरहित एव स्वपौरुषाभिमानात् गत इति लक्ष्यते। अत एव गर्वनाशार्थं भङ्गोपि । ततः मां द्युमतः पार्श्वं नयेति सूतं प्रति वचनम् शत्रोः प्रशंसामाह - वीर स्येति ॥१॥

स तु वध्रिः सन् लज्जया आक्रोशेन मारित इति दोषव्यावृत्त्यर्थमाह विधमन्तं स्वसैन्यानीति ।

ગયા અધ્યાયના અંતે દ્યુમાનથી પ્રદ્યુમ્નને કંલક લાગતાં તેને કરેલ પશ્ચયાતાપ કહ્યો. તે સમયે પ્રદ્યુમ્ને દ્યુમાનનો વધ કરવા કહેલ પ્રવૃત્તિ નીચેના શ્લોકથી કહે છે.

<u>શ્લોકાર્થ -૧ :</u> તેને તો જલનું આચમન કરી, કવચ પહેરી ધનુષ્ય ધારણ કરી, સારથિને કહ્યું કે મને શુરવીર દ્યુમાનની પાસે લઈ જા.(૧)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> મૂર્છા પછી આચમન કરવું જોઈએ. તેથી જલનું આચમન કર્યું. કેટલાક કહે છે કે સ્નાન કર્યું. પછી નારાયણ કવચ વિગેરેથી અને લૌકિક પ્રકારેથી કવચ પહેર્યું. પછી ધનુષ્ય ધારણ કર્યું. આથી એમ જણાય છે કે પહેલાં પોતાના પુરૂષાર્થના અભિમાનને લીધે કવચ વગર યુદ્ધ કરવા ગયેલ. તેથી તેના અહંકારનો નાશ થાય તે માટે પરાજય થયો. પછી 'મને દ્યુમાનની પાસે લઈ જા' એમ સારથિને કહ્યું.'શૂરવીર' એ શબ્દથી શત્રુની પ્રશંસા કરી છે. (૧)

તે દ્યુમાન તો ડરીને શરમને લીધે અથવા કોલાહલથી માર્યો તેવા કારણથી દોષ ન લાગે માટે હવે કહે છે.

**विधमन्तं स्वसैन्यानि द्युमन्तं रुक्मिणीसुतः।**
**प्रतिहृत्य प्रत्यविध्यन्नाराचैरष्टभिः स्मयन्॥२॥**

स्वबलघातकत्वान्मारणीय एवेत्यर्थः । तथाप्याक्रोशेन मारणादाह रुक्मिणीसुत इति। प्रतिहृत्य अन्विष्य भर्त्सयित्वा वा अष्टभिर्नाराचैः प्रत्यविध्यत् । ससामग्रीकं नाशितवानेवेत्यर्थः। स्मयन्निति । अधुनास्य बलं द्रष्टव्यमित्यर्थः॥२॥

अष्टबाणानां विनियोगमाह चतुर्भिश्चतुरो वाहानिति।

<u>શ્લોકાર્થ -૨ :</u> પોતાની સેનાને હણતાં હોવાથી, હણવા યોગ્ય જ હતો એવો અર્થ છે. છતાં કોલાહલ કરીને તેને માર્યો. તેથી 'રૂક્મિણીના પુત્રે' એ શબ્દ યોજેલ છે. (૨)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> પોતાની સેનાને હણતાં હોવાથી, હણવા યોગ્ય જ હતો એવો અર્થ છે. છતાં કોલાહલ કરીને તેને માર્યો. તેથી 'રૂક્મિણીના પુત્રે' એ શબ્દ યોજેલ છે. એટલે તેને શોધીને આઠ બાણોથી તેને વીંધ્યો. તેનો નાશ કર્યો એવો અર્થ છે. 'હસતાં હસતાં' એ શબ્દનો એવો અર્થ છે કે હવે આ દ્યુમાનનું બલ જોવું. (૨)

નીચેના શ્લોકથી આઠ બાણોની યોજના કહે છે.

**चतुर्भिश्चतुरो वाहान्सूतमेकेन चाहनत् ।**
**द्वाभ्यां धनुश्च केतुं च शरेणान्येन वै शिरः॥३॥**

द्युमतः शिरः अन्येनाष्टमेन । यानारुह्य येन प्रेरितो येन करणेन येन लब्धप्रतिष्ठः तत्सर्वमच्छिनत् ॥३॥

ततोऽन्येपि प्रधाने मारिते तद्बलं मारितवन्त इत्याह गदसात्यकिसाम्बाद्या इति।

<u>શ્લોકાર્થ -૩ :</u> ચારથરી ચાર ઘોડાઓને અને એકથી સારથિને હણ્યો.

બેથી ધનુષ્ય અને ધજા અને બીજા બાણથી તેના માથાને કાપી નાખ્યું.(૩)

ભાવાર્થ, સુબોધિનીજી : 'બીજા' એટલે આઠમા બાણથી દ્યુમાનના માથાને કાપી નાખ્યું. જેનાઓ ઉપર ચઢીને જે સાધનથી યુદ્ધ કરતો હતો તે ધનુષ્ય અને ધજાને તેને કાપી નાખ્યા. (૩)

પછી પ્રધાન હણાતાં, તેના સૈન્યને હણાયું એમ નીચેના શ્લોકથી કહે છે.

**गदसात्यकिसाम्बाद्या जघ्नुः सौभपतेर्बलम् ।**
**पेतुः समुद्रे सौभ्याः सर्वे संछिन्नकन्धराः॥४॥**

गदया प्रद्युम्नो मारित इति स्वबलेन तत्सैन्यं मारितवन्तः। गदायामेव शौर्यं बलं च व्यापृतं भवति । ततः सौभेयाः सर्वे अन्तरिक्षे युद्धार्थमागताः पलायमाना वा समुद्रे पतितः । संछिन्नकन्धराः सन्तः॥४॥

एवं भगवत्प्रतीक्षार्थं यादवशाल्वानां जयापजयरहितानां युद्धानुवृत्तिमाह **एवं यदूनामिति।**

શ્લોકાર્થ -૪ : ગદ, સાત્યકિ, સાંબ વિગેરે સૌભપતિના સૈન્યને હણવા લાગ્યા. સૌભના બધા સૈનિકો ગરદન કપાયેલા સમુદ્રમાં પડયા.(૪)

ભાવાર્થ, સુબોધિનીજી : ગદાથી પ્રદ્યુમ્ન ઉપર પ્રહાર કરેલો તેથી પોતાના બલથી તે શાલ્વના સૈન્યને હણવા લાગ્યા. શૌર્ય અને બલ ગદામાંજ રહેલા છે. પછી યુદ્ધ માટે અંતરિક્ષમાં આવેલા અથવા નાસતા બધા શૌભના સૈનિકો ગરદન કપાયેલા સમુદ્રમાં પડયા.(૪)

ભગવાનની રાહ જોવાય તે માટે, જય અથવા પરાજય વિનાના યાદવો અને શાલ્વોનું યુદ્ધ ચાલું રહ્યું તે હવે કહે છે.

**एवं यदूनां शाल्वानां निघ्नतामितरेतरम्।**
**युद्धं त्रिणवरात्रं तदभूत्तुमुलमुल्बणम् ॥५॥**




इतरेतरं निघ्नतामिति समता। त्रिणवरात्रं सप्तविंशत्यहोरात्रम्। तुमुल-

मत्याक्रोशयुक्तम्। उल्वणं क्रूरं च ॥५॥

एवं यादवानां दुत्ययं व्यसनं गतानां महद्दुःखं निरूप्य भगवत एवमुपेंशऽयुक्तेति दोषपरिहारार्थं मतान्तरमारभते इन्द्रप्रस्थं गत इति।

*શ્લોકાર્થ -૫ : એવી રીતે એકબીજાને હણતા યાદવો અને શાલ્વોનું તે કોલાહલવાળું યુદ્ધ સત્તાવીસ રાત ચાલ્યું.(૫)*

ભાવાર્થ, સુબોધિનીજી : 'એકબીજાને હણતા' એ વિશેષણથી સમાનપણું કહેલું છે. સત્તાવીસ દિવસ અને રાત તુમુલ યુદ્ધ ચાલ્યું .(૫)

એવી રીતે દૂર ન થઈ શકે તેવું કષ્ટ પામેલા યાદવોના ઘણા દુઃખનું નિરૂપણ કરીને, એવી રીતે ભગવાનનું વિસ્મરણ અયોગ્ય હોવાથી તે દોષ દૂર કરવા નીચેનો શ્લોક કહે છે.

**श्रीशुक उवाच -**

**इन्द्रप्रस्थं गतः कृष्ण आहूतो धर्मसूनुना।**
**राजसूयेथ निवृत्ते शिशुपाले च संस्थिते ॥६॥**

मतान्तरे पूर्वोक्तन्यायेन न गमनागमनेनापि संभ्रमस्तथा। तदर्थं तत्रत्यां कथामेवाह धर्मसूनुना आहूतः स्वयमेकाकी इन्द्रप्रस्थं गतः पश्चाद्बलभद्रोऽप्याहूतः। मानभङ्गस्तु तस्मिन् काले नास्ति। विद्यमानोऽपि प्रकारान्तरे वा भविष्यति। अतः बलभद्रसद्भावोऽपि न दोषाय। ततो राजसूये निर्वृत्ते भिन्नप्रक्रमेण समाप्ते शिशुपाले च मृत तदनन्तरमेव॥६॥

**कुरुवृद्धाननुज्ञाप्य मुनीश्च ससुतां पृथाम्।**
**निमित्तान्यतिघोराणि पश्यन्द्वारवतीं ययौ ॥७॥**

कुरुवृद्धाननुज्ञाप्य पुत्रसहितां पितृभगिनीं च पृष्ट्वा अपशकुनेषु जायमोनेषु द्वारकाऽस्वास्थ्यज्ञापकेषु प्राप्तशङ्क इव घोराणि निमित्तानि पश्यन् द्वारवतीं ययौ ॥७॥

मध्ये गच्छतश्चिन्तामाह आह चेति।

श्लोकार्थ -६-७ : ધર્મપુત્રે બોલાવેલા શ્રીકૃષ્ણ ઈંદ્રપ્રસ્થ પધારેલા. પછી તે રાજસૂય પૂર્ણ થતા અને શિશુપાલ મરણ પામતાં વૃદ્ધ કુરૂઓની, મુનીઓની અને પુત્રો સાથે કુન્તીની રજા લઈ શ્રીકૃષ્ણ ઘોર શુકનો જોતાં દ્વારકા પધાર્યા.(૬-૭)

ભાવાર્થ, સુબોધિનીજી : શ્રીશુકના મતમાં કહેલા નિયમ મુજબ ઈંદ્રપ્રસ્થ જવામાં અને ત્યાંથી આવવામાં તેવો આડંબર નથી. તેથી ત્યાંની કથા કહે છે. ધર્મપુત્રે બોલાવેલ શ્રીકૃષ્ણ પોતે એકલા ઈંદ્રપ્રસ્થ પધાર્યા પછી બલભદ્રને પણ બોલાવેલા. દુર્યોધનના અભિમાનનો નાશ થાય તો તે સમયે થયો ન હતો પણ જુદા પ્રકારે થવાનો હતો. તેથી બલભદ્રની હાજરીથી પણ દોષ થતો નથી. પછી રાજસૂય યજ્ઞ પુરો થયો અને શિશુપાલ મરણ પામ્યો ત્યાર પછી જ વૃદ્ધ કુરૂઓની રજા લઈને અને પુત્ર સાથે ફોઈને કહીને દ્વારકામાં આપતિ હોવાનું સૂચવનારાં અપશુકનો થતાં હતાં ત્યારે ભય પામેલા હોય તેવા શ્રીકૃષ્ણ શુકનો જોતાં દ્વારકા પધાર્યા.(૬-૭)

નીચેના શ્લોકમાં તે માર્ગમાં ચિંતા કરતા હતા તે કહે છે.

**आह चाहमिहायात आर्यमिश्राभिसंगतः ।**
**राजन्याश्चैद्यपक्षीया नूनं हन्युः पुरीं मम ॥८॥**

**प्रथमतः अहमिह इन्द्रपस्थे समागतः पश्चादार्यमिश्रेण बलभद्रेण अभिसंगतो मिलितः। सहैव वा आगमनं । ततो रक्षार्थमवतीर्णाशद्वयमपि द्वारकायां नास्तीति चैद्यपक्षीया राजन्या दैत्याः नूनं मे पुरीं हन्युः ॥८॥**

निमित्तदर्शनं चिन्ताभङ्गश्चेति निरूप्यते।
मतान्तरे दोषभावं मोहका वर्णयन्ति हि॥
ततो यज्जातं तदाह वीक्ष्य तत्कदनमिति ।

श्लोकार्थ -८ : અને કહેતા હતા કે હું બલભદ્ર સાથે અહીં આવેલ છું. શિશુપાલના પક્ષના રાજાઓ મારી નગરી ઉપર પ્રહાર કરતા હસે.(૮)

ભાવાર્થ, સુબોધિનીજી : પહેલાં હું અહીં ઈંદ્રપ્રસ્થ આવ્યો પછી બલભદ્ર

મને મળ્યા અને બંને ઇંદ્રપ્રસ્થ આવ્યા. તેથી રક્ષણ માટે અવતાર ધારણ કરેલા બંને અંશો દ્વારકામાં નહિ હોવાથી શિશુપાલના પક્ષના દૈત્ય રાજાઓ જરૂર મારી નગરી ઉપર પ્રહાર કરતા હશે.

અપશુકનનાં દર્શન, ચિંતા અને નગરી ઉપર પ્રહાર એમ કહેલું છે. કારણ કે બીજાના મતમાં મોહ ઉત્પન્ન કરનારાઓ ભગવાનમાં દોષ હોવાનું વર્ણન કરે છે.(૮)

પછી જે થયું તે નીચેના શ્લોકથી કહે છે.

**वीक्ष्य तत्कदनं स्वानां निरूप्य पुररक्षणम् ।**
**सौभं च शाल्वराजं च दारुकं प्राह केशवः ॥९॥**

अहोरात्रं युद्धक्लेशं वीक्ष्य पुररक्षणमर्थाद्बलभद्रं निरूप्य यथाकथञ्चित्कथाया अनुवादान्नात्रासमर्पकतादोषः नापि क्रियायाः क्रियान्तरोल्लङ्घनदोषः । सौभं च निरीक्ष्य शाल्वराजं च निरीक्ष्य स्वासारथिं दारूकं प्रति प्राह । स्वतः समर्थस्य सूतप्रेरणमयुक्तमित्याशङ्क्याह केशव इति। यथा ब्रह्मशिवौ प्रेरयति तथैनमपीत्यर्थः ॥९॥

तस्मिन् कल्पे सारथिः प्राकृत इति संबोधयति - रथं प्रापयेति ।

<u>શ્લોકાર્થ -૯ :</u> *પોતાના સૈનિકોનો તે વિનાશ જોઈને અને સૌભને અને શાલ્વ રાજાને જોઈને, નગરનું રક્ષણ કરવાનું કહીને કેશવે દારૂકને નીચે પ્રમાણે કહ્યું. (૯)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> રાત અને દિવસ યુદ્ધનું દુઃખ જોઈને, નગરનું રક્ષણ કરવાનું સ્થિતિ પ્રમાણે બલભદ્રને કહીને દારૂકને કહ્યું. હરકોઈ પ્રકારે કથાનો અનુવાદ કરેલો હોવાથી આમાં રક્ષણ કરવાનું ન સોપ્યાનું હોવાનો દોષ નથી. ક્રિયામાં બીજી ક્રિયાનું ઉલ્લંઘન કર્યાનો દોષ નથી.

વળી સૌભ અને શાલ્વને જોઈને શ્રીકૃષ્ણે પોતાના સારથિ દારૂકને કહ્યું. પોતે જ શક્તિમાન હોય તે સારથિને પ્રેરણા કહે તે યોગ્ય નથી. એવી શંકામાં

'કેશવ' એ શબ્દ યોજેલ છે. જેમ ભગવાન બ્રહ્મા અને શિવને પ્રેરણા કરે તેમ આ સારથિને પ્રેરણા કહી એવો અર્થ છે.(૯)

તે કલ્પમાં સારથિ લૌકિક હતો. તે હવે કહે છે.

**रथं प्रापय मे सूत शाल्वस्यान्तिकमाशु वै ।**
**संभ्रमस्ते न कर्तव्यो मायावी सौभराडयम् ।।१०।।**

**संभ्रमो भयं । ते त्वया । यतः सौभराट् मायावीति तस्य स्तुतिः । पूर्वप्रेरणायां दारुको विकलः स्थित इति ।।१०।।**

<u>શ્લોકાર્થ -૧૦ :</u> *હે સારથિ! મારા રથને ઝડપથી શાલ્વ પાસે લઈ જા. તારે ભય ન રાખવો. આ સૌભરાટ્ માયાવી છે. (૧૦)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> ભય તારે ન કરવો. કારણ કે સૌભરાટ્ માયાવી છે. એવી તેની પ્રશંસા કરેલી છે. કારણ કે પ્રેરણા કરી તે પહેલાં દારૂક મૂઢ રહેલો હતો. (૧૦)

**इत्युक्तश्चोदयामास रथमास्थाय दारुकः ।**
**विशन्तं ददृशुः सर्वे स्वे परे चारुणानुजम् ।।११।।**

**एवं भगवता उक्तः भगवन्तं मानयामास तथैव करिष्यामीति भयं त्यक्त्वा प्रवृत्त इत्यर्थः । रथं सम्यगास्थाय यतो दारूणां शिरोरूपः सुखरूपो वा अतस्तदिच्छानुसारेण दारूणां चलनमुक्तम् । ततो रथस्य शीघ्रगत्या रेणुभिराच्छादने रथमदृष्ट्वैव सर्व एव स्वे परे च अरुणानुजं गरुडमेव विशन्तं ददृशुः ।।११।।**

**ततः शाल्वेनैव कृष्णो दृष्ट इत्याह - शाल्वश्चेति ।**

<u>શ્લોકાર્થ -૧૧ :</u> *એમ કહેલા દારૂકે રથ પર બેસી તેને હાંક્યો અને પોતાના અને શત્રુના સર્વ સૈનિકોએ ગરૂડને યુદ્ધભૂમીમાં પ્રવેશ કરતો જોયો.(૧૧)*

ભાવાર્થ, સુબોધિનીજી : એમ ભગવાને કહેલા દારૂકે ભગવાનનું માન્યું. 'હું તેમજ કરીશ' એમ કહીને ભય તજી પ્રવૃતિ કરી એવો અર્થ છે. તે રથમાં સારી રીતે બેઠો કારણ કે દારૂક દારૂ એટલે લાકડાંના એટલે શિરોરૂપ હતો. તેથી લાકડાનો રથ તેની ઈચ્છાથી ફરતો એમ કહેલું છે.

તેથી રથની ઝડપી ગતિને લીધે ધૂળથી ઢંકાઈ જતાં, રથને જોયા વિનાજ બધાએ પોતાના અને શત્રુઓના સૈનિકોએ ગરૂડને પ્રવેશ કરતો જોયો.(૧૧)

પછી શાલ્વે કૃષ્ણને જોયા તે નીચેના શ્લોકથી કહે છે.

**शाल्वश्च कृष्णमालोक्य हतप्रायबलेश्वरः ।**

**प्राहरत्कृष्णसूताय शक्तिं भीमरवां मृधे ॥१२॥**

हतप्रायबलस्येश्वरः सोपि निरन्तरयुद्धेन क्लिष्टः । ततः क्रोधेन सूतेन रथः शीघ्रमानीत इति कृष्णसूताय भीमरवां शक्तिं प्राहिणोत् । मृधे युद्धे सावदशायाम् ॥१२॥

ततस्तन्निराकरणमाह - तामापतन्तीति ।

*શ્લોકાર્થ -૧૨ : લગભગ હણાઈ ગયેલા સૈન્યના માલીક શાલ્વે શ્રીકૃષ્ણને જોઈને, યુદ્ધમાં શ્રીકૃષ્ણના સારથિ ઉપર ભયંકર અવાજવાળી શક્તિ ફેંકી.(૧૨)*

ભાવાર્થ, સુબોધિનીજી : શાલ્વ હણાઈ ગયેલા સૈનિકોનો સ્વામી હતો. તે પણ ચાલુ યુદ્ધથી દુઃખ પામ્યો હતો. પછી સારથિ રથને ઝડપથી લઈ આવ્યો. તેથી ક્રોધને લીધે શ્રીકૃષ્ણના સારથિ ઉપર ભયંકર અવાજવાળી શક્તિ ફેંકી. તે યુદ્ધમાં સાવધાન સ્થિતિમાં હતો ત્યારે ફેંકી.(૧૨)

પછી નીચેના શ્લોકમાં શ્રીકૃષ્ણે તેને નિષ્ફલ કર્યાનું કહે છે.

**तामापतन्तीं नभसि महोल्कामिव रंहसा ।**

**भासयन्तीं दिशः शौरिः सायकैः शतधाच्छिनत् ॥१३॥**

दर्शनेनापि भयजनकत्वायाह महोल्कामिवेति। रंहसा आपतन्तीमिति

प्रतीकारान्तरं निराकृतम् । भासयन्तीं दिश इति तस्या माहात्म्यं फलावश्यकत्वाय। ततो भगवान् सायकैः बहुभिरेव शतधा अच्छिनत् ॥१३॥

ततः प्रहारकर्तुरपि प्रहारं कृतवानित्याह - तं चेति ।

श्लोकार्थ -१३: મોટા ઉબાડીઆની પેઠે આકાશમાં ઝડપથી આવતી અને દિશાઓને પ્રકાશ કરતી તે શક્તિના શૌરિએ બાણોથી સેંકડો કડકા કર્યા.(૧૩)

ભાવાર્થ, સુબોધિનીજી : શક્તિ જોતા જ ભય ઉત્પન્ન કરે તેવી હતી તે 'ઝડપથી આવતી' એ વિશેષણથી એમ કહે છે કે તેને નિષ્ફળ કરવાનો બીજો ઉપાય ન હતો.

'દિશાઓનો પ્રકાશ કરતી' એ વિશેષણથી તે અવશ્ય ફલ પ્રાપ્ત કરે મરણ ઉપજાવે તેવી હોવાનું જણાવવા તેનું મહાત્મ્ય કહેલું છે. પછી ભગવાને ઘણા બાણોથી તેના સેકંડો કડકા કર્યા.(૧૩)

પછી ભગવાને શક્તિથી પ્રહાર કરનાર ઉપર પણ પ્રહાર કર્યો તે કહે છે.

**तं च षोडशभिर्विद्ध्वा बाणैः सौभं च खे भ्रमत् ।**
**अविध्यच्छरसंदोहैः स्वं सूर्य इव रश्मिभिः ॥१४॥**

षोडशभिर्बाणैरष्टाङ्गेषु द्वाभ्यां द्वाभ्यां वेधः । सौभं च षोडशभिः खे भ्रमदेव न तु स्थितं आदौ तं विद्ध्वा रक्षाया अभावे सौभं च अविध्यत् । तत्र तु शरसन्दोहा एव बहव एव उपर्यधश्च। वधार्थं दृष्टान्तः खं सूर्य इवेति। अनेनाकाशस्य पीडाभाव इव सौभस्यापि पीडाभावो निरूपितः । महादेवप्रशंसेयम् ॥१४॥

ततो महादेवभक्त्या सौभातिक्रमे कृते शाल्वोऽप्यतिक्रमं कृतवानित्याह शाल्वः शौरेरिति ।

श्लोकार्थ-१४: અને તે આકાશમાં ભમતા શોભને સોળ બાણોથી વીંધીને

*જેમ સૂર્ય આકાશને કિરણોથી વીંધે તેમ બાણોના સમુહોથી સૌભને વીંધ્યું.(૧૪)*

ભાવાર્થ, સુબોધિનીજી : આઠ અંગોમાં બબે બાણોથી એમ સોળ બાણોથી શાલ્વને વીંધ્યો. અને આકાશમાં ભમતા પરંતુ સ્થિર રહેલ નહિ તેવા સૌભને સોળ બાણોથી વીંધ્યું. આરંભમાં તે શાલ્વને વીંધીને તેનું રક્ષણ નહિ થતુ હોવાથી તેને વીંધ્યું. તેના ઉપર તો ઉપર અને નીચે ઘણા બાણોનો સમુહો હતા. જેમ સૂર્ય આકાશને કિરણોથી વીંધ એવું દષ્ટાંત કહેલું છે. આથી એમ કહે છે કે જેમ આકાશને પીડા થતી નથી તેમ સૌભને પણ પીડા થઈ ન હતી. આ મહાદેવની પ્રશંસા છે.(૧૪)

પછી સૌભના ઉપર હુમલો થયો ત્યારે મહાદેવની ઉપરની ભકિતને લીધે શાલ્વે પણ હુમલો કર્યો. એમ નીચેના શ્લોકથી કહે છે.

**शाल्वः शौरेस्तु दोः सव्यं सशार्ङ्गं शार्ङ्गधन्वनः ।**
**बिभेद न्यपतद्धस्ताच्छार्ङ्गमासीत्तदद्भुतम् ॥१५॥**

तु शब्दः सिद्धान्तं वारयति । सव्यं दोः वामं बाहुं सायुधं च । यतोयं शार्ङ्गधन्वेति प्रसिद्धः । एवं प्रसिद्धहेतुसहितं महापराक्रमसहितं निराकृतवानिति महादेवप्रशंसा, हस्तात् न्यपतदित्यपि ॥१५॥

*શ્લોકાર્થ-૧૫: શાલ્વે તો શાંર્ગ ધનુષ્યવાળા શૌરિના શાંર્ગ સહીત ડાબા હાથને વીંધ્યો. હાથમાંથી શાંર્ગ પડી ગયું તે અદભૂત હતું.(૧૫)*

ભાવાર્થ, સુબોધિનીજી : 'तु' શબ્દ સાથેનો ડાબો હાથ વીંધ્યો કારણ કે આ પ્રસિદ્ધિના કારણ શાર્ગ સાથે ઘણા પ્રરાક્રમવાળા શૌરિનો પરાજય કર્યો અને હાથમાંથી શાંર્ગ પડી ગયું. એમ મહાદેવની પ્રશંસા કરી.(૧૫)

**हाहाकारो महानासीद्भूतानां तत्र पश्यताम् ।**
**विनद्य सौभराडुच्चैरिदमाह जनार्दनम् ॥१६॥**

(तत्र पराक्रमसहितं) तत्र पश्यतां भूतानां अभूतपूर्वत्वाद्धाहाकारः ।

एवं कायिकनिराकणमुक्त्वा वाचनिकमाह विनद्येति । जितं जितमिति विनदनमुक्त्वा। ततः सौभराट् सौभे विराजमानः। जनार्दनमविद्याया अपि नाशकम्॥१६॥

भ्रान्तः सन्निदमाह यत्त्वयेति द्वाभ्याम्।

શ્લોકાર્થ -૧૬ : ત્યાં જોનારા પ્રાણીઓએ મોટો 'હાહાકાર' કર્યો શૌભના માલિકોએ મોટી ગર્જના કરી જનાર્દનને નીચે પ્રમાણે કહ્યું.(૧૬)

ભાવાર્થ, સુબોધિનીજી : આવું પહેલાં કોઈવાર થયેલ નહિ હોવાથી ત્યાં જોનાર પ્રાણિઓએ 'હાહાકાર' કર્યો. એવી કાયા કાયાથી પરાજય કરીને ઉત્તરાર્ધથી વાણીનો પરાજય કહે છે.'હું જીત્યો એવી ગર્જના કરીને' પછી શૌભના પ્રકાશતા શાલ્વે ભાંત થઈ અવિદ્યાનો પણનાશ કરનારને 'આ' નીચેના બે શ્લોકમાં જણાવેલ વચનો કહ્યાં. (૧૬)

**यत्त्वया मूढ नः सख्युर्भ्रातुर्भार्या हृतेक्षताम्।**
**प्रमत्तः स सभामध्ये त्वया व्यापादितः सखा॥१७॥**

तस्य वाक्यं निरूप्यते । अमूदेति छेदः । नः सख्युः शिशुपालस्य तव भ्रातुः भ्रातृरूपसख्युर्वा ईक्षतामस्माकं सतामेवाकिञ्चित्कराणशमग्रे हृता। अनेन स्वाभाविकशौर्यात्तव महच्छौर्यमिति स्तुतिरुक्ता । न केवलं तद्भार्या आत्मसात्कृता किन्तु सोपीत्याह प्रमत्तः स सभामध्य इति । सोऽपि समर्थः तथापि प्रमत्तत्वात्सभायां त्वयाऽव्यापादितः न तु युद्धे अतः स सखेति हेत्वर्थं पुनः कथनम्॥१७॥

ततः स्वकर्तव्यमाह तं त्वेति।

**तं त्वाद्य निशितैर्बाणैरपराजितमानिनम्।**
**नयाम्यपुनरावृत्तिं यदि तिष्ठेर्ममाग्रतः॥१८॥**

निशितैरति स्वपौरुषख्यापनम्॥१८॥

भगवांस्तु वाक्येन शब्दतिक्रमं निवारयति वृथा त्वं कत्थस इति।

શ્લોકાર્થ -૧૭ : હે અમૂઢ ! તમે જે અમારા મિત્ર અને તમારા ભાઈની પત્નીનું અમારા દેખતાં હરણ કર્યું અને તમે અસાવધાન તે મિત્રને સભામાં મારી નાખ્યો તેવા તમે જો મારી આગળ ઉભા રહેશો તો પોતાને ન જીતી શકાય તેવા માનનાર તમને આજે તીક્ષ્ણ બાણોથી જયાંથીફરી અહીં ન આવી શકાય ત્યાં પહોંચાડીશ. (૧૭-૧૮)

ભાવાર્થ, સુબોધિનીજી : 'અમૂઢ' એટલે તે શબ્દ છુટો પાડવો. અમારા મિત્ર અને તમારા ભાઈ શિશુપાલની પત્નીનું અમે નમાલા જોઈ રહ્યા હતા ત્યારે જ અમારી સમક્ષ તમે હરણ કર્યું. આથી એવી સ્તુતિ કરેલી છે કે સ્વભાવિક શૌર્ય કરતાં શૌર્ય કરતાં શૌર્ય ઘણું વધારે છે તેની પત્નીને જ પોતાની કરી એટલું જ નહિ પરંતુ તેને પણ પોતાનો કર્યો એમ ઉત્તરાર્ધથી કહે છે.

તે પણ શક્તિવાળો હતો છતાં પણ અસાવધાન હોવાને લીધે તમે સભામાં તેને મારી નાખ્યો. પરંતુ યુદ્ધમાં હણ્યો નથી. તેથી તે મિત્ર છે. એ જણાવવા 'ફરીથી' એમ કહેલું છે.

પછી અઢારમા શ્લોકમાં પોતાનું કર્તવ્ય કહે છે. 'તીક્ષ્ણ' એ વિશેષણથી પોતાનું પુરૂષાતન જણાવે છે. (૧૮)

ભગવાન તો નીચેના શ્લોકમાં તેને કહેલ વિષય ખોટો હોવાથી, પોતાનો અનાદર ખોટો હોવાનું વાણીથી કહે છે.

**श्रीभगवानुवाच -**

**वृथा त्वं कत्थसे मन्द न पश्यस्यन्तिकेऽन्तकम्।**
**पौरुषं दर्शयन्ति स्म शूरा न बहुभाषिणः ॥१९॥**

अर्थस्य बाधितत्वादत एव मन्दत्वं प्रत्युत विपरीतं तवास्तीत्याह न पश्यसीति। अन्तिके मच्चाग्रे तवान्तकोस्तीति इदमप्ययुक्तमिति जयापजययोः अव्यवस्थेति शूराणां स्वप्रशंसाकथनमयुक्तामिति तमुपदिशति पौरुषं

दर्शयन्ति स्मेति। पौरुषं पुरुषशरीरबलम्। शूराः क्षत्रियाः। ब्राह्मणानांतु वाग्बलमेव भवति इति तद्व्युदासः ॥१९॥

एवमुक्त्वा स्ववाक्यसत्यत्वाय भगवान्स्वपौरुषं दर्शयामास इत्युक्त्वेति।

શ્લોકાર્થ -૧૯ : હે મંદ! તું મીથ્યા બડાઈ મારે છે. મારી સમીપ રહેલા તારા મૃત્યુંને જોતો નથી.શૂરવીરો પુરૂષાતન દેખાડે છે. બહુ બોલતા નથી.(૧૯)

ભાવાર્થ, સુબોધિનીજી : તેથી શાલ્વે કહેલ વિષય ખોટો હોવાથી તે મંદ છે. ઉલ્ટુ તારૂં વિપરીત મરણ છે. એમ મૃત્યુને જોતો નથી. એ શબ્દોથી કહે છે. વળી મારી પાસે તારૂં મૃત્યું છે. તેથી આ પણ અયોગ્ય છે. એવો અર્થ છે. જય કે પરાજય થતો તે ચોક્કસ નથી. તેથી શૂરવીરોએ પોતાની સ્તુતિ કરવી યોગ્ય નથી.

'પુરૂષાતન' એટલે પુરૂષના શરીરનું બલ ક્ષત્રીયો બતાવે છે. બ્રાહ્મણાને તો વાણીનું જ બલ હોય છે.તેઓનો સમાવેશ કરેલ નથી. (૧૯)

એમ કહીને પોતાનું વચન સત્ય કરવા ભગવાને પોતાનું પુરૂષાતન દેખાડ્યું. તે નીચેના શ્લોકથી કહે છે.

**इत्युक्त्वा भगवान् शाल्वं गदया भीमवेगया।**
**तताड जत्रौ संरब्धः स चकम्पे वमन्नसृक्।**
**गदायां संनिवृत्तायां शाल्वस्त्वन्तरधीयत॥२०॥**

यतो भगवान् समर्थः। भीमवेगयेत्यलौकिकं सामर्थ्यं निराकृतम्। जत्रौ कण्ठमालास्थिनि। संरब्धः क्रोधेन क्रियावेशमात्रं वा। ततः स शाल्वः असृग्वमन् चकम्पे। ततस्तस्य लोहितं दृष्ट्वा कृतकार्या गदा निवृत्ता तस्यां निवृत्तायां प्रहारान्तरेण मरणं भविष्यतीति निश्चित्य असुरत्वाद्भगवद्रूपां मायां प्रार्थयितुमन्तरधीयत। तु शब्देन महादेवपक्षो निवारितः॥२०॥

ततो भगवद्रूपमायाकृत्यमाह ततो मुहुर्त इति।

શ્લોકાર્થ - ૨૦ : એમ કહીને ભગવાને ભયંકર વેગવાળી ગદાથી શાલ્વને હાંસડી ઉપર પ્રહાર કર્યો. તે લોહી ઓંકતો કંપવા લાગ્યો. ગદા પાછી ફરતાં શાલ્વ તો અંતર્ધાન થયો.(૨૦)

ભાવાર્થ, સુબોધિનીજી :કારણ કે ભગવાન શક્તિવાળા હતા. 'ભયંકર વેગવાળી' એ વિશેષણથી એમ કહેલું છે કે અલૌકિક શક્તિનો ઉપયોગ કર્યો. ક્રોધ કરીને અથવા એ શબ્દથી માત્ર ક્રિયામાં આસક્તિ જણાવેલી છે. પછી તે શાલ્વ લોહી ઓંકતો કંપવા લાગ્યો. પછી તેનું લોહી જોઈને પોતાનું કાર્ય જેને કરેલું છે તે ગદા પાછી ફરી. તે પાછી ફરતાં બીજા પ્રહારથી મારૂં મૃત્યું એમ માની અસુર શાલ્વ ભગવદરૂપ માયાની પ્રાર્થના કરવા અન્તર્ધાન થયો. 'તુ' તો શબ્દથી એમ કહેલું છે કે હવે મહાદેવ તેના પક્ષમાંથી નીકળી ગયા.(૨૦)

પછી નીચેના શ્લોકથી ભગવદમાયાનું કાર્ય કહે છે.

**ततो मुहूर्त आगत्य पुरुषः शिरसाच्युतम् ।**
**देवक्या प्रहितोस्मीति नत्वा प्राह वचो रुदन् ।।२१।।**

मुहूर्तानन्तरं कश्चित्पुरुषः समागतः । इदं मानसनिराकरणम्, तेन मनसा प्रार्थितेनेश्वरेण क्रियत इति भगवतोऽपि मनस्येव काचित्प्रतिभा सैव, स पुरुषो मायिकः तथापि भगवदीय इति भगवत्समीपागमनेपि न तस्य नाशः । सोऽपि व्यामोहार्थमच्युतमव्यामुग्धं देवक्या अहं प्रहित इति आत्मानं निवेद्य पश्चाद्भगवन्तं नत्वा रुदन्वचः प्राह । देवक्यन्तरङ्गत्वख्यापनाय रोदनम् ।।२१।।

तस्य वाक्यं कृष्ण कृष्णेति ।

શ્લોકાર્થ - ૨૧ : પછી મુહુર્ત પછી પુરૂષે 'મને દેવકીજીએ મોકલ્યો છે' એમ જણાવી,માથાથી અચ્યુતને પ્રણામ કરી રડતાં નીચે પ્રમાણે વાણી કહી.(૨૧)

ભાવાર્થ, સુબોધિનીજી : એક મુહુર્ત પછી કોઈ એક પુરૂષ આવ્યો. આ

મનથી કરવામાં આવતો પરાભવ છે. તેથી મનથી શાલ્વે પ્રાર્થના કરેલ ઈશ્વર કર્તા હોવાથી ભગવાનમાં પણ મનમાંજ કોઈ તેવી જ મૂર્તિ આવી. તે પુરૂષ માયિક હોવા છતાં ભગવદીય હતો તેથી ભગવાનની સમીપ આવતાં તેનો નાશ થયો નહિ. તેણે પણ મોહ નહિ પામેલાને મોહ પમાડવા માટે 'મને દેવકીજીએ મોકલેલ છે' એમ પોતાને જણાવી પછી ભગવાનને નમન કરી. રડતાં નીચે પ્રમાણે વાણી કહી. દેવકીજીનો અંતરંગ સેવક હોવાનું જણાવવા તે રડેલ હતો. (૨૧)

પછી નીચેના શ્લોકથી તેનું વચન કહે છે.

**कृष्ण कृष्ण महाबाहो पिता ते पितृवत्सल ।**
**बद्ध्वापनीतः शाल्वेन सौनिकेन यथा पशुः ॥२२॥**

दुःखे वीप्सा । महाबाहो इति क्रियाशक्तिसामर्थ्यम् । वाच्यमाह पिता त इति । पितृवत्सलेति । अभिमानार्थं संबोधनम् । बद्ध्वा अपनीत इति महत्यपमानना । स्वयमेव त्यक्ष्यतीति शङ्काभावाय दृष्टान्तमाह सौनिकेनेति । सूनायां प्रसिद्धः मारक एव अतो मारणार्थं नीतवानित्यर्थः ॥२२॥

निराकरणकार्यं भगवति भातमित्याह निशम्य विप्रियमिति ।

શ્લોકાર્થ - ૨૨ : હે કૃષ્ણ ! હે કૃષ્ણ ! હે મોટા બાહુવાળા ! હે પિતા ઉપર પ્રેમ રાખનાર ! જે કસાઈ પશુને બાંધીને લઈ જાય તેમ શાલ્વ આપના પિતાને બાંધીને લઈ ગયો છે. (૨૨)

ભાવાર્થ, સુબોધિનીજી : દુઃખમાં હોવાથી હે કૃષ્ણ ! હે કૃષ્ણ ! એમ બે વાર કહ્યું છે. હે મોટા બાહુવાળા ! એ સંબોધનથી ક્રિયાશક્તિનું સામર્થ્ય કહેલું છે. આપના પિતાને બાંધીને શાલ્વ લઈ ગયો છે' એ શબ્દોથી કહે છે. 'હે પિતા ઉપર પ્રેમ રાખનાર એ સંબોધન સ્વમાન થાય તે માટે કહેલું છે. 'બાંધીને લઈ ગયો છે.' એ શબ્દોથી ઘણું અપમાન થયાનું જણાવેલ છે. 'પોતાની મેળે મૂકી જશે' એવી શંકા ન રહે તે માટે 'કસાઈ પશુને બાંધીને લઈ જાય' એવું દષ્ટાંત કહેલું છે. હત્યા કરવામાં પ્રસિદ્ધ કસાઈ હણનારો જ

હોય છે. તેથી શાલ્વ હણવા માટે જ લઈ ગયો એવો અર્થ છે. (૨૨)

પરાભવનું કાર્ય ભગવાનમાં દેખાયું તે હવે કહે છે.

**निशम्य विप्रियं कृष्णो मानुषीं प्रकृतिं गतः ।**
**विमनस्को घृणी स्नेहाद्बभाषे प्राकृतो यथा ।।२३।।**

**मानुषीं मनुष्यस्वभावमङ्गीकृतवान् । ततस्तत्सवभावात् विमनस्कः घृणी पितरिकृपावांश्च । ततः स्नेहाद्वक्ष्यमाणं बभाषे ।।२३।।**

**'मनः पूर्वं वागुत्तररूपम्' इति श्रुतेः । 'तस्य यजुरेव शिरः' इति मानसपुरुषस्य शब्दप्रकृतिकत्वात् शोकशब्दाभावे मानसपीडा पूर्णा नोक्ता भवतीति शब्दोपि निरूप्यते कथं राममिति ।**

*श्લोકાર્થ -૨૩: અપ્રિય વચન સાંભળીને, મનુષ્ય સ્વભાવમાં આવેલા શ્રીકૃષ્ણ ઉદાસ અને દયાળુ થઈ, સ્નેહને લીધે, નીચે પ્રમાણે બોલ્યા.(૨૩)*

ભાવાર્થ, સુબોધિનીજી : મનુષ્ય સ્વભાવનો સ્વીકાર કરેલા અને તેને લીધે ઉદાસ અને પિતા ઉપર દયાળુ શ્રીકૃષ્ણ સ્નેહને લીધે બોલ્યા તે નીચે પ્રમાણે છે.(૨૩)

મન પહેલાનું અને વાણી પછીનું રૂપ છે. તે શ્રુતિને લીધે 'યજુષ જ તેનું શિર છે' એ શ્રુતિ પ્રમાણે માનસ પુરૂષ શબ્દના સ્વભાવાવાળો હોવાથી શોકના શબ્દો ઉચ્ચાર્યા વિના મનની પીડા કહેવાતી નથી તેથી ભગવાનનું વચન નીચેના શ્લોકથી કહે છે.

**कथं राममसंभ्रान्तं जित्वाजेयं सुरासुरैः ।**
**शाल्वेनाल्पीयसा नीतः पिता मे बलवान्विधिः ।।२४।।**

**रामो रक्षार्थं नियुक्तः स चासंभ्रान्तः अतिसावधानः समयविशेषात् । अतिक्रमस्तु तस्याशक्य इत्याह सुरासुरैरजेयमिति । अयं सर्वोत्तमो भविष्यतीत्याशङ्क्याह शाल्वेनाल्पीयसा नीत इति। मे पितेति । भाग्यं वा तस्य कथं न रक्षकं जातमित्यर्थः। सर्वातिक्रमस्य दृष्टत्वात् नित्येच्छो विधिरेव**

बलवान् ॥२४॥

न केवलं नयमात्रं तदा मानसः क्लेशः संदिग्धोपि भवेत् किंत्वनर्थान्तरमपीत्याह इति ब्रुवाण इति।

શ્લોકાર્થ-૨૪ : સુરો અને અસુરોથી જીતી ન શકાય તેવા સાવધાન બલભદ્રને જીતીને નમાલો શાલ્વ મારા પિતાને કેવી રીતે લઈ ગયો? દૈવ બલવાન છે.(૨૪)

ભાવાર્થ, સુબોધિનીજી : બલભદ્રને રક્ષણ કરવાનું સોપેલું અને અસાધારણ સમય હોવાથી તે પણ ઘણા સાવધાન છે. 'સુરો અને અસુરોથી જીતી ન શકાય' એ વિશેષણથી એમ કહેલ છે કે તેમનો પરાભવ કરવા અશક્ય છે. આ શાલ્વ સર્વથી ઉત્તમ હશે એવી શંકા થાય તેથી' નજીવો શાલ્વ લઈ ગયો' એમ કહેલું છે.'મારા પિતાને' એ શબ્દનો એવો અર્થ છે કે ભાગ્યે તેમનું રક્ષાણ કેમ ન કર્યું? દૈવ સર્વનું ઉલ્લંઘન કરેલું જોવામાં આવેલ હોવાથી નિત્ય ઈચ્છાવાળું દૈવ જ બલવાન છે. (૨૪)

માત્ર લઈ ગયો એટલું જ નહિ, તેમ હોય તો મનનું દુ:ખ શંકાવાળું પણ રહે પણ બીજું પણ અનિષ્ટ થયું તે કહે છે.

**इति ब्रुवाणे गोविन्दे सौभराट् प्रत्युपस्थितः।**
**वसुदेवमिवानीय कृष्णं चेदमुवाच सः ॥२५॥**

प्रत्युपस्थितः आभिमुख्येन समायातः। ततो वसुदेवमिव मायिकं कंचन पुरुषं समानीय कृष्णमिदं वक्ष्यमाणमुवाच। यतः स उपासितमाया-रूपभगवान् ॥२५॥

तस्य वाक्यं एष ते जनिता तात इति।

શ્લોકાર્થ-૨૫ : માલીક વાસુદેવ જેવા પુરૂષને લાવીને તેને શ્રીકૃષ્ણને નીચે પ્રમાણે કહ્યું.(૨૫)

ભાવાર્થ, સુબોધિનીજી : સામે આવ્યો પછી વસુદેવ જેવા કાંઈક માયિક

પુરૂષને લાવીને તેને શ્રીકૃષ્ણને 'આ' જે કહેવામાં આવશે તે કહ્યું. કારણ કે તે, જેની ઉપાસના કરેલી તે માયારૂપ ભગવાન હતો.(૨૫)

નીચેના શ્લોકથી તેનું વાક્ય કહે છે.

**एष ते जनिता तातो यदर्थमिह जीवसि।**

**वधिष्ये वीक्षतस्तेऽमुमीशश्चेत्पाहि बालिश ॥२६॥**

भगवत्त्वादिन्द्रियप्रवृत्तिः। अजनिता अतात इति तु वस्तुस्थितिः। कृतेऽपि भूमारहरणे स्थितिः पित्रर्थेति मन्यते यद्यप्यन्येषां स्थितिर्बहुकायार्था तथापि पितृभक्तस्य एतदेव कार्यमिति प्रकृते क्लेशाधिक्याय आरोपन्यायेन पितृभक्तत्वं वदन् स्वतः पीडां कर्तुमशक्तः तदभावे स्वत एव पीडितो भविष्यतीति तथोक्तवान् । अधिकक्लेशार्थमाह वधिष्ये इति । क्रिया तु कर्तव्यैवेति । प्रतिज्ञाहान्यर्थं ईशश्चेत्पाहीत्युक्तवान् । स्वबुद्ध्या संबोधनं बलिनोऽपि शं यस्मादिति । स्वयमेव द्वेषिणामप्युपकारं करोषीति मारणषनास्मान् कृतार्थान् कुर्विति प्रार्थना । मतान्तरभाषेति पदार्थो नात्राभिप्रेत इति न पदानाम् ॥२६॥

अर्थान्तरं वर्ण्यते ।

<u>શ્લોકાર્થ - ૨૬ :</u> *જેને માટે આ લોકમાં તમો જીવો છો તે તમારા જન્મ આપનાર પિતા આ રહ્યા. હે બાલિશ ! તમારા દેખતાં હું તેમને હણીશ. જો શક્તિમાન હો તો રક્ષણ કરો.(૨૬)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> શાલ્વ માયારૂપ ભગવાન હોવાથી તેની જીભની આમ બોલવાની પ્રવૃત્તિ થઈ. વાસ્તવિક રીતે તો જન્મ નહિ આપનાર પિતા નહિ એવી છે. પિતાને માટે હતી એમ શાલ્વ માનતો હતો. જો કે બીજાઓની સ્થિતિ ઘણાં કાર્યો કરવા માટે હોય છે. તો પણ પિતા ઉપર પ્રેમ રાખનાર હોવાનું આરોપને નિયમથી કહીને પોતે શ્રીકૃષ્ણને પીડા કરવા અશક્ત હોઈ તે શ્રીકૃષ્ણને પીડા ન થતાં પોતે જ દુઃખ પામશે. તેથી તેને તે પ્રમાણે કહ્યું. શ્રીકૃષ્ણને વધારે દુઃખ થાય તે માટે 'હું આપને હણીશ' એમ કહેલું છે. મારી

પ્રતિજ્ઞા ખોટી પાડવા માટે 'જો શક્તિમાન હો તો રક્ષણ કરો' એમ કહેલ છે. પોતાની બુદ્ધિ પ્રમાણે હે બાલિશ ! એવું સંબોધન કરેલ છે. બલિને પણ સુખ જેનાથી થયેલ તે બાલિશ. એમ શત્રુઓ ઉપર તમે પોતે ઉપકાર કરો છો તેથી અમને વાલીની પેઠે હણીને કૃતાર્થ કરો એવી પ્રાર્થના છે. આ મતાંતર ભાષા હોવાથી પદનો અર્થ ઇચ્છેલ નહિ હોવાથી પદોના બીજા અર્થો અહીં જણાવવામાં આવતા નથી.(૨૬)

**एवं निर्भर्त्स्य मायावी खड्गेनानकदुन्दुभेः ।**
**उत्कृत्य शिर आदाय खस्थं सौभं समाविशत् ॥२७॥**

**निर्भर्त्सनं अभिमानप्रच्यावनं तथाकरणे बलं मायावीति । 'मायेत्यसुरा' इति श्रुतेः 'तं यथा यतोपासते तद्धैतान् भूत्वावति' इति च भगवतेव भगवान् एवं क्रीडतीति न काप्यनुपपत्तिः । अतो भगवदावेशात् लीलाप्रदर्शक इव आनकदुन्दुभेः शिरः खड्गेनोत्कृत्य पुनर्योजनाभावाय खस्थं आकाशस्थितं सौभं मूलाश्रयं समाविशत् ॥२७॥**

*શ્લોકાર્થ -૨૭ : એ પ્રમાણે શ્રીકૃષ્ણનો તિરસ્કાર કરીને, માયાવીએ તલવારથી આનક દુંદભિનું માથું કાપી તે લઈને આકાશમાં રહેલા સૌભમાં પ્રવેશ કર્યો. (૨૭)*

ભાવાર્થ, સુબોધિનીજી : તિરસ્કાર કરવો એટલે અભિમાનનો નાશ કરવો. તેમ કરવાનું બલ 'માયાવી' શબ્દથી જણાવ્યું છે. 'માયા એ અસુરો છે' એ શ્રુતિ પ્રમાણે અને તેમની 'જે જે પ્રકારે ઉપાસના કરે છે તે આમનું રક્ષણ કરે છે' એ શ્રુતિ પ્રમાણે ભગવાન ભગવાનની સાથે જ એવી ક્રિડા કરે છે. તેથી કાંઈ પણ અયોગ્યતા નથી. તેથી શાલ્વમાં ભગવાનનો આવેશ હોવાથી લીલા દેખાડનારની પેઠે તેને તલવારથી આનેકદુંદુભિનું માથું કાપી, ફરીથી તે જોડી દેવામાં ન આવે તે માટે, માથું લઈને આકાશમાં રહેલા પોતાના મૂલ આશ્રયરૂપ સૌભમાં પ્રવેશ કર્યો.(૨૭)

**ततो मुहूर्तं प्रकृतावुपप्लुतः स्वबोध आस्ते स्वजनानुषङ्गतः।
महानुभावस्तदबुध्यदासुरीं मायां स शाल्वप्रसृतां मयोदिताम्
॥२८॥**

एतन्मुहूर्तमात्रं । तृतीयऽपि मुहूर्ते भगवान् इममर्थं चिन्तयन् तूष्णीं स्थितः। अनेन बलभद्ररक्षाभावाङ्कापि निवारिता । तदनन्तरं मुहूर्तमात्रं प्रकृता-विवोपप्लतः सन् पश्चान्मानुषीं प्रकृतिं परित्यज्य अन्यप्रबोधाभावेपि स्वबोध एव आस्ते । स्वज्ञानशक्तिं प्रकटीकृतवान् । अत्रापि क्रियायोर्व्यवहितेन सम्बन्धः। **स्वजनानुषङ्गतः** प्रकृतावुपप्लुत इति अस्वजनानुषङ्गतो वा तस्य स्वजनानुषङ्गो नास्तीति मोहाभावात् जिज्ञासया स्वबोधे स्थितिर्जातेत्यर्थः । ननु तथाप्युपदेशाभावे कथं ज्ञाननिष्ठा तदाह महानुभाव इति । तदा तामासुरीं सामयामबुध्यत् । इदं ममैव रूपान्तरमिति । आत्मजिज्ञासामेव आत्मावबोध इति। अनेन तस्मिन्नपि क्लपे भगवतः शुद्धब्रह्मत्वमित्युक्तम् । अज्ञत्वादिलीला सर्वावतारेष्विति न काप्यनुपपत्तिः परमुपक्रान्ते भागवते कृष्णो नैवंविधइति अत्रापि साधारण्येन योजयतां दूषणमग्रे वक्तव्यं सा माया कुत उत्पन्ना, किं निष्ठेति तद्वयं निर्दिशति शाल्वप्रसृतां मयोदितामिति । शाल्वे व्याप्तां मयेन च निरूपिताम् ॥२८॥

ततो बोधेन तद्रूपे उपसंहृते तत्कार्याणां लयो जात इत्याह-न तत्र दूतमिति।

<u>શ્લોકાર્થ -૨૮ :</u> પછી સ્વજનોના સંબંધને લઈને એક મુર્હુત પ્રકૃતિમાં લીન થઈ, પોતાની મેળે જ્ઞાનવાળા થયા. તે ઘણા પ્રભાવવાળાએ તેને મયે કહેલી અને શાલ્વે પ્રસારેલી માયા જાણી.(૨૮)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> આ માત્ર મુર્હુતમાં થયું. ત્રીજા મુર્હુતમાં ભગવાન આ વિષયનો વિચાર કરતાં શાંત રહ્યા. બલભદ્રે વસુદેવનું રક્ષણ કર્યું ન હતું. એ શંકા પણ આથી દૂર થઈ. પછી માત્ર એક મુર્હુત પ્રકૃતિમાં લીન થઈ, પછી મનુષ્યના સ્વભાવને તજીને બીજાએ જ્ઞાન આપવા છતાં શ્રીકૃષ્ણ પોતે જ

જ્ઞાનવાળા થયા. એટલે તેમને પોતાની જ્ઞાન શક્તિ પ્રગટ કરી. 'સ્વજનોના સંબંધને લીધે પ્રકૃતિમાં લીન થયાં' એમ કહેલું હોવાથી સ્વજનોનો સંબંધ ન હોવાને લીધે મોહ નહિ હોવાથી, જ્ઞાનની ઈચ્છાને લીધે પોતાની મેળે જ્ઞાન થવાની સ્થિતિ થઈ એવો અર્થ છે. .

છતાંપણ ઉપદેશ વિના ઉત્તમ જ્ઞાન કેવી રીતે થયું? એવી શંકા થાય તેથી 'ઘણા પ્રભવાવાળાએ' એ શબ્દ યોજેલ છે. શ્રીકૃષ્ણે તેને આસુરી માયા જાણી આ મારૂં જ બીજુ રૂપ છે એમ જાણ્યું. કારણ કે આત્માને જાણવાની ઈચ્છા થાય ત્યારે જ આત્માનું જ્ઞાન થાય છે. આથી એમ કહેલું છે કે તે કલ્પમાં પણ ભગવાન શુધ્ધ બ્રહ્મ જ હતા. 'અજ્ઞાની હોવું' વિગેરે લીલામાં તો બધા અવતારોમાં હોય છે. તેથી કંઈ પણ અયોગ્યતા નથી. છતાં પણ શ્રીમદ્ ભાગવતના આરંભમાં શ્રીકૃષ્ણ એવા પ્રકારના નથી એમ કહેલું હોવાથી અહીં પણ તેમને સામાન્ય દેવ તરીકે યોજનારાઓનો દોષ આગળ કહેવામાં આવશે. તે માયા કયાંથી ઉત્પન્ન થઈ અને કોનામાં સ્થિર રહેલી 'તે બે મયે કહેલી અને શાલ્વે પ્રસારેલી' એ વિશેષણથી કહે છે. શાલ્વમાં વ્યાપિ રહેલી અને મયે કહેલી તે હતી. (૨૮)

પછી જ્ઞાન થતાં તે માયારૂપ ભગવાનનું રૂપ નિવૃત્ત થતાં તેના કાર્યોમાં લય થયો તે નીચેના શ્લોકથી કહે છે.

**न तत्र दूतं न पितुः कलेवरं प्रबुद्ध आजौ समपश्यदच्युतः ।**
**स्वाप्नं यथा चाम्बरचारिणं रिपुं-**
**सौभस्थमालोक्य निहन्तुमुद्यतः॥२९॥**

अनेनापि भगवत्त्वमेव साधितम् । अन्यथा मायिकोपसंहारे हेत्वभावः, दूतः पितुः शरीरं च पूर्वं दृश्यामानमपि प्रबुद्धः सन् पाश्चादाजौ युद्धस्थाने न समपश्यत् । यतोऽयमच्युतः । रूपान्तरस्थितः- तथैवेति ज्ञापयितुं गूढोर्थो-ऽयमिति दृष्टान्तमाह स्वप्नं यथेति । स्वप्नेऽपि स्वयमेव स्थितः परं रूपान्तरेणेति रूपान्तरस्वीकारे तस्यादर्शनं युक्तं । चकारेण मायामनोरथा-दिकमपि संगृह्यते

-ततः अम्बरचारिणं रिपुं सौभस्थमालोक्य मारणपापेन महादेवभगवतोः उपेक्षणशद्रक्षकाभावात् निहन्तुमुद्यत इति पूर्वपक्षः ॥२९॥

सिद्धान्तमाह एवमिति।

શ્લોકાર્થ -૨૯ : જેમ જાગેલો સ્વપ્નના પદાર્થો જોતો નથી. તેમ જ્ઞાની અચ્યુતે ત્યાં યુદ્ધભૂમીમાં દૂતને જોયો નહિ. પિતાના શરીરને પણ જોયું નહિ. અને આકાશમાં ફરનારા શત્રુને સૌભમાં બેઠેલો જોઈને હણવા માટે ઉદ્યમ કર્યો. (૨૯)

ભાવાર્થ, સુબોધિનીજી : આથી શ્રીકૃષ્ણ ભગવાન જ છે એમ સિદ્ધ થાય છે. તેમ ન હોય તો માયિક પદાર્થો નિવૃત્ત થવાનું કારણ નથી. દૂત અને પિતાનું શરીર પહેલાં દેખાતાં હતાં. છતાં પણ જ્ઞાની થતાં પછી યુદ્ધભૂમીમાં શ્રીકૃષ્ણે જોયાં નહિ. કારણ કે બીજાના રૂપમાં રહેલા આ 'અચ્યુત' તેવા અચ્યુત હતા. આ ગૂઢ અર્થ હોવાથી જેમ જાગેલો માણસ સ્વપ્નના પદાર્થોને જોતો નથી એવું દૃષ્ટાંત કહેલું છે. સ્વપ્નમાં પણ જેને સ્વપ્ન થાય છે તે પુરૂષ પોતે જ હોય છે. પરંતુ બીજા રૂપથી હોવાથી બીજા સ્વપ્ન વિનાના રૂપનો સ્વીકાર કરે ત્યારે તે સ્વપ્નમાં જોયેલા પદાર્થો ન જુએ તે યોગ્ય જ છે. 'ચ અને' એ શબ્દથી માયાથી ઈચ્છેલા પદાર્થો વિગેરેનો પણ સમાવેશ કરવામાં આવે છે. પછી આકાશમાં ફરનારા શત્રુને સૌભમાં બેઠેલો જોઈને, તેને હણવામાં આવે તો, તેના પાપને લઈને મહાદેવ અને ભગવાને તેનો ત્યાગ કરેલો હોવાથી તેનું રક્ષણ કરનાર કોઈ ન હોવાથી શ્રીકૃષ્ણે તેને હણવાને ઉદ્યમ કર્યો એવો પૂર્વપક્ષ છે. (૨૯)

નીચેના શ્લોકથી સિદ્ધાંત કહે છે.

**एवं वदन्ति राजर्षे मुनयः केचनान्विताः।**
**यत्स्ववाचो विरुध्येरन्नूनं ते न स्मरन्त्युत॥३०॥**

अस्य पूर्वपक्षत्वं युक्तिबोधेन वक्तव्यमेव प्रमाणवादेनापि निरस्यते । एवं मुनयो वदन्तीति मननेन संजातं यदार्षज्ञान तेनोत्प्रेक्षया एव ज्ञात्वा वदन्ति

मूलविरोधे आर्षज्ञानमप्रमाणमिति शास्त्रमर्यादा उपजीव्यविरोधात्। यथा प्रमाणबोधितधर्मेणैव आर्षज्ञानं वृत्तमिति प्रमाणविरोधेन निरूपितानि साङ्ख्यादिमतान्यप्रमाणानि। एवं भगवदनुभावकृपाव्यतिरेकेण प्रमेयबलं विना आर्षज्ञानं न भवतीति तेन ज्ञानेन भगवति दोषदर्शनं स्वजन्मनि मातृव्यभिचारदर्शनमिव सर्वथा बाधितविषयत्वादुपेक्ष्यम्। तथापि धृष्टा निर्लज्जा ये वदन्ति मूलभूतेपि भगवति दोषांस्तानुपहसति मुनयो वदन्तीति। ऋषय इत्यति तथा। राजर्ष इति संबोधनं स्वपक्षपरपक्षाभिनिवेशयोः विश्वासोपहासौ बोधयति। एतेषां मध्ये केचनैवान्विताः युक्तवादिनः सर्वनिराकरणे अर्धनिराकरणं प्ररोचनार्थम्। नान्विता इति पदच्छेदे सर्वनिराकरणं वा । उपहासे युक्तिमाह यत्स्ववाचो विरुध्येरन्निति। ते किं कल्पान्तरव्यवस्थां योगबलेन ज्ञात्वा वदन्ति आहोस्वित् इदानींतनभगवव्द्यवस्थाम्। आद्ये नास्माकं कापि क्षतिः। द्वितीये तु 'कृष्णस्तु भगवान् स्वयम्' इति शास्त्रपर्यालोचनया तदनुगुणा एव धर्मा वक्तव्या इति विरुद्धकथनात् ते नूनं न स्मरन्ति। अपि च। तादृशार्षज्ञानेन उत अपि पूर्वमपि स्मृतमप्रमाणमेव । ननु सर्वेष्ववारेषु अवतारधर्माः प्रवर्तन्ते अन्यथा वसुदेवसुत्वादयोऽपि बाधितार्था इति न वक्तव्याः स्युः ॥३०॥

तस्मादवतीर्णस्य दोषवर्णनं न बाधितमिति शङ्कायामाह क्व शोकमोहौ स्नेहो वेति।

<u>શ્લોકાર્થ - 30 :</u> હે રાજર્ષિ! મુનીઓ એ પ્રમાણે કહે છે. તેમાંના કેટલાક યોગ્ય વચન કહેનારા છે. જે પોતાની વાણીમાં વિરોધ થાય તેનું તેઓને ખરેખર સ્મરણ પણ રહેતું નથી.(30)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> આ પૂર્વપક્ષ હોવાનું જણાવીને કહેવાનું જ છે. પ્રમાણથી ખોટું સિદ્ધ થવાથી પણ પૂર્વપક્ષ હોવાનું કહેવામાં આવે છે. મુનીઓ એ પ્રમાણે કહે છે. એટલે મનથી ઉત્પન્ન થયેલું જે ઋષિઓને થતું જ્ઞાન. તેને અનુમાન વડે જ જાણીને કહે છે. મૂલની સાથે વિરોધ થાય ત્યારે

ૠષિઓનું જ્ઞાન પ્રમાણ નથી. એથી શાસ્ત્રની મર્યાદા છે. કારણ કે જેના પર તેનો આધાર છે તેનાથી તે વિરૂદ્ધ છે. જેમ પ્રમાણોને જણાવેલા ગુણોને લીધે ૠષિઓનું જ્ઞાન થયેલ હોવાથી મુકરર કહેલા સાંખ્ય વિગેરે મતો પ્રમાણ સાથેના વિરોધને લીધે અપ્રમાણ છે. એવી રીતે ભગવાનના પ્રભાવવાળી કૃપા વિના એટલે પ્રમેયબલ વિના ૠષિનું જ્ઞાન થતું નથી. તેથી ૠષિના જ્ઞાનથી ભગવાનમાં દોષ જોયો. તે પોતાના જન્મના સંબંધમાં માતાએ કહેલ વ્યભિચાર જોવાને પેઠષ સંપૂર્ણ રીતે ખોટું ઠરતું હોવાથી અવગણના કરવા યોગ્ય છે. છતાં પણ જેઓ ઉકૃત અને ર્નિલજજ થઈ સર્વના મૂલ બનેલ ભગવાનમાં પણ દોષો હોવાનું કહે છે. તેઓને મુનીઓ કહે છે. એમ જણાવી શુક મશ્કરી કરે છે. 'ૠષિઓ' એ શબ્દ હોય ત્યારે તેવાંજ અર્થ છે. હે રાજર્ષિ ! એ સંબોધનથી પોતાના પક્ષ અને બીજાના પક્ષમાં આસક્તિવાળાઓ પર અનુક્રમે વિશ્વારસ અને ઉપહાસ જણાવેલા છે. આમાનામાં કેટલાક જ યોગ્ય વચન કહેનારા છે.સર્વને ખોટા ઠરાવનારા હોય ત્યાં અડધાને ખોટા ઠરાવવા એ આર્કષણ માટે છે. અથવા યોગ્ય કહેનારા નથી. એમ પદચ્છેદ કરતાં સર્વને ખોટા ઠરાવવાનું છે.

'પોતાની વાણીમાં વિરોધ થાય' એ શબ્દોથી મશ્કરી કરવામાં તર્ક કહેલો છે. તેઓ બીજા કલ્પની વ્યવસ્થા યોગના બલથી જાણીને કહે છે. અથવા હાલની ભગવાનની વ્યવસ્થા કહે છે? જો પહેલું હોય તો શ્રીકૃષ્ણ તો પોતે ભગવાન છે. એ શાસ્ત્રના નિર્ણયને લીધે તે નિર્ણયને અનુકુલ જ ગુણો ભગવાનમાં હોવાનું કહેવું જોઈએ. તેથી વિરૂધ્ધ કહેવાને લીધે તેઓને ખરેખર પહેલા કહેલા નિર્ણયથી આ વિરૂધ્ધ હોવાનું સ્મરણ રહેતું નથી. વળી તેવા ૠષિના જ્ઞાનથી પણ પહેલાં આ શાસ્ત્રમાં કહેલું અપ્રમાણ જ થાય.(૩૦)

બધાએ અવતારોમાં ગુણો હોય છે. તેમ ન હોય તો 'વસુદેવના પુત્ર હોવાપણું' પણ ખોટા જ હોવાથી ન કહેવા જોઈએ. તેથી અવતાર લીધેલ ભગવાનમાં દોષનું વર્ણન કરવું એ વિરૂધ્ધ નથી. એવી શંકા થાય તેથી હવે કહે છે.



**क्व शोकमोहौ स्नेहो वा भयं वा येऽज्ञसंभवाः।**
**क्व चाखण्डितविज्ञानज्ञानैश्वर्यसुरेडितः ॥३१॥**

अयमवतारः नावतारान्तरवत् केनचिदंशेन अज्ञानशक्तिसहितो वा किन्तु साक्षात्पुरुषोत्तमस्यैव पूर्णशक्तिमतः ततश्च तत्र पूर्णरूपे प्रथमतो हीनभाव एव बोधयितुमनुचितः भक्तोत्कर्षबोधनाभावात् तत्रापि पित्रर्थं शोकः मोहश्च । मायिके पितृत्वबुद्धिस्तस्मिंश्च स्नेह इति। वेत्यनादरे । तदनुगुणं वचनं च 'पिता मे बलवान्विधिः' इत्यादि । एते कथं न भवन्तीत्याह **अज्ञसंभवा** इति । अज्ञानगृहीत एव चैतन्ये एतेऽन्तःकरणस्य धर्माः संभवन्ति । प्रकृतेऽप्येवमेवास्त्विति चेत्तत्राऽऽह क्व **चाखण्डितविज्ञानज्ञानैश्वर्य** इति। भगवति सर्वदा त्रयं सिद्धं सर्वलीलास्वपि अखण्डितं विज्ञानमात्मानुभवः, ज्ञानं सर्ववस्तूनां, ऐश्वर्यं पूतानसुपयःपानप्रभुति सर्वत्र त्रयाणां निरूपणात्, यत्राज्ञानं बाल्ये सर्वजनीनं तत्र यदि नास्ति तथा कथमिदानीं जीवानामपि विवेकदशायां तत्संभवेत्। न च लोकास्तथैव बोध्यन्त इति पक्षः लोकानामपि भगवान्निरतिशयैश्वर्य इति बुद्धिः। यतः **सुरैरनुक्षणमीडितः** । उपलक्षणमेतत्। पारिजातहरणगोवर्द्धनोद्धरणकालियदमनादीनि पामराणामपि माहात्म्यज्ञापकानि भगवच्चरित्राणि सन्ति। अतः सर्वथास्मिन्नवतारे केनाप्यंशेनाज्ञानादिकथनं बाधितविषयमेव ॥३१॥

किंच । यद्यस्मिन्नवतारे कोऽप्यंशः अज्ञानकृतः प्रदर्शनार्थो वा भवेत् तदायमवतार एव न भवेत् । मोक्षदानेमवास्यावतारस्य प्रयोजनम्। अन्यत्तु गौणमेव 'नृणां निःश्रेयसार्थाय' इति वाक्यात् । अन्यथा कामादिभिर्भजने मोक्षो न स्यात् । 'भक्तियोगविधानार्थं' इति वाक्यात् । अन्यथा कामादिभिर्भजने मोक्षो न स्यात् । 'भक्तियोगविधानार्थं' इत्यपि पक्षे माहात्म्यविघटकत्वादिदं चरित्रमसमञ्जसमित्यभिप्रेत्याऽऽह **यत्पादसेवोर्जितयात्मविद्ययेति** ।



श्लोकार्थ -३१ : જે અજ્ઞાનમાંથી ઉત્પન્ન થાય છે.

*સ્નેહ અને ભય કર્યા અને અખંડ આત્માનુભવ, જ્ઞાન અને ઐશ્વર્યવાળા દેવોએ સ્તુતિ કરેલા શ્રીકૃષ્ણ કયાં?(૩૧)*

ભાવાર્થ, સુબોધિનીજી : આ અવતાર બીજા અવતારોથી પેઠે કોઈપણ અંશથી થયેલો નથી તેમજ જ્ઞાન શકિત વિનાનો નથી. પરંતુ પૂર્ણ શકિતવાળા સાક્ષાત્ પુરૂષોત્તમનો જ છે. અને તેથી પૂર્ણ રૂપવાળા તેમનામાં હલકાઈનો બોધ કરવો એ અયોગ્ય છે. કારણ કે ભકતોને તેમના ઉત્તમપણાનો બોધ થતો નથી. તેમાં પણપિતા માટે શોક અને મોહ માયિક પુરૂષમાં પિતા હોવાની બુદ્ધિ અને તેમનામાં સ્નેહ એ જાણાવવા અયોગ્ય છે. 'વા' શબ્દ તિરસ્કાર દર્શાવેલ છે. વળી મારા પિતાને કેવી રીતે લઈ ગયો? વિધિ બલવાન છે વિગેરે વચનો પણ અયોગ્ય જ છે.

આ તેમનાં કેમ ન હોય? એ જાણવાની ઈચ્છા થાય તેથી 'અજ્ઞાનમાંથી ઉત્પન્ન થતાં' એ વિશેષણ યોજેલ છે. આ અન્તઃકરણના ગુણો અજ્ઞાને ઘેરી લીધેલા ચૈતન્યમાં જ ઉત્પન્ન થાય છે.

ચાલુ પ્રંસગ શ્રીકૃષ્ણમાં ભલે તેમ હો ! એવી શંકા થાય તેથી અખંડ આત્માનુભવ, જ્ઞાન અને ઐશ્વર્યવાળા' એમ કહેલું છે. અખંડ વિજ્ઞાન એટલે આત્માનો અનુભવ (૨) સર્વ પદાર્થોનું જ્ઞાન અને ઐશ્વર્ય આ ત્રણ ભગવાનમાં અને તેની બધી લીલાઓમાં પણ આ ત્રણ સદા હોવાનો નિર્ણય થયેલો છે.

કારણ કે પુતનાના ધાવણરૂપ પાનથી આરંભી સર્વ પ્રસંગે આ ત્રણે જાણાવેલા છે. જે અજ્ઞાન બાલપણમાં સર્વમાં પ્રસિદ્ધ છે તે પણ જ્યારે તેમનામાં નથી ત્યારે આ સમયે જ્યારે જીવો પણ સારૂં નરસું પારખવામાં સ્થિતિમાં હોય છે ત્યારે તે કેમ સંભવે? વળી લોકોને તેવોજ બોધ કરવમાં આવે છે. એવો મત પણ યોગ્ય નથી. ભગવાનમાં હદ વગરનું ઐશ્વર્ય છે એવી લોકોની પણ બુદ્ધિ છે. કારણ કે દેવોએ ક્ષણે ક્ષર્ણે ભગવાનની સ્તુતી કરેલી છે. આ વાનગી છે પારિજાતનું સ્વર્ગમાંથી હરણ, ગોવર્ધનને ઉંચો ધરી રાખવો, કાલિયને વશ કરવો વિગેરે પામર પુરૂષોને પણ મહાત્મ્ય જાણાવનારાં ભગવાનનાં ચરિત્રો છે. તેથી આ અવતારમાં કોઈ પણ અંશથી અજ્ઞાન હોવાનું

કહેવું એ સંપૂર્ણ રીતે ખોટું છે.(૩૧)

વળી જો આ અવતારમાં અજ્ઞાનથી થતો અથવા દેખાવ માટેનો જો કોઇ પણ અંશ હોત તો આ અવતાર જ ન થાત કારણ કે મનુષ્યોના મોક્ષ માટે (૧૦-૨૯-૪૪) પ્રમાણે મોક્ષ આપવો એ જ આ અવતારનું પ્રયોજન છે. બીજુ પ્રયોજન તો ગૌણ છે તેમ ન હોત તો કામ વિગેરેથી ભજન કરવામાં આવતાં મોક્ષ ન મળત. ભક્તિયોગ સાધવા માટે (૧-૮-૧૯) એ મત પ્રમાણે આ ચરિત્ર મહાત્મ્ય જ્ઞાનનો નાશ કરનારૂં હોવાથી અયોગ્ય છે. તે હવે કહે છે.

**यत्पादसेवोर्जितयात्मविद्यया हिन्वन्त्यनाद्यात्मविपर्ययग्रहम् ।**
**लभन्त आत्मानमनन्तमीश्वरं -**
**कुतो नु मोहः परमस्य सद्गतेः ॥३२॥**

यस्य पादसेवया ऊर्जिता आत्मविद्या भवति । ब्रह्मविच्चरणसेवया उत्पन्ना भगवच्चरणसेवया पुष्टा भवति । बीजभावदेहभावयोर्लोके महान् विशेषः । तथा गरोर्भगवतः सकाशाच्च जायमानज्ञानविशेषः । एवं यत्र चरणसेवकानामन्येषामेवं भवति। यत्र च गुरोरपि मोहो निवार्यते तत्र कथं भगवन्मोहसंभवः। किंच । न केवलं तेषां ज्ञानमेवोत्पद्यते किन्तु तेन ज्ञानेन **अनाद्यात्मविपर्ययग्रहं हिन्वन्ति** नाशयन्ति। अनादिर्योऽयमात्माग्रहः ततो विपर्ययः देहादिबुद्धिः तत्र योयमाग्रहः समूलकमज्ञानकार्यं नश्यतीत्यर्थः। न केवलं तावन्मात्रं किन्त्वज्ञाननिवृत्त्यनन्तरं आत्मानं भगवन्तमपि लभन्ते। ननु स्वात्मालब्ध एव को विशेष इति चेत्तत्राह **अनन्तमीश्वरमिति**। अपरिच्छेद ऐश्वर्य आत्मना आत्मना आत्मन्येव तत्रैश्वर्यं तच्चैवेति सर्ववादिसंमतं परिच्छेदस्तु केषांचिन्मते आविद्यकः । उभयथापि विशिष्टात्मा सायुज्य एव प्राप्तो भवति। ततश्चैकस्मिन्नेव जन्मनि चरणसेवामात्रेण निषिद्धप्रकारेणऽपि अविद्यानिवर्तकं ज्ञानं अनुपदमेव सायुज्यं च ज्ञानमार्गेऽपि जन्मकोटिभिः साध्यं कथं लभन्ते। अतस्तेषामस्मिन्नप्यवतारे अज्ञानादिवर्णनं शास्त्रान्तरकरणज्ञानवदुपेक्ष्यमेव । ननु प्रदर्शनार्थं शिवतद्भक्तमाहात्म्यकथनार्थं वा तथा लीलाप्रदर्शनं

भविष्यतीति चेत् । तत्राऽऽह परमस्य सद्गतेरिति । कालादेरपि परस्य को महादेवतद्भक्तानुरोधः सतां गतेश्च कथं मोहप्रवर्तकत्वम् । सन्त एव न मोहं प्रदर्शयन्ति कुतस्तेषामपि गतिः। अवतारान्तरेऽपि भक्तैः सहलीलायामेव पराजयादिवर्णनम् 'मद्भक्तपूजाभ्यधिका' इति प्रदर्शनार्थं तस्मात्प्रकृते मोहहेतोः कस्याप्यभावात् । नु इति निश्चये न कुतो मोहः॥३२॥

तर्हि अत्र शाल्वयुद्धे किं जातमित्याकाङ्क्षायामाह तं शस्त्रपूगैः प्रहरन्तमोजसेति ।

શ્લોકાર્થ -૩૨ :જેમના ચરણના સેવનથી પુષ્ટ થયેલી આત્મવિદ્યાની અનાદિ આત્માના નિર્ણયથી ઉલ્ટામાં આગ્રહનો નાશ કરે છે અને અનન્ત ઐશ્વર્યવાળા ભગવાનને પ્રાપ્ત કરે છે અને અનન્ત ઐશ્વર્યવાળા ભગવાનને પ્રાપ્ત કરે છે. તે ઉત્તમ સત્પુરૂષોના ફલરૂપ શ્રીકૃષ્ણને મોહ ક્યાંથી હોય ? (૩૨)

ભાવાર્થ, સુબોધિનીજી : જેમના ચરણના સેવનથી આત્માવિદ્યા પુષ્ટ થાય છે. તેવા શ્રીકૃષ્ણ છે. બ્રહ્મ જાણનારના ચરણની સેવાથી ઉત્પન્ન થયેલી આત્મવિદ્યા ભગવાના ચરણની સેવાથી પુષ્ટ થાય છે. બીજની સ્થિતિ અને દેહની સ્થિતિમાં લોકમાં ઘણો ભેદ છે. તેવાજ ગુરૂ પાસેથી અને ભગવાન પાસેથી પ્રાપ્ત થતા જ્ઞાનમાં ભેદ છે. અને જ્યારે ગુરૂનો પણ મોહ દૂર થાય છે ત્યારે ભગવાનને મોહ થવાનો સંભવ કયાંથી હોય? વળી તેઓને જ્ઞાન જ ઉત્પન્ન થાય છે. એટલું જ નહિ પરંતુ તે જ્ઞાનથી તેઓ અનાદિ આત્માના નિર્ણયથી ઉલટા નિર્ણયોના નાશ કરે છે. અનાદિ છે જે આ આત્માનો નિર્ણય. તેનાથી ઉલ્ટી દેહમાં આત્મા છે એવી બુદ્ધિ તેમાં જે આ આગ્રહ તેનો નાશ કરે છે. મૂલ સાથે અજ્ઞાનનો નાશ થાય છે. માત્ર એટલું જ થાય છે એમ પણ નથી પરંતુ અજ્ઞાન દૂર થયા પછી ભગવાનને પણ પ્રાપ્ત કરે છે.

પોતાનો આત્મા પ્રાપ્ત થયેલો જ છે. એમાં શી સરસાઈ? તેથી 'અનંત ઐશ્વર્યવાળા' એ શબ્દો યોજેલ છે. આત્માને લીધે ઐશ્વર્યમાં હદ નથી અને ત્યાં આત્મામાં જ તે ઐશ્વર્ય છે એવું વાદીઓએ સ્વીકારેલ છે. હદ તો અવિદ્યાથી થયેલી છે. બંનેના મત પ્રમાણે સાયુજ્ય થાય ત્યારે જ ઉત્તમ

આત્માને ભગવાનની પ્રાપ્તિ થાય છે. તેથી એક જ જન્મમાં શાસ્ત્રમાં મના કરેલ પ્રકારથી માત્ર ચરણની સેવા કરવાથી અવિદ્યાને નાશ કરનારૂં જ્ઞાન અને જ્ઞાનમાર્ગ પ્રમાણે કરોડો જન્મથી પ્રાપ્ત થઈ શકે તેવું સાયુજ્ય એક પછી એક તરત જ કેમ પ્રાપ્ત કરે છે? તેથી તે મુનીઓ આ અવતારમાં પણ અજ્ઞાન વિગેરે દોષો હોવાનું વર્ણન કરે છે. તે બીજા શાસ્ત્રોના સાધનાથી થતા જ્ઞાનની પેઠે અવગણના કરવા યોગ્ય જ છે.

દેખાડવા માટે અથવા શિવ અને તેમના ભક્તોનું મહાત્મ્ય જણાવવા માટે તેવી લીલા ભગવાન દેખાડતા હશે એવી શંકા થાય તેથી 'ઉત્તમ સત્પુરૂષોના ફલરૂપ' એ શબ્દો યોજેલ છે. કાલ વિગેરેથી ઉત્તમ ભગવાન પાસે મહાદેવ અને તેમના ભક્તોનો આદર કોણ? વળી સત્પુરૂષોના ફલરૂપથી મોહની પ્રવૃત્તિ કેમ થાય? સત્પુરૂષો જ પોતાનામાં મોહ દેખાડતા નથી. તો પછી તેઓના ફલરૂપ ભગવાન કેમ દેખાડે? વળી અવતારમાં પણ 'મારા ભક્તોની પૂજા અધિક છે.' એમ દેખાડવા માટે જ ભક્તોની સાથે લીલાઓ જ (અવતારમાં) પરાજય વિગેરેનું વર્ણન થાય છે. તેથી ચાલું પ્રસંગમાં શ્રીકૃષ્ણમાં મોહ હોવાનું કોઈ કારણ નથી. મોહ કેવી રીતે સંભવે ? તે ન જ હોય.(૩૨)

ત્યારે અહીં શાલ્વ સાથેના યુદ્ધમાં શું થયેલી? એ જાણવાની ઈચ્છા થાય તે હવે નીચેના શ્લોકથી કહે છે.

**तं शस्त्रपूगैः प्रहरन्तमोजसा शाल्वं शरैः शौरिरमोघविक्रमः।**
**विध्वाच्छिनद्वर्म धनुः शिरोमणिं सौभं च शत्रोर्गदया रुरोज ह ।।३३।।**

अत्र केचिन्मोहदर्शनप्रभृति सर्वमेव बाधितं किन्तु गृह एव विद्यमाने भगवति तस्मिन्नागते शस्त्रपूगैः प्रहरन्तं मारितवानित्याहुः । अन्ये त्विन्द्रप्रस्थादेवाऽऽगत्य स्वसैन्यं शस्त्रैः प्रहरन्तं दृष्ट्वा मारितवानिति, अपरे तु बाहुवेधादिमोहप्रदर्शनं जातमेव केवलं भगवति मोह एव निषिद्धः नत्वन्य इति पश्चान्मोहाभाव एव । पुनरागत्य शस्त्रैः प्रहरन्तमिति तत्र मतान्तरत्वात्

कल्पान्तरे सर्वमेव यथार्थं भगवति तु तस्य सर्वस्यापि सप्रकरणस्य मोहस्य निषिद्धत्वात् । अष्टाविंशे दिवसे केवलं स्वयमागत्य मारितवानिति । एक पक्षः सभार्यो वा समागत्य वा मारितवानिति । शस्त्रपूगैः शस्त्रसमूहैः अवान्तरजातिभेदापन्नैः नानाशस्त्रोद्भवैर्वा ओजसा प्रहरन्तं शाल्वं शरैस्त्रिभिर्विध्वा तैरेवाच्छिनत् । वर्म धनुः शिरोमणिं च, पुनरन्यैर्बाणैः सौभं चकारात्तं च । ततो निकटं समागतं सौभं बाणप्रहारैरानीतं गदया रुरोज । पीडां संपादितवान् । हेत्याश्चर्ये ॥३३॥

ततो यज्जातं तदाह तत्कृष्णहस्तेरितयेति ।

*श्लोकार्थ -૩૩ : બળસહિત શસ્ત્રોના સમુહોથી પ્રહાર કરતા તે શાલ્વને નિષ્ફલ ન થાય તેવા પ્રરાક્રમવાળા શૌરિએ બાણોથી વીંધી તેના કવચ, ધનુષ્ય, અને માથામાં પહેરેલા મણિને કાપી નાખ્યાં અને શત્રુના સૌભના ગદાથી કડકા કર્યા.(૩૩)*

ભાવાર્થ, સુબોધિનીજી : આ વિષયમાં કેટલાક એમ કહે છે કે શ્રીકૃષ્ણે મોહ દેખાડયો ત્યાંથી આરંભી બધું એ ખોટું છે. પરંતુ ભગવાન ઘેર દ્વારકામાં જ બિરાજતા હતા. ત્યારે તે શાલ્વ આવતાં શસ્ત્રોના સમુહોથી પ્રહાર કરનારને ભગવાને હણ્યો. બીજાઓ તો એમ કહે છે કે ઈંદ્રપ્રસ્થથી આવીને, તેને હણ્યો. બીજાઓ તો એમ કહે છે કે ભગવાનનું બાહુ વિંધવાનું વિગેરે મોહ પમાડવાનું થયેલું જ. ભગવાનમાં માત્ર મોહ હોવામાં સિદ્ધાંતથી વિરોધ કહેલો છે. પણ બીજા વિષયનો વિરોધ કરેલો નથી. તેથી પછી મોહ ન રહેતાં ભગવાને પાછા પધારી શસ્ત્રોથી પ્રહાર કરતા શાલ્વને હણ્યો. આ સંબંધમાં આ મતાંતર હોવાથી બીજા કલ્પમાં બધું એ સત્ય હતું. પરંતુ ભગવાનના સંબંધમાં પ્રકરણસહિત તે બધાએ મોહનો સિધ્ધાંતીક વિરોધ કરેલો હોવાથી અઠાવીસમા દિવસે માત્ર ભગવાને પોતે પધારી તેને હણેલો એવો એક મત છે. અથવા પત્નીઓ સાથે ભગવાને પધારી તેને હણેલો એવો મત છે. જાત જાતના પેટા વિભાગવાળા શસ્ત્રોના સમુહોથી ઉત્પન્ન થતા પ્રહારો બલથી કરાતા શાલ્વને ત્રણ બાણોથી વિંધીને તે બાણોથી તેઓનાં કવજ, ધનુષ્ય અને માથામાં પહેરેલા

મણિને કાપી નાખ્યાં. ફરીથી બીજા બાણથી સૌભને અને શાલ્વને વીંધ્યો. પછી બાણના પ્રહારોથી પાસે લાવેલા સૌભને, ગદાથી પીડા કરી. 'હ' શબ્દ આશ્ચર્ય દર્શાવવા યોજેલો છે.(૩૩)

પછી જે થયું તે નીચેના શ્લોકથી કહે છે.

**तत्कृष्णहस्तेरितया विधूर्णितं पपात तोये गदया सहस्रधा।**
**विसृज्य तद्भूतलमास्थितो गदामुद्यम्य -**
**शाल्वोऽच्युतमभ्यगाद्रुतम् ॥३४॥**

प्रथमतः कालातमा तत्रापि पूर्णा क्रियाशक्तिः । तया च प्रेरिता गदा अत आध्यात्मिकादि सर्वरक्षकाणां निवृत्तत्वात् विधूर्णितं सत् गदया सह तोये सहस्रधा भूत्वा पपात। गदयेत्यनुवादो वा। करणत्वं तु प्रहार एव । पुनर्हस्ते वा समागमनम्। ततः शाल्वस्तद्विसृज्य भूतलमास्थितः सन् गदामुद्यम्य भ्रान्तः सन् अच्युतमभ्यगात्। अच्युत एवायं किं गमनेन पराक्रमेण वा॥३४॥

ततो यज्जातं तदाह आधावत इति।

<u>શ્લોકાર્થ -૩૪ :</u> *શ્રીકૃષ્ણના હસ્તથી ફેંકાયેલી ગદાથી તે ધૂમરી ખાતું હજાર કડકા થઈ જલમાં પડ્યું. શાલ્વ તેને તજી ભૂતલ પર ઉભો રહી. ગદા ઉગામી અચ્યુત પાસે ઝડપથી દોડી આવ્યો.(૩૪)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> મૂલ તે કૃષ્ણ કાલરૂપ, તેમની પૂર્ણ ક્રિયાશક્તિ શ્રીહસ્ત અને તેને ફેંકેલી ગદા તેથી અધ્યાત્મીક વિગેરે સર્વ સૌભનું રક્ષણ કરનારાઓ જતા રહેતાં ધૂમરી ખાતું સૌભ હજાર કડકા થઈ ગદા સાથે જલમાં પડયું. 'ગદાથી' એ શબ્દ ગયા શ્લોકમાં કહેલ તે ફરીથી કહેલ છે. તેના કડકા થવાનું કારણ ગદાનો પ્રહારજ હતો અને ગદા પાછી ભગવાનના હસ્તમાં આવેલી.

પછી શાલ્વ તે સૌભને તજીને, ભૂતલ પર ઉભો રહીને ગદા ઉગામી, ગભરાઈ ગયેલો થઈને 'આ અચ્યુત છે' આમનાથી નાસી જવાથી અથવા એમની સામ્મે પરાક્રમ કરવાથી શું વળે? એવા વિચારથી અચ્યુત પાસે દોડી

આવ્યો. (૩૪)

પછી જે થયું તે નીચેના શ્લોકમાં કહે છે.

**आधावतः सगदं तस्य बाहुं भल्लेन छित्वाथ रथाङ्गमद्भुतम्।**
**वधाय शाल्वस्य लयार्कसंनिभं बिभ्रद्बभौ सार्क इवोदयाचलः ॥३५॥**

भल्लेन हस्तच्छेद क्रियाशक्तेःपृथक्करणार्थः । ततो रथाङ्गेन मोक्षदानार्थं अद्भुतं रथाङ्गं लयार्कसंनिभं दर्शनेनैव मृत्युभयजनकं बिभ्रद्भगवान् बभौ । तावतैव सर्वेषां प्रातःकाल इव महत्सुखं जातमित्याह सार्क इवोदयाचल इति ।किञ्चित्कालं शस्त्रं धृत्वा स्थितिः महादेवादिपरीक्षार्था यद्यस्ति कश्चिदस्य रक्षकः तदा समायात्विति ॥३५॥

<u>શ્લોકાર્થ - ૩૫ :</u> *દોડી આવતા તેના ગદા સાથેના હાથને ભાલાથી કાપી નાખી પછી શાલ્વનો વધ કરવા માટે પ્રલય કરનાર સૂર્યના જેવું અદભૂત ચક્ર ધારણ કરતા શ્રીકૃષ્ણ સૂર્ય સહિત ઉધ્યાચલની પેઠે શોભ્યા. (૩૫)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> શાલ્વની ક્રિયાશક્તિ છુટી પાડવા માટે ભાલાથી તેના હાથને કાપ્યો. પછી ચક્રથી મોક્ષ આપવા માટે પ્રલયના સૂર્ય જેવું, માત્ર જોવાથી જ મરણનો ભય ઉત્પન્ન કરે તેવું અદભૂત ચક્ર ધારણ કરતા ભગવાન શોભ્યાં. પ્રાતઃકાળ થતાં સર્વને ઘણું સુખ થાય છે તેના જેવું ઘણું સુખ સર્વને તેટલાથી થયું 'એમ સૂર્ય સહિત ઉદયાચલની પેઠે' શબ્દોથી કહેલું છે. 'જો કોઈ આનું રક્ષણ કરનાર હોય તો આવો' એવી રીતે મહાદેવ વિગેરેની પરીક્ષા કરવા માટે ભગવાન કેટલા સમય સુધી ચક્ર ધારણ કરીને રહ્યા. (૩૫)

**जहार तेनैव शिरः सकुण्डलं किरीटयुक्तं पुरमायिनो हरिः।**
**वज्रेण वृत्रस्य यथा पुरन्दरो बभूव हाहेति वचस्तदा नृणाम् ॥३६॥**

ततः न कस्यापि समागमने तेनैव शिरश्चिच्छेद । अन्यार्थं चक्रं धृतमिति तुच्छत्वादस्य वधोऽन्येन भविष्यतीति तेनैवेत्युक्तम् । सकुण्डलमिति । सर्वदेवाधिष्ठितमपि तत्रापि पुरमायिनः पुरलक्षणा मोहमाया यस्य,

एतादृशस्यापि वधे हेतुः हरिरिति। सर्वदुःखहर्ता। एतस्यैव च मोक्षार्थम्। किञ्च। यद्ययं जीवेत् तदा सर्वोपद्रवं कुर्यादिति दृष्टान्तेनाऽऽह वज्रेण वृत्रस्य यथा पुरन्दर इति। तदा तदीयानां नृणां हाहेति वचः अभूत्॥३६॥

तावतापि युद्धं न निवृत्तमिति वक्तुमाह तस्मिन्निपतित इति।

श्लोकार्थ -३५ : જેમ વ્રજથી ઇંદ્રે વૃત્તનું માથું કાપેલું તેવી રીતે હરિએ તેનાથી જ પુરૂરૂપ માયાવાળાનું કુંડલોવાળું માથું કાપી નાખ્યું. તે સમયે માણસોએ 'હા' 'હા' એવી વાણી થઈ.(૩૬)

ભાવાર્થ, સુબોધિનીજી : પછી કોઇ ન આવ્યું. ત્યારે તે ચ્રકથી માથું કાપી નાખ્યું. આ શાલ્વ તુચ્છ હોવાથી આનો વધ બીજા શસ્ત્રથી થશે એમ માનવામાં આવે તેથી 'તેનાથી જ' અમે કહેલું છે. 'કુંડલવાળું' એટલે સર્વ દેવોનું રહેઠાણ હોવા છતાં અને તે પણ 'पुरमायिनः' પુરૂરૂપ મોહ કરનારી માયા હતી જેની તેવાનું માથું કાપી નાખ્યું. આવાનો પણ વધ કરવાનું કારણ 'હરિ'એ શબ્દથી કહેલ છે. સર્વનું દુઃખ હરનારાએ આને પણ મોક્ષ આપવા માટે જ તેમ કર્યું. વળી જો આ જીવત તો બધાને પીડા કરત એમ 'જેમ વ્રજથી ઇંદ્રે વૃત્રનું માથું કાપેલ' એ દષ્ટાંત કહેલું છે.(૩૬)

**तस्मिन्निपतिते पापे सौभे च गदया हते।**
**नेदुर्दुन्दुभयो राजन्दिवि देवगणेरिताः।**
**सखीनामपचितिं कुर्वन्दन्तवक्रो रुषाऽभ्यगात्॥३७॥**

भगवानक्लिष्टकर्मा। तं न मारितवान् किन्तु पापेनैव पतितः पापेन सायुज्याभावो वा। सौभे च गदया हत इति। मायानिर्मितत्वात् कदाचित् स्थितिर्भवेत्। ततस्तन्प्रविश्य वान्यो युद्धं कुर्यात्, अतः प्रधानानन्तरमपि सौभस्य पृथगनुवादः। तदा दन्तवक्रः पूर्वमृतानां सखा स्वापचितिं कुर्वन् सखीनामर्थे रुषा क्रोधेन युद्धार्थमाभिमुख्येन समागतः अन्यैः सह युद्धेन क्लिष्टदशायां स्वस्य जयो भविष्यतीति॥३७॥

**इति श्रीभागवतसुबोधिन्यां**
**श्रीलक्ष्मणभट्टात्मजश्रीवल्लभदीक्षितविरचितायां**
**दशमस्कन्धोत्तरार्धविवरणे अष्टाविंशाध्यायविवरणम् ॥२८॥**

શ્લોકાર્થ - ૩૭ : તે પાપી પડયો અને સૌભનો ગદાથી નાશ થયો. ત્યારે હે રાજન ! આકાશમાં દેવોના સમુહોએ વગાડેલાં દુંદુભીઓ વાગ્યાં. મિત્રોના વૈરનો બદલો વાળતાં દંતવક્ર ક્રોધથી ધસી આવ્યો. (૩૭)

ભાવાર્થ, સુબોધિનીજી : ભગવાન કલેશ વગર કર્મ કરનારા છે. તેમણે શાલ્વને હણ્યો નહિ. પરંતુ પાપથી જ તે પડયો અથવા પાપને લીધે તેને સાયુજ્યની પ્રાપ્તિ થઈ નહિ. 'આ સૌભનો ગદાથી નાશ થયો' એ શબ્દોથી એમ જણાય છે કે તે માયાથી બનાવેલું હોવાથી કદાચ રહ્યું હોય તો પછી તેની અંદર પ્રવેશ કરી બીજો યુદ્ધ કરે. તેથી મુખ્ય શાલ્વના પછી પણ સૌભનો નાશ થવાનું જુદું કહેલ છે. પછી પહેલાં મરણ પામેલા મિત્રોના વેરનો બદલો વાળતો દંતવક્ર મિત્રોને લીધે ક્રોધથી બીજાની સાથે યુદ્ધ કરવાથી ભગવાન થાકેલી સ્થિતિમાં છે ત્યારે પોતાનો જય થશે એવા વિચારથી યુદ્ધ કરવા માટે સામો આવ્યો. (૩૭)

"દશમ સ્કંધ ઉત્તરાર્ધ
અધ્યાય - ૨૮ મો
સાત્ત્વિક સાધન પ્રકરણ
સંપૂર્ણ"

